## શ્રી ચૈતન્ય મહાપ્રભુ



પ્રેમ અને આનંદની મૂર્તિ જગતના ઉપર પ્રેમનું અમીવર્ષણ
કરતી ચાલી જતી હોય એવા તે દેખાતા હતા.

પૃષ્ઠ ૩૨.

Lakshmi Art, Bombay 8

# પ્રેમાવતાર ચૈતન્યદેવ

શ્રી ગૌરાંગ મહાપ્રભુનું સંપૂર્ણ જીવન ચરિત્ર
તેમના ઉપદેશ અને સમાલોચના સહિત.

"राधाभावद्युतिसुवलितं नौमि कृष्णस्वरूपम् ।"



નર્મદાશંકર પંડયા.

---

સાધુ ગૌરાંગદાસ
મંત્રી, ગૌરાંગ સાહિત્ય પ્રકાશન સમિતિ,
૭૨, મેડોઝ સ્ટ્રીટ, કોટ.
મુંબઇ.



સંવત ૧૯૮૫.                    કિંમત રૂા. ૨.

આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:—

નવયુગ મુદ્રણાલય, સુરત.

મેસર્સ ગાંધી કંપની
૭૨ મેડોઝ સ્ટ્રીટ
કોટ, મુંબઈ

સાધુ ગૌરાંગદાસ,
રામજીમંદિર,
મુ. કરજણ, પો. મીઆગામ.

તથા તમામ પ્રસિદ્ધ બુકસેલરોની પાસેથી મળી શકશે.

મુદ્રકઃ ભાઇલાલ ઝ. પટેલ,
નવયુગ મુદ્રણાલય
લીમડાચોક, સુરત.

પ્રત ૨૧૦૦

## મારી સ્વર્ગસ્થ પુત્રી કુમુદિનીને.

બ્હેન !

**મારી** પાસેથી તું બંગાળી ભાષા શીખી ત્યારથી તું મને ચૈતન્યભાગવત અને ચૈતન્યચરિતામૃત વાંચી સંભળાવતી; તેથી ચૈતન્યદેવની સાથે તારૂં સ્મરણ સદાને માટે જોડાઇ જ ગયું છે. એ પુસ્તકો તો આજે એ મારી પાસે છે, પણ તું ક્યાં ? તું જે અનંતતામાં ડૂબીને અદૃશ્ય થઇ ગઇ તેમાં ડૂબકી મારીને હું તને શોધી ન કહાડું ત્યાં સુધી જેની લીટીએ લીટીમાં તારાં મીઠાં સ્મરણો ભર્યાં છે તે પુસ્તકોના સારાંશરૂપ આ ન્હાનું પુસ્તક તને અર્પણ કરીને જ મારે સંતોષ માનવો રહ્યો.

# પ્રકાશકનું નિવેદન.

---

મારા ગોલોકગત પૂજ્ય ગુરુદેવ **શ્રીમન્ માધવદાસજી મહારાજ**, જેમના નામથી ગૂજરાતના ઘણા લોકો જાણીતા છે, તેઓ જો આજે આ જગતમાં સ્થૂલ દેહે વિરાજમાન હોત તો તેમના ઇષ્ટદેવ શ્રી ગૌરાંગ મહાપ્રભુની જીવનકથાને ગૂજરાતી ભાષામાં છપાએલી જોઇને અત્યંત પ્રસન્ન થાત. ત્રીશ કરતાં વધારે વર્ષ સુધી શ્રી માધવદાસજી મહારાજ આ દેશમાં રહ્યા. તેમની કૃપાનો, અને તેમની યોગસિદ્ધિઓનો લાભ તો ઘણાએ લીધો છે. પણ તેમની પાસે એથી એ વધારે અણમોલી એક વસ્તુ હતી તે તો અનર્પિત જ રહી ગઈ છે. શ્રી ગૌરાંગ મહાપ્રભુ જે મધુર પ્રેમભક્તિની પ્રણાલિકા પ્રસ્તુત કરી ગયા છે તેનો લાભ ગૂજરાતને હજી નથી મળ્યો. એ દિશામાં આ પુસ્તક દ્વારા પહેલો પ્રયત્ન થાય છે તે જાણીને મારા ગુરુદેવ અંતરિક્ષમાંથી આશીર્વાદ વર્ષાવતા જ હશે એવું મારું શ્રદ્ધાળુ અંતઃકરણ સાક્ષી પૂરે છે. આજે જો તેઓ વિદ્યમાન હોત તો તેમના કરકમલમાં આ પુસ્તક મૂકીને હું કૃતાર્થ થાત. તેમ કરવાનું મારા ભાગ્યમાં નહિ હોવાથી અત્યારે તો માત્ર આ પુસ્તકના લેખક અને વાચકને માટે તેમના આશીર્વાદની પ્રાર્થના કરીને જ મારે સંતોષ માનવો પડે છે.

કેટલાં એ વર્ષથી શ્રી ગૌરાંગ મહાપ્રભુની જીવનકથાને ગૂજરાતી ભાષામાં લખાએલી જોવાની મારા ગુરુદેવની અને તેમની પ્રેરણાથી મારી હાર્દિક ઇચ્છા હતી. તે આજે ગુરુ અને પ્રભુની કૃપાથી પૂર્ણ થઇ છે. આ વિષયનો જેમણે ઘણાં વર્ષો સુધી અભ્યાસ કર્યો છે



શ્રીમન્ પરમહંસ માધવદાસજી મહારાજ.

Lakshmi Art, Bombay, 8.

અને જેની ખાતર મહાપ્રભુની જન્મભૂમિ બંગદેશમાં પ્રવાસ કરીને ત્યાંના વિદ્વાનો અને સંતોનો સમાગમ કરી આવ્યા છે તેમને જ હાથે એ સેવા થઇ છે તેથી મને સવિશેષ સંતોષ થાય છે.

હું નિષ્કિંચન, નિવૃત્તિપરાયણ સાધુ પુસ્તકપ્રકાશનની પ્રવૃત્તિમાં શા માટે પડયો હોઇશ તેનો સરળ ઉત્તર મારે આપવો ઘટે છે. ભક્તિનો રસ ચાખો અને સૌને ચખાડો એવી અમારા મહાપ્રભુની આજ્ઞા માથે ચડાવીને તેમની કૃપાના બળથી બળવાન બનીને આ પ્રવૃત્તિ મેં આદરી છે અને હજી જેમ જેમ સુયોગ મળતો જશે અને ગૂજરાતની પ્રજા આ સતપ્રવૃત્તિને આવકાર આપતી જશે તેમ તેમ બીજાં પણ આવાં લોકોપયોગી પુસ્તકો તૈયાર કરાવીને જનહિતાર્થે પ્રકટ કરવાની અભિલાષા હું મારા અંતરમાં પોષી રહ્યો છું. તેમનાં વેચાણમાં મને પોતાને તેમ જ તેના લેખકોને જરાએ આર્થિક સ્વાર્થ નથી એ હું જાહેર કરું છું. આ પુસ્તકોના વેચાણમાંથી થતી ઉત્પન્ન એ સાર્વજનિક મિલ્કત છે અને સાર્વજનિક જ રહેશે. એના વધતા જતા ભંડોળમાંથી નવાં નવાં પુસ્તકો પ્રકટ કરવાના ઉદ્દેશ સિવાય બીજો કશો જ તેનો ઉપયોગ નથી.

શ્રી ગૌરાંગ પ્રભુનું આ પહેલું જ સંપૂર્ણ જીવનચરિત્ર છે. તે લખાઇને તૈયાર થયું એટલે તેને પ્રસિદ્ધ કરવાની જવાબદારી મારે માથે આવી ઉભી, અને તેને માટે મારે પ્રજાની આગળ જ ઝોળી ધરવી રહી. પ્રભુની કૃપાથી મારી ભિક્ષાની ઝોળીમાં ઉદારતાથી ભિક્ષા આપનારા સજ્જનો મળી આવ્યા. તેમાં સૌથી ભારે હિસ્સો પેટ-લાદના દાનવીર શેઠ રમણલાલ કેશવલાલ દાતાર તરફથી મળ્યો છે. આવી સંગીન મદદ તાત્કાળિક રીતે ન મળી આવી હોત તો આટલી ટૂંક મુદ્દતમાં હું વાચક વર્ગ આગળ આ પુસ્તક રજૂ કરી શકયો ન હોત.

શેઠ રમણલાલને કીર્તિની સ્પૃહા તો નથી જ. તેઓ ઈશ્વર તથા માનવબંધુઓ પ્રત્યે પોતાની ફરજ મૂંગે મ્હોડે અદા કર્યા જ જાય છે. તો પણ તેમની સત્પ્રવૃત્તિ બીજાઓને માર્ગદર્શક થઇ પડે એવી હોવાથી તેનો ઉલ્લેખ કરવો મને ઉચિત લાગે છે.

સંસ્કૃત વિદ્યા અને આર્યશાસ્ત્રોનાં અધ્યયન અને અધ્યાપન તરફ એમની ભક્તિ સુવિદિત છે. તદુપરાંત વિદ્યાદાન, શિષ્યવૃત્તિઓ, સંત સાધુઓનો સત્કાર, વેદાંત વગેરે લોકોપકારક સાહિત્યનું પ્રકાશન, જળાશયો, ધર્મશાળાઓ, દવાખાનાં, જ્ઞાતિનાં અને જ્ઞાતિની બહારનાં નિરાશ્રિતોને અનેક પ્રકારની સહાય—એવાં કેટલાંએ પુણ્યનાં દ્વાર તેમણે ખુલ્લાં મૂકયાં છે, અને તેમાં હજારો નહિ પણ લાખો રૂપિઆ સ્વહસ્તે દાન કર્યાજ જાય છે. ગૂજરાતની બહારના પ્રદેશોને પણ એમણે નથી વિસાર્યા. જ્યાં જ્યાં જળપ્રલય, દુષ્કાળ, મહામારી એવી આસમાની સુલતાની થઇ હશે ત્યાં ત્યાં શેઠ રમણલાલ સંકટ ગ્રસ્તોને સહાય કરવા સદાએ મુકતહસ્ત જ રહ્યા છે. હમણાં થોડા વખત ઉપર જ આસામના રેલસંકટથી ઘેરાએલા પ્રદેશોમાં જાતે જઇને દુઃખીઆંઓનાં દુઃખનિવારણ અર્થે સંગીન રકમનું દાન કર્યું છે અને તેને વ્યવસ્થિત રીતે વાપરવા માટે પોતાના તરફથી એક સજ્જનને મૂકતા આવ્યા છે.

શાસ્ત્રોકત યજ્ઞયાગ વગેરે સત્કર્મો તેમણે યથેષ્ટ કર્યાં છે અને સંતસાધુઓના નિવાસ માટે "મહાત્માશ્રમ" બંધાવી તેમના દ્વારા જનતાને ધાર્મિક શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો છે. ભગવાન એમને હાથે આવાં અનેકાનેક શુભ કૃત્યો કરાવે એવી તેને મારી પ્રાર્થના છે.

છેવટમાં વાચકને એક વિનતિ કરી લઉં. આ પુસ્તક ભાવ-પ્રધાન છે તેથી તેના બાહ્યસ્વરૂપમાં જે કાંઇ ત્રુટિ જોવામાં આવે



શેઠ રમણલાલ કેશવલાલ દાતાર. પેટલાદ.

તેની દરગુજર કરવી ઘટે છે. મુદ્રણદોષને માટે પ્રકાશક દિલગીર છે. છાપતાં તૂટી જતાં બીબાંને લીધે તેમ જ દૃષ્ટિદોષને લીધે કેટલીક ભૂલો થઇ છે. તેમાંની ઘણીક તો વાચક સહેજે સુધારી લે એવી છે. બીજી મહત્ત્વની ભૂલોનું શુદ્ધિપત્રક આપ્યું છે.

અંતમાં પ્રેમાવતાર પતિતપાવન દીનબંધુ ગૌરાંગ મહાપ્રભુ સૌના હૃદયમાં જાગૃત થાઓ એવી પ્રાર્થના. સૌનું કલ્યાણ થાઓ!

શ્રાવણ, કૃષ્ણ ૨, સંવત ૧૯૮૫.
સુરત.
} ગૌરાંગદાસ (માલસરવાળા)

# પ્રસ્તાવના.

---

ચૈતન્યદેવનું સંપૂર્ણ જીવનચરિત્ર અને તેમના ઉપદેશો આજે પહેલી જ વાર ગૂજરાતી વાચકો સમક્ષ ધરવામાં આવે છે. તોપણ છેલ્લાં વીશેક વર્ષ થયાં તેમના સંબંધમાં થોડુંક સાહિત્ય ગૂજરાતી ભાષામાં પ્રકટ થઈ ચૂકયું છે. બંગાળી ભાષાના જીવનચરિત્રોના સાહિત્યમાં જેનું સ્થાન ઘણું ઊંચું છે એવું "અમૃત બજાર પત્રિકા"-ના આદ્ય તંત્રી સ્વ. શિશિર કુમાર ઘોષે છ ભાગમાં લખેલું "અમીય નિમાઇ ચરિત" ૧૯૧૧ ની સાલમાં મારા વાંચવામાં આવ્યું ત્યારથી જ તેને ગૂજરાતીમાં ઉતારવાની મને ઇચ્છા થઇ હતી. તેના પહેલા ભાગનો અનુવાદ મેં ૧૯૧૩ માં "કૃષ્ણચૈતન્ય" એવા નામથી પ્રકટ કર્યો. દરમ્યાન "ભકત" માસિકના તંત્રીએ શ્રી જગન્નાથ પાઠકનું એજ શિશિર બાબુના "Lord Gauranga" (ગૌરાંગપ્રભુ) નામના અંગ્રેજી ગ્રંથના પહેલા ભાગનું ભાષાંતર પ્રસિદ્ધ કર્યું. તેની બીજી આવૃત્તિ હમણાં નીકળી છે પણ તે પછીના ભાગનું ભાષાંતર પ્રકટ થયું નથી એટલે એ કાર્ય હાલ તો અપૂર્ણ જ કહેવાય.

ત્યાર પછી ૧૯૨૫ સુધીનાં વર્ષોમાં "અમીય નિમાઇ ચરિત" ના બીજા પાંચ ભાગનો અનુવાદ કરવાનું કામ હાથમાં લેવાનું મારાથી ન બની શકયું. પરંતુ ૧૯૨૫ ની સાલમાં મારી માંદગીને લીધે હું બીજા કામમાંથી નિવૃત્ત થએલો હોવાથી એ અધૂરું રહેલું કામ પૂરું કરી શકયો અને લગભગ એક હજાર પૃષ્ટનો ગ્રંથ "સસ્તું સાહિત્ય કાર્યાલય" દ્વારા પ્રસિદ્ધ કરાવવાનો મેં પ્રબંધ પણ કર્યો. પરંતુ એ સંસ્થાએ હજી સુધી તેને પ્રસિદ્ધ કર્યો નથી;

નહિ તો ગૂજરાતી વાચકવર્ગને તેના દ્વારા નિર્મળ આનંદ આપનારૂં વાચન કયારનું એ મળી ગયું હોત. પરંતુ એ પણ એક રીતે ઠીક જ થયું છે. નહિ તો ચૈતન્ય સંપ્રદાયના પ્રાચીન આધારભૂત ગ્રંથોનો અભ્યાસ કરીને વધારે સંપૂર્ણ પુસ્તકને સારૂ બહુ જ થોડો અવકાશ રહ્યો હોત.

પણ ચૈતન્યદેવને લગતા બંગાળી અને સંસ્કૃત સાહિત્યનું અનુશીલન કરવાની મને લગની જ લાગી હતી અને બની શકે તો ખુદ બંગાળા જઇને વધારે અપરોક્ષ રીતે અભ્યાસ કરવાનો વિચાર પણ ઘણા વખતથી ચિત્તમાં ધર કરી બેઠો હતો. આજથી ત્રણેક વર્ષપર મને તેવો સુયોગ મળી ગયો. ચૈતન્યદેવની લીલાભૂમિ બંગાળા અને ઓરિસ્સામાં હું દોઢેક વર્ષ ફર્યો. ત્યાંના વિદ્વાનો અને સંતોના સમાગમમાં આવ્યો. તેમાંથી પણ ઘણું નવું શીખવાનું મળ્યું. પૂર્વે નહિ જોએલાં પુસ્તકો જોવા મળ્યાં. વાંચેલાં પુસ્તકોના નહિ સમજાએલા ભાગનો મર્મ સમજી શકાયો. ચૈતન્યદેવના જીવનની સાથે સંબંધ ધરાવતી જગ્યાઓ પણ હું જોઈ વળ્યો. આ રીતે તેમનું જીવનવૃત્તાંત સ્વતંત્ર રીતે લખવા જેટલી સામગ્રી મને પ્રાપ્ત થઇ.

ઉપર કહ્યા પ્રમાણે મેળવેલી હકીકતોને આધારે "The Gospel of Chaitanya" નામનું એક પુસ્તક મેં પ્રથમ અંગ્રેજીમાં તૈયાર કર્યું અને બંગાળાના એક અંગ્રેજી સાંપ્રદાયિક માસિક પત્રમાં તેનાં કેટલાંક પ્રકરણો પ્રસિદ્ધ કર્યાં. એ લેખોએ મને બે ધુરંધર પંડિતોનો પરિચય કરાવ્યો. ઇટલિના વતની પણ ન્યાયશાસ્ત્ર, બૌદ્ધસાહિત્ય અને વૈષ્ણવ દર્શનના અભ્યાસના શોખને લીધે હાલ ભરતખંડમાં આવી વસેલા ઢાકા વિદ્યાપીઠના પ્રોફેસર ડૉકટર તૂચી, પી. એચ. ડી; અને બીજા કલકત્તા વિદ્યાપીઠના ડૉકટર ભાગવત કુમાર ગોસ્વામી, એમ. એ; પી. એચ, ડી. એ બેઉ પંડિતોએ મારા કાર્ય તરફ સહાનુભૂતિ દર્શાવી અને મારૂં અંગ્રેજી હસ્તલિખિત પુસ્તક પોતાની આંખ તળે કહાડી ગયા.

અંગ્રેજી પુસ્તકને માટે જે સામગ્રી મેં એકઠી કરી હતી તેને જ આધારે આ ગૂજરાતી પુસ્તકની રચના કરી છે. પણ હિંદની બહારનો વિદેશી વાચક ન સમજી શકે એવી કેટલીક અગત્યની બાબતો જે અંગ્રેજી પુસ્તકમાં નથી દાખલ કરી તે આમાં ઉમેરી છે એટલી એની વિશેષતા છે.

દુનિયાના તમામ ધર્મપ્રવર્તકો કરતાં ચૈતન્યદેવની જીવનકથા વિષે માહિતી મેળવવાનું કામ એક રીતે વધારે સહેલું છે. તેમના જન્મ વખતે બંગાળામાં કેળવણીનો પ્રચાર ઘણા જ બહોળા પ્રમાણમાં હતો. તેમના અનુયાયીઓમાં પણ કેટલાક તો તે વખતના સારામાં સારા નૈયાયિકો, પંડિતો અને કવિઓમાં ગણાય એવા હતા. તેઓમાંના કેટલાકે ચૈતન્યદેવના જીવનને લગતાં પુસ્તકો અને ટીપ્પણો લખ્યાં છે. ચૈતન્યદેવના સિવાય બીજા કોઈ પણ ધર્મપ્રવર્તકની જીવનકથા તેમની હયાતીમાં જ અને તેમના પોતાના સાથીઓને જ હાથે લખાઇ નથી.

## સમકાલીન સાહિત્ય.

૧ चैतन्यचरितम् । ચૈતન્યદેવના પાડોશી અને ભકત મુરારિ ગુપ્ત પોતાનાં સંસ્મરણો સંસ્કૃતમાં લખી ગયા છે. તેની રચના ચૈતન્યદેવની હયાતીમાં અને સાંનિધ્યમાં જ થએલી. ચૈતન્યદેવને માટે આ સૌથી વધારે અગત્યનો અને વિશ્વસનીય દસ્તાવેજ છે. એમના જીવનના પૂર્વાર્ધની તેમાં વિગતવાર નોંધ છે.

૨ चैतन्यचन्द्रामृतम् । કાશીના પ્રકાશાનંદ સરસ્વતી જેમને ચૈતન્યદેવે કૃષ્ણભકત બનાવ્યા હતા તેમની રચેલી આ સંસ્કૃત પ્રશસ્તિ છે. લેખકે તેમાં ચૈતન્યદેવનું સૌન્દર્ય, પ્રેમાવેશ, દયા, નૃત્ય વગેરેનું મર્મસ્પર્શી ભાષામાં વર્ણન કર્યું છે.

૩ स्तवमाला અને स्तवावली । આ પણ સંસ્કૃતમાં લખાએલી પ્રશસ્તિઓ છે. પહેલી રૂપ ગોસ્વામીની અને બીજી રઘુનાથ દાસ ગોસ્વામી કૃતિ છે. બેઉ ચૈતન્યદેવના નિકટના સમાગમમાં આવેલા અને રઘુનાથ દાસ તો પંદર વર્ષ સુધી તેમની સાથે ને સાથે જ રહેલા. તેથી કરીને આ બેઉ કાવ્યો ઐતિહાસિક દસ્તાવેજ તરીકે ઘણાં કિંમતી કહેવાય.

૪ गौरांगशतकम् બંગાળાના સુપ્રસિદ્ધ નૈયાયિક વાસુદેવ સાર્વભૌમે ચૈતન્યદેવ પ્રત્યેના પોતાના ભાવ આ શતક દ્વારા વ્યકત કર્યા છે. આ પણ તેમના લાંબા વખતના સાથીની કૃતિ છે.

૫ **પદસાહિત્ય.** ઉપર ગણાવેલાં સંસ્કૃત પુસ્તકો ઉપરાંત તે સમયના બંગાળી ભાષાના સાહિત્યમાં પણ ચૈતન્યદેવ વિષેનાં કાવ્યોનો પુષ્કળ સંભાર છે. તેમના ભકતોમાંના કેટલાક તો કવિઓ હતા જ અને બીજા કેટલાકને ભકિતના વેગે કવિ બનાવ્યા હતા. તેમણે ચૈતન્યદેવના જૂદા જૂદા પ્રસંગો વિષે લખેલાં કાવ્યોમાં પોતાના હૃદયના ભાવ ઠાલવ્યા છે; તેમના ગુણો અને કાર્યોનું વર્ણન કર્યું છે. એવાં કેટલાંક પદની વાનગી વાચક આ પુસ્તકમાં જોશે. આ બધા કવિઓનાં કાવ્યોનો સંગ્રહ "વૈષ્ણવપદકલ્પતરુ"ના નામથી એક ગ્રંથમાલા રૂપે બંગ સાહિત્ય પરિષદ પ્રસિદ્ધ કરે છે. ગૌરપદતરંગિણી નામનો એક બીજો કાવ્યસંગ્રહ છે. એ બેઉમાંથી ચૈતન્યદેવના જીવનના ઘણા સુંદર પ્રસંગોની વિગત મળી આવે છે.

## ચૈતન્યદેવની પછીનાં ૫૦ વર્ષનું સાહિત્ય.

चैतन्यचन्द्रोदय । અને चैतन्यचरितकाव्यम् । કર્તા કવિ કર્ણપૂર. ચૈતન્યદેવના જીવનના પ્રસંગોને કવિએ નાટક અને કાવ્યમાં ગૂંથ્યા છે. બેઉ પુસ્તકોએ મધ્યકાલીન સંસ્કૃત સાહિત્યમાં કાયમનું સ્થાન મેળવી લીધું છે.

૨ ચૈતન્યભાગવત, ચૈતન્યમંગલ અને ચૈતન્યચરિતામૃત. આ ત્રણે બંગાળી મહાકાવ્યો છે.* ચૈતન્ય ભાગવતની રચનાનો કાળ સર જદુનાથ સરકાર ઇ. સ. ૧૫૩૫નો ઠેરવે છે. એટલે એનો કેટલોક અંશ તો ચૈતન્યદેવની હયાતીમાં જ લખાયો હોવો જોઇએ. એના કર્તા વૃન્દાવનદાસ (જન્મ ૧૫૦૭) ચૈતન્યદેવના મુખ્યતમ સાથી નિત્યાનંદના શિષ્ય હતા અને તેમને મ્હોડેથી સાંભળેલી હકીકતોનો તેણે આ જીવનવૃત્તાંત લખવામાં ઉપયોગ કર્યો જણાય છે. ચૈતન્યમંગલના કર્તા લોચનદાસ(જન્મ ૧૫૨૩)પણ ચૈતન્યદેવના સમકાલીન જ ગણાય. ત્રીજું અને સૌથી વધારે પ્રામાણિક જીવનવૃત્તાંત ચૈતન્યચરિતામૃત છે.એના કર્તા કવિરાજ કૃષ્ણદાસે (જન્મ ૧૪૯૬) બીજાં કેટલાંક સંસ્કૃત પુસ્તકો રચ્યા પછી છેક એંસી વર્ષની વયે ચૈતન્યદેવના આગેવાન ભક્તોના આગ્રહને વશ થઇને આ મહાકાવ્ય લખવાનો આરંભ કર્યો. "કવિ અત્યંત વૃદ્ધ અને અશક્ત થઇ ગયા હતા પણ આવી ગંભીર અને પવિત્ર માગણીને તે ઠેલી શક્યા નહિ. તે જ દિવસે સાંજે તેમણે મદનમોહનજીની પ્રાર્થના કરીને અનુમતિ માગી તેવો જ મૂર્તિના ગળાનો હાર ચમત્કારિક રીતે ખસી પડયો. આ બનાવને અનુમતિસૂચક ચિહ્ન માનીને તે વૃદ્ધ કવિએ રાધાકુંડને કાંઠે બેસીને નવ વરસ સુધી અવિશ્રાંત પરિશ્રમ કરીને ઇ. સ. ૧૫૮૨માં ચૈતન્યચરિતામૃત તૈયાર કર્યું. × × × પ્રાચીન બંગાળી સાહિત્યના તે મુગટરૂપ છે અને તેની વિશેષતા એ છે કે તેમાં વૈષ્ણવ ધર્મના જટિલ સિદ્ધાંતોને વૈષ્ણવેતર વાંચનારને સમજ પડે એવી રીતે સમજાવ્યા છે. આ ગ્રંથના પ્રત્યેક ખંડમાં તેના કર્તાનો સંસ્કૃત સાહિત્યનો અને ખાસ કરીને ભાગવત પુરાણનો અતિ ઉંડો અભ્યાસ

---

* કવિઓના તથા તેમનાં કાવ્યોના કાળનિર્ણયને માટે સર જદુનાથ સરકારની ગણત્રીનો જ મેં આધાર લીધો છે.

સ્પષ્ટ રીતે પુરવાર થાય છે"× એની અંદર ચૈતન્યદેવના જીવનચરિત્ર ઉપરાંત તેમના સંપ્રદાયનું તત્ત્વજ્ઞાન ઘણી જ ખૂબીથી સમાવી દીધું છે. ચૈતન્ય સંપ્રદાયના તે સમયના નેતા જીવ ગોસ્વામીને તો એ પુસ્તક વાંચી જોતાં ખાત્રી થઈ કે એની અંદર સંપ્રદાયના સંસ્કૃત ગ્રંથોનો સાર એટલા બધા પ્રમાણુમાં અને એવી કુશળતાથી ભરી દીધો છે કે તેને વાંચ્યા પછી લોકો મૂળ ગ્રંથો જોવાની દરકાર નહિ રાખે. આવી બ્હીકથી તેને પ્રસિદ્ધ કરવાની સંમતિ આપતાં પણ જીવ ગોસ્વામીને સંકોચ થએલો. "સંસ્કૃત સાહિત્યના ભંડારમાંથી ભક્તિના સિદ્ધાંતોનું સ્થાપન કરવામાં તેને જે કાંઇ ઉપયોગી જણાયું તે બધું જ કર્તાએ કામમાં લીધું છે અને એક એક દલીલના સમર્થનમાં ત્રણ ત્રણ ચાર ચાર પ્રમાણોના કોટ કિલ્લાથી તેને સુરક્ષિત કરી દીધી છે."* એ ગ્રંથ જો બંગાળીને બદલે હિન્દીમાં લખાયો હોત તો તુલસીદાસના રામાયણના કરતાં પણ પંડિતોમાં વધારે માન્ય થાત. એમાંથી મને ઘણામાં ઘણી સામગ્રી મળી છે અને મારા પુસ્તકનો અડધા ઉપરનો ભાગ તો લગભગ તેને જ આભારી છે.

## ચૈતન્યદેવ અને નરસિંહ મહેતા.

ચૈતન્યદેવ ઈ. સ. ૧૫૧૦ અને ૧૫૧૨ના ગાળામાં ભારતને પ્રવાસે નીકળ્યા હતા અને ગૂજરાતના કેટલાક ભાગોમાં આવ્યા હતા એવો સ્પષ્ટ ઉલ્લેખ છે. તેઓ જ્યાં જતા ત્યાંના સંત સાધુઓને મળવાનો તેમનો સ્વભાવ હતો. કોઇ સંતનો નિવાસ પોતાના માર્ગથી દૂર હોય તો રસ્તો બદલીને પણ ચૈતન્યદેવ તેને મળ્યા વગર રહેતા નહિ. ગૂજરાતના ભક્તશિરોમણિ નરસિંહ મહેતાને તે મળ્યા હોય એવો સંભવ છે. એ બેઉની વિચારશ્રેણીમાં જે સામ્ય

× *Chaitanya by Sir Jadunath Sarkar, Pages, 5-6.*

* *The Chaitanya Movement by M. T. Kennedy.*

છે તેનાથી આ અનુમાન વધારે સબળ થાય છે. નરસિંહનાં કાવ્યોમાં રાધાકૃષ્ણની વ્રજલીલાનો જે ભાગ છે તે ચૈતન્યદેવના સમાગમનું પરિણામ હોય એમ માનવાનાં કેટલાંક કારણ છે. નરસિંહની પછીના કવિઓમાં શૃંગારરસયુક્ત પ્રેમભક્તિનો પ્રવાહ લગભગ અદૃશ્ય થઇ ગએલો દેખાય છે. માત્ર દયારામમાં તે પાછો દર્શન દે છે. એ બેઉ કવિઓની શૃંગારરસપ્રધાન કવિતાઓનાં મૂળ ગૂજરાતની બહારના પ્રદેશમાં હોવાં જોઇએ એમ માનવાનાં કારણો વિચારીએ.

વૈષ્ણવ આચાર્યોમાં સૌથી પહેલા રામાનુજ હતા. તેમના ઇષ્ટદેવ લક્ષ્મીનારાયણ હોવાથી તેમણે પ્રબોધેલી ભજનપ્રણાલિમાં શૃંગાર રસ નથી. હોવાનો સંભવ પણ નથી. માધ્વ સંપ્રદાયમાં પણ એ વસ્તુ નથી. નિંબાર્ક સંપ્રદાયમાં શૃંગાર રસ છે પણ તે સ્વકીયા શૃંગાર છે. પરકીયા શૃંગારથી તેમણે પોતાના સંપ્રદાયને અલગ જ રાખ્યો છે. રામાનંદ સીતારામના ઉપાસક તેથી તેમનામાં આ તત્ત્વ હોઇ શકે નહિ. બાકી રહ્યા વલ્લભાચાર્ય. તેમની ઉપાસના બાળ ગોપાલની હતી અને વાત્સલ્ય રસ તરફ તેમનું પ્રબળ વલણ હતું. રાધાકૃષ્ણની ઉપાસનાના અને તેમાં પરકીય શૃંગાર રસનું અવલંબન કરવાની ભજનપદ્ધતિના એકમાત્ર પ્રબોધક ચૈતન્યદેવ. વલ્લભસંપ્રદાયમાં પાછળથી શૃંગાર રસનું જે વહેણ દાખલ થયું છે તે વ્રજમાંથી આવ્યું હોય એમ મારૂં માનવું છે. એમના વંશજો અને તેમાં ખાસ કરીને વિઠ્ઠલનાથ ચૈતન્ય સંપ્રદાયના ગોસ્વામીઓના ગાઢા પરિચયમાં આવ્યા હતા. વલ્લભાચાર્યના સ્વર્ગવાસ પછી વિઠ્ઠલનાથ અને ગોકુલનાથના સમયમાં શૃંગાર રસનું તત્ત્વ વલ્લભસંપ્રદાયમાં પ્રવિષ્ટ થએલું જોવામાં આવે છે, તે ચૈતન્યસંપ્રદાય સાથેના સંપર્કનું ફલ હોઇ શકે. આ બધી વસ્તુસ્થિતિ લક્ષમાં લેતાં એવું અનુમાન કરી શકાય કે નરસિંહ મહેતો પણ મૂળ

પ્રેરણા ચૈતન્યદેવ પાસેથી પામ્યો હોય. તેમણે પ્રવર્તાવેલી ભજનપદ્ધતિ એવી લાક્ષણિક છે કે જ્યાં જ્યાં તેની સ્પષ્ટ અથવા અસ્પષ્ટ છાયા જોવામાં આવે ત્યાં ત્યાં તેમની અસર પહોંચી ગઇ હોવી જોઇએ.

પણ આ અનુમાનને વિદ્વાનોએ નરસિંહ મહેતાના સ્વીકારેલા કાળનો વાંધો નડે છે. પરંતુ ચારે વૈષ્ણવ સંપ્રદાયનો તુલનાત્મક અભ્યાસ કરનાર જરૂર સ્વીકારશે કે નરસિંહના ઉપર ચૈતન્યદેવની ચોક્કસ પણે અસર થએલી છે એ મારા અનુમાનમાં સત્યનો અંશ વધારે છે. સ્વીકારેલા મત પ્રમાણે નરસિંહ મહેતાને ચૈતન્યદેવથી લગભગ એક સૈકું પહેલાનો માનવા કરતાં તેનો જન્મકાળ એક સૈકું આગળ ખસેડવાનું વાજબી છે કે નહિ તેનો ગૂજરાતના વિદ્વાનો વિચાર કરે એવા હેતુથી આ પ્રશ્નની ચર્ચા અત્ર ઉપસ્થિત કરી છે.

આટલું છતાં પણ એક વાત કહેવી રહી જાય છે. મારી દલીલોની સામેના પલ્લામાં મૂકવા જેવી અને વજનમાં તેનાથી ઉતરે નહિ એવી એક બીજી દલીલ છે. તે એ છે જેમ અહિંસાનો સિદ્ધાંત ગાંધીજી અથવા બુદ્ધદેવના અગાઉના સમયમાં પણ ચર્ચાતો હતો, અદ્વૈતવાદ શંકરાચાર્યની પૂર્વેના પંડિતો સમજ્યા હતા અને સમજાવવાનો પ્રયત્ન પણ કરતા હતા તે પ્રમાણે ભાગવત, તેમજ નારદ અને શાંડિલ્યનાં સૂત્રોની રચનાના કાળથી જ પ્રેમભક્તિનો પ્રવાહ દેશમાં છૂટો છવાયો વહેતો થઇ ગયો હતો. જયદેવ, વિદ્યાપતિ, ચંડીદાસ, નરસિંહ, સુરદાસ એવાં તેને ઝીલનારાં યોગ્ય પાત્રો મળતાં તે કાવ્યરૂપે વ્યક્ત થતો. પણ ચૈતન્યદેવે આ પ્રવાહને વિપુલ સ્વરૂપ આપ્યું અને જે વસ્તુ વિદ્દ્‌ભોગ્ય હતી તેનાં પદ્ધતિ પુરઃસર શાસ્ત્રનો પ્રચાર કરીને લોકભોગ્ય બનાવી દીધી એ વાત તો નિર્વિવાદ જછે.

ચૈતન્ય સંપ્રદાયનું ઐતિહાસિક દષ્ટિથી અવલોકન કરવા માટે તથા તેનો મર્મ સમજવા માટે મને નીચે જણાવેલાં પુસ્તકોમાંથી ઘણી મદદ મળી છેઃ—

The Vaishnavite Reformers by Prof. Raja Gopalachariar.
Chaitanya by Sir Jadunath Sarkar.

The Antiquities of Orissa by Dr. Rajendralal Mitra.
Shri Krishna by Premanand Bharati.

The Bhakti Cult in Ancient India by Dr. Bhagavat Kumar Goswami.

Early History of the Vaishnav Sect by Prof. Hemchandra Raychaudhari.

The History of Bengali Language and Literature by Dr. Dinesh Chandra Sen.

Chaitanya and his Companions by the above anothor.

The Chaitanya Movement by Melvile Kennedy.
Lord Gauranga Vols. I, II. by Shishir Kumar Ghose.

| | | |
|---|---|---|
| ભક્તિરસામૃતસિંધુ | કર્તા | રૂપ ગોસ્વામી. |
| પ્રેમભક્તિચંદ્રિકા | ,, | નરોત્તમ દાસ. ઠાકુર મહાશય |
| ગંભીરાયગૌરાંગ | ,, | રસિક મોહન વિદ્યાભૂષણ |
| નીલાચલે વ્રજમાધુરી | ,, | ,, |

ઉડીયા ભાષામાં ચૈતન્યદેવ સંબંધી ઘણું સાહિત્ય છે તથા હિન્દીમાં લખાએલું સાહિત્ય પણ શોધ કરતાં મળતું જાય છે. પરંતુ તેમનો ઉપયોગ કરવાનું મારાથી નથી બની શક્યું.

આ ન્હાના પુસ્તકમાં ચૈતન્યદેવના ઉપદેશોને માટે જગ્યા કરી આપવા સારૂ તેમના જીવનના ઘણાએ મધુર અને મર્મસ્પર્શી પ્રસંગોને મારે છોડી દેવા પડ્યા છે. પણ તેમના જીવનચરિત્રની સાથે તેમના ઉપદેશોનો અગત્યનો અંશ ઉમેરીને તથા તેમના અનુયાયીઓએ કરેલા પ્રચાર કાર્યની અને રચેલા સાહિત્યની રૂપરેખા

બતાવીને ચૈતન્યદેવની સમગ્ર પ્રવૃત્તિનો અહેવાલ આપવાનો યથાસાધ્ય યત્ન કર્યો છે.

આ પુસ્તકમાં ચૈતન્યદેવની જીવનકથા તથા તેમના ઉપદેશો તેમની આસપાસના સમયમાં રચાએલા ગ્રંથોમાં જે સ્વરૂપમાં મળી આવ્યાં છે તેમાં કશો ફેરફાર ન કરતાં, તેમજ આધુનિક ઓપ ચડાવ્યા વગર બનતા સુધી ચૈતન્યદેવના પાર્ષદોના શબ્દોમાં જ રજૂ કરવામાં આવ્યાં છે. તેમાં સમાવેલાં તથ્યો વિષે વિવેચન કરીને વાચકને એક અથવા બીજી બાજુએ દોરવાનો યત્ન નથી કર્યો. ચૈતન્યદેવ તેમના ભકતોની આંખે જેવા દેખાયા હતા તેવા જ તેમને ચીતરવા માટે યથાશકિત કાળજી અને તટસ્થતા જાળવ્યાં છે. તેમના જીવનના વિવિધરંગી પ્રસંગોમાંથી સૌ પોતપોતાના અધિકાર અને રુચિ પ્રમાણે ગ્રહણ કરે અને જીવનમાં ઉતારે.

મહાપુરુષોએ આદરેલાં કાર્યોની વિગતની લૂખી નકલ ન કરી શકાય અને કરવી ઇષ્ટ પણ નથી; તોપણ તેમણે પોતાના લક્ષ્યને પહોંચવા જે સ્વાર્પણ અને તન્મયતા બતાવ્યાં છે તેનો અંશ પણ જો આપણા જીવનમાં બતાવીએ તો ઘણું કર્યું કહેવાય.

આ પુસ્તકમાં પ્રાચીન રીતિને અનુસરીને ચૈતન્યદેવને માટે પહેલેથી છેવટ સુધી "મહાપ્રભુ" શબ્દનો ઉપયોગ કર્યો છે.

વૈષ્ણવ સાહિત્યના પારિભાષિક શબ્દોના અર્થ પુસ્તકને છેડે આપ્યા છે.

મુંબઈ.<br>તા. ૯–૪–૧૯૨૯

નર્મદાશંકર પંડયા

# અનુક્રમણિકા.

-દીનતાની મૂર્તિ-કૃષ્ણ ક્યાં હશે ?-પાઠશાળા બંધ કરી-તીવ્ર કૃષ્ણ-વિરહ-વૈષ્ણવસમાજનું નિમંત્રણ-કીર્તનનો પ્રારંભ-મહાપ્રભુનું અલૌકિક નૃત્ય-કૃષ્ણપ્રેમનું દાન-મહાપ્રભુના અષ્ટ સાત્ત્વિક વિકાર. પૃષ્ટ ૧૯-૨૩.

**પ્રકરણ ૬ ઠું. ભક્તિનો તરંગ.**

કીર્તનનો પ્રચાર-મુસલમાન દરજી વૈષ્ણવ થયો-ભક્તિનાં આંદોલન-ચકચૂર બનેલા ભક્તો-ભક્તમંડળ. પૃષ્ટ ૨૩-૨૬.

**પ્રકરણ ૭ મું. નામ પ્રચાર.**

ઘેરેઘેર ફરીને નામ પ્રચાર-વૈષ્ણવ સમાજમાં થતો ઉમેરો-દારૂડીઆ ભાઇઓ-તેમનો ઉદ્ધાર કરવાનો નિત્યાનંદનો સંકલ્પ-મહાપ્રભુ દારૂડીઆઓના ઘર આગળ-દારૂડીઆએ નિત્યાનંદનું માથું ફોડયું-તેમનો પ્રશ્ચાત્તાપ-પાપનાં દાનનો સંકલ્પ-દારૂડીઆ વૈષ્ણવ થયા. પૃષ્ટ ૨૭-૩૦.

**પ્રકરણ ૮ મું. વિરોધ અને વિજય.**

બ્રાહ્મણોનો ખીજવાટ-નીચ અને અસ્પૃશ્ય જાતિઓમાં આવેલી ચેતના-પતિતપાવન મહાપ્રભુ-કાઝીપાસે બ્રાહ્મણોની ફરિયાદ-કીર્તન બંધ કરવાનો કાઝીનો હુકમ-કાઝીની હવેલીમાં જ કીર્તન કરવાનો મહાપ્રભુનો નિશ્ચય-નગરસંકીર્તન-કાઝીએ ભૂલ કબુલ કરી-તેણે લીધેલા શપથ-કાઝી વૈષ્ણવ થયો-નિર્ધન ભક્તનો મહિમા.

પૃષ્ટ ૩૦—૩૫

**પ્રકરણ ૯ મું. મહાપ્રભુ પોતાનું સ્વરૂપ બતાવે છે.**

બ્રાહ્મણોનો ઉપદ્રવ ચાલુ-લશ્કરની ગપ-મહાપ્રભુનો ભગવદ્ આવેશ હું બ્રહ્માંડનો સ્વામી છું-અદ્ભૂત તેજ-નારાયણીને કૃષ્ણ-પ્રેમનું દાન-શ્રીધરે રાજ્યને ધુતકારી કહાડયું-અમને શુદ્ધ ભક્તિ આપો-ભક્તો અને ભગવાનનું અપરોક્ષ મિલન-મને અહિં કોણ લઇ આવ્યું ? પૃષ્ટ ૩૫-૩૮.

**પ્રકરણ ૨૯ મું. સનાતનને ઉપદેશ. (ચાલુ)**



**પ્રકરણ ૩૦ મું. છ ગોસ્વામીઓ.**



**પ્રકરણ ૩૧મું. મહાપ્રભુ પાછા પુરીમાં**

# ઉપોદ્ઘાત.

જીવ, જગત્ અને ઇશ્વર એ ત્રણ તત્ત્વોના અન્વેષણમાંથી જગતની તમામ પ્રજાનાં દર્શનશાસ્ત્રની ઉત્પત્તિ થઇ છે. વૈષ્ણવ દર્શન-કારોએ એ પ્રશ્નને કેવી રીતે ઉકેલ્યો છે તે સમજવાની ચાવી જો વાચકના હાથમાં મૂકવામાં આવે તો તેના વડે ચૈતન્યદેવના જીવન અને ઉપદેશનો મર્મ સમજવામાં ઘણી સરળતા થઇ જાય તેટલા માટે થોડુંક પ્રારંભિક વિવેચન જરૂરનું છે.

"ભગવાન સત્, ચિત્ અને આનંદ સ્વરૂપ છે. તે અદ્વિતીય છે. તે નિર્વિશેષ છે. વાણી અને મન તેને ગ્રહણ કરી શકતાં નથી. તે સર્વવ્યાપક છે. તે દિશા અને કાળથી મર્યાદિત નથી. તે સૌનું આદિ કારણ છે. તેને પગ નથી પણ તે બધે ફરી શકે છે. તેને હાથ નથી પણ તે સૌને પકડી શકે છે. તેને નેત્ર નથી પણ બધું જોઈ શકે છે. તેને કર્ણેન્દ્રિય નથી છતાં તે બધું સાંભળી શકે છે." ઇત્યાદિ.

ઉપનિષદો બ્રહ્મનું ઉપર કહ્યું તેવું વર્ણન કરે છે તે બધું સાચું તો છે જ. પણ એ ઉપરાંત તેને વિષે બીજું ઘણું કહેવાનું અવશિષ્ટ રહી ગયું છે એમ પ્રાચીન વૈષ્ણવ ઋષિઓ કહે છે. તેઓ કહે છે કે ભગવાન નિરાકાર, નિર્લેપ, નિર્ગુણ અને સર્વ-વ્યાપક હોવા છતાં તેનું ચોક્કસ સ્વરૂપ છે. તે સૌન્દર્ય, લાવણ્ય અને તારુણ્યનું મૂર્તિમંત સ્વરૂપ છે તે મૂર્તિમંત શ્રૃંગાર રસ છે. તે નિત્ય નવ કિશોર છે. તે પ્રેમ અને કરુણાનો અખૂટ ભંડાર છે. તે કૃષ્ણ છે કારણ કે તે જીવમાત્રને પોતાના તરફ આકર્ષે છે. તે પ્રેમનું મધ્યબિન્દુ છે. તેનું શરીર, તેનું ધામ, તેના પાર્ષદો અને બીજું જે કાંઇ તેનું છે તે બધાં જડ દ્રવ્યનાં નહિ પણ અનિર્વચનીય ચિન્મય પદાર્થનાં બનેલાં છે. તે છ પ્રકારના ઐશ્વર્ય યુક્ત છે. તેની

લાગણીઓ લોકવત્ દેખાય છે ખરી પણ તે લોકોત્તર છે. તેને આકાર છે, છતાં પણ તે પોતાની અચિંત્ય શકિત વડે બધે રહી શકે છે. તેનું બીજું નામ* પ્રેમ છે. પ્રેમ એ જ તેની પ્રેમકુંજમાં પ્રવેશ કરવાની ચાવી છે. પ્રેમના અર્ઘ્ય સિવાય બીજા અર્ઘ્ય તેને ગ્રાહ્ય નથી. તે નટવર છે અને આખા વિશ્વની સાથે રાસક્રીડા કરતો ફરે છે.

તે પ્રેમનો ભૂખ્યો છે. જીવમાત્ર તેને પ્રેમના મધુર બંધનોથી બાંધી લે એવું તે ઇચ્છે છે. વિદ્વત્તા ભરેલી પ્રાર્થનાઓ અને આડંબરવાળાં સ્તોત્રો કરતાં તેને પ્રેમના કાલાઘેલા મીઠા બોલ વધારે પ્રિય છે. શુદ્ધ પ્રેમ વડે તેનું પૂજન કરનારા ભકતો તેનું ઐશ્વર્ય, તેની અપાર શકિત વગેરેનો વિચાર મનમાં લાવતા નથી. તે ગમે તેવો મ્હોટો હોય તોપણ ભકતો તેને પોતાનો સ્વામી, સખા, પુત્ર અથવા પતિ એ ચારમાંથી ગમે તે એક ગણે છે; + અને તે પણ તેમની સાથે તેવો જ બની જાય છે. એવા ભકતો તેની ખુશામત કરતા નથી; મને આ આપો અને તે આપો એવો આપ લેનો વ્યવહાર પણ રાખતા નથી. "અમારૂં જે કાંઇ છે તે બધુંજ તારૂં છે અને તે તારી સેવામાં અમે ધરીએ છીએ. તેનો ઉપભોગ કરીને તું સુખ અને આનંદમાં રહે" એવી તેમની કામના હોય છે. આવા નિ:સ્વાર્થ, કામના રહિત પ્રેમને વશ થઇને તે ભકતોને અધીન બની જાય છે. ભકતો તેને જેમ ખેલાવે છે તેમ તે ખેલે છે. એટલું જ નહિ પણ મધુર રસથી તેનું ભજન કરનારા ભકતો તેની પ્રેયસી રાધાની મારફતે તેને કોઇ કોઇવાર તીખાં તમતમતાં વેણ પણ સંભળાવે છે. એથી તો તેને વિશેષ સુખ થાય છે. વેદના મંત્રો કરતાં પણ પ્રેમનાં મીઠાં મ્હેણાંથી તેને વધારે સંતોષ થાય છે.

---

* એ પ્રેમનો પૂર્ણ અવતાર ચૈતન્યદેવ.

\+ ये यथा माम् प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । ગીતા.

એ રાધા કોણ ? ભગવાન એક અને અદ્વિતીય હોય, આખા વિશ્વમાં તેની એકલાની જ સત્તા હોય તો પછી આ રાધા કોણ છે કે જેની આગળ તે હાથ જોડીને કાલાવાલા કરતો, અપરાધની ક્ષમા માગતો અને મારા માથા ઉપર તારા ચરણકમળ અડકાડ એવી યાચના કરતો ઉભો રહે ? *

ભગવાન આનંદસ્વરૂપ છે એટલે તે પ્રેમસ્વરૂપ છે. પ્રેમ અને આનંદ એ એક જ વસ્તુનાં જૂદાં પાસાં છે. ભગવાનમાંથી પ્રેમનો અંશ બાદ કરીએ તો તે આનંદસ્વરૂપ છે એમ કહેવામાં કશો અર્થ નથી. તેનો પ્રેમ તેના હૃદયમાંથી ઉછળી ઉછળીને ઢળી જાય છે. પણ આખા વિશ્વમાં તે એકલો જ હોવાથી તે પ્રેમનો ભોક્તા કોણ થાય ? એ પ્રેમથી તેનું હૃદય ફાટું ફાટું થાય છે. વળી તેનું સૌન્દર્ય અનિર્વચનીય છે પણ તે કામનું શું ? તેનો આસ્વાદ લેનાર જોઇએ ને ? આખરે તેના હૃદયની અંદરથી બહાર આવવાને જોર કરતા પ્રેમતત્ત્વથી રહેવાયું નહિ. એટલે તે અલૌકિક રૂપવતી સુંદરી રૂપે બહાર આવ્યું. તે સુંદરી તે રાધા, કૃષ્ણની આહ્‌લાદિની શકિત. તાત્ત્વિક દૃષ્ટિએ તેનાથી અભિન્ન પણ લીલાના આસ્વાદનને માટે પૃથક્ થએલી તેની પ્રેમશકિત તે રાધા.

હવે એ રાધા અને કૃષ્ણ તેમના પ્રેમરાજ્ય વૃન્દાવનમાં પ્રેમનો આસ્વાદ લેવા લાગ્યાં. પણ તેમને એકલાંને કાંઇ ગમે ? પ્રેમની મીઠાશને વધારવા માટે કેટલાક સહાયકોની અને અંતરાય નાખનારની પણ જરૂર પડી. ખરૂં જોતાં અંતરાય વડે જ પ્રેમની લહેજજત વધે છે. એટલે પછી રાધાના અંગમાંથી તેની સખીઓ અને બીજી અસંખ્ય ગોપીઓ પ્રકટ થઈ. પ્રત્યેકના સૌન્દર્યમાં અને સ્વભાવમાં કાંઇને કાંઈ વિશેષતા હતી. તેમનું સૌનું એક જ લક્ષ્ય કે રાધા

---

*स्मरगरलखण्डनं मम शिरसि मण्डनं
देहि मां पदपंकजमुदारम् । ગીત ગોવિંદ.

અને કૃષ્ણના સુખમાં વૃદ્ધિ કરવી. એથી કરીને પ્રેમની સ્પર્ધા થવા લાગી. ગોપીઓ અને સખીઓ રાધાકૃષ્ણને સુખી કરવા મથે અને રાધાકૃષ્ણ તેમને સુખી કરવા મથે. સૌને પોતાના સિવાય બીજા બધાના સુખને માટે કાળજી અને સેવાતત્પરતા. એ જ વૃન્દાવનના પ્રેમરાજ્યનો કાયદો.

પણ કૃષ્ણને એકલા મધુર રસથી પૂરો સંતોષ કેમ થાય? તેને તો પ્રેમનાં બધાં સ્વરૂપોનો રસ ચાખવાની સ્પૃહા હોય છે. તેથી કરીને કોઈ દાસ્ય ભાવે, તો કોઇ સખ્ય ભાવે, તો કોઇ વાત્સલ્ય ભાવે સેવા કરનારા ભકતો તેણે પોતામાંથી પ્રકટ કર્યા. એ બધા તેના નિત્ય પાર્ષદો સાથે પ્રેમના રોજ રોજ અભિનવ આસ્વાદ લેતો લેતો તે વૃન્દાવનમાં નિત્ય વિહાર કરે છે. સૃષ્ટિની ઉત્પત્તિ અને તેની વ્યવસ્થાનું કામ બ્રહ્મા, વિષ્ણુ, વગેરે પોતાના અંશોને સોંપી દઈને તે પ્રેમસ્વરૂપ કૃષ્ણ કેવળ પ્રેમનો જ ઉપભોગ કરે છે. *

પણ આ પ્રેમના અભિનયને વાસ્તવિક સ્વરૂપ આપવા માટે કૃષ્ણને પોતાની ચિત્ શક્તિ જેને યોગમાયા કહે છે તેનો ઉપયોગ કરવો પડયો. એ યોગમાયાએ કૃષ્ણના ઐશ્વર્યને ભકતોની નજર આગળથી ઢાંકી દીધું. તેથી કરીને કૃષ્ણ ભગવાન છે અને અમે ક્ષુદ્ર જીવો છીએ એ વાતનું ભકતોને વિસ્મરણ થયું. તેમ ન થાય તો એક સામાન્ય જીવથી ભગવાનની સાથે પ્રેમ કરવાની, સખા ભાવે તેની સાથે રમવાની, લડવાની અને વાત્સલ્ય ભાવે તેને ધમકાવવાની છૂટ લેવાય કેમ? બીજી બાજુએ કૃષ્ણને પણ તેના ઐશ્વર્યનું વિસ્મરણ થવું જોઈએ. નહિ તો હાથમાં સોટી લઇને આવતી યશોદાને જોઇને તે ભયથી ધ્રૂજે કેમ? પ્રેમના ખેલનને સત્ય બનાવવાને

* દ્વાપરયુગમાં કૃષ્ણાવતાર વખતે પોતાના આખા રસાલા સાથે કૃષ્ણ પ્રકટ થયા અને જે લીલા તે નિત્ય કરે છે તેનું જગત્‌ને દર્શન કરાવ્યું.

વાસ્તે કોઇ વિસ્મરણકારિણી શક્તિની જરૂર હતી અને તે કામ યોગમાયાએ કર્યું. તેણે વૃન્દાવનવાસીઓના માનસ્ ઉપર એવો પડદો નાખી દીધો કે કૃષ્ણ ભગવાન છે તેનું તેમને સંપૂર્ણ વિસ્મરણ થઈ ગયું. તે એટલે સુધી કે તેઓ કૃષ્ણના દીર્ઘાયુષ્યને માટે બીજાં દેવ–દેવીઓની પ્રાર્થના પણ કરતાં. આમ થવાથી કૃષ્ણ અને તેના ભકતો નિઃસંકોચપણે તેમની પાસે યોગમાયા જે જે લીલાઓ કરાવે તે કરીને એકબીજાની સાથે પ્રેમના સંબંધથી જોડાઇને મોજ કરવા લાગ્યા.

વૈષ્ણવ મત પ્રમાણે જીવ બે પ્રકારના છેઃ—(૧) નિત્ય મુકત; (૨) નિત્ય બદ્ધ. પહેલા પ્રકારના જીવો તે ઉપર વર્ણવ્યા તેવા કૃષ્ણના નિત્યના સોબતીઓ અને તેની લીલાના સહકારીઓ. બીજા પ્રકારના જીવો માયાકૃત પ્રાપંચિક સૃષ્ટિમાં રહે છે. માયાકૃત સૃષ્ટિ એટલે આ દશ્ય જગત્. તેની અને પરવ્યોમ વગેરે ચિન્મય ભૂમિકાઓ વચ્ચે કારણવારિથી ભરેલી વિરજા નદી છે. વાચકે એટલું સ્મરણમાં રાખવું કે દશ્ય અને અદશ્ય જગત્ વચ્ચે જે અંતર છે તેમાં આપણી દિશાનું માપ કામ આવતું નથી. જૂદાં જૂદાં તત્ત્વોની બે ભૂમિકાઓ એકજ સ્થળમાં રહી શકે અને છતાં તેઓ એક બીજાથી અલગ હોય. વૈકુંઠ અને વૃન્દાવન કૃષ્ણના જેટલાં જ સર્વવ્યાપક છે. તેથી કરીને તેમનો એક અંશ આ દશ્ય જગત્માં પણ હોય. તેમની વચ્ચેનું અંતર સ્થળનું અંતર નથી. માત્ર બેઉની વચ્ચે સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોનો બનેલો એક પડદો છે. એ પડદો ઉઘડે અથવા આપણે પ્રયત્ન કરીને એ ત્રણ ગુણની પાર જઇએ તો સ્થલાંતર કર્યા વગર જ આપણે વૃન્દાવનમાં ચાલ્યા જઇએ. એ ત્રિગુણાત્મક માયાના પડદાની પેલી બાજુએ કૃષ્ણ છે અને આ બાજુએ આપણે છીએ. આપણે તેનામાં જ છીએ; લગારે અળગા નથી. તેનો વેણુનાદ આપણને તેનું સ્મરણ કરાવવા નિત્ય ગુંજ્યા

જ કરે છે. પણ આપણે સ્વરૂપનું ભાન ભૂલી ગએલા હોવાથી આપણે તે તરફ લક્ષ આપતા નથી.

આપણે જીવ માત્ર કૃષ્ણના અંશ છીએ અને તેથી વૈષ્ણવો જીવને કૃષ્ણનો વિભિન્નાંશ કહે છે. તે અંશી અને આપણે અંશ છીએ. અંશ તરીકે આપણે તેના બધા જ ગુણ ધરાવીએ છીએ. કૃષ્ણ ચિત્સમુદ્ર છે અને જીવ ચિત્કણ છે. પણ તે છતાં જીવ કૃષ્ણના જેટલો જ અનાદિ છે. તેની સાથે પ્રેમના બંધનથી બંધાએલો તેનો સદાનો સાથી છે. વૈષ્ણવોની ભાષામાં કહીએ તો જીવમાત્ર ગોપી છે અને કૃષ્ણના સનાતન રાસનો ભાગીદાર છે.

ત્યારે જીવ અને કૃષ્ણની વચ્ચે આટલો દીર્ઘકાલવ્યાપી વિયોગ શા માટે? જીવને આટઆટલાં દુઃખ, કલેશ, અને સંતાપ શાને? તેની બુદ્ધિ ઉપર આટલો ગાઢ અંધકાર કેમ? કૃષ્ણથી વિમુખ રહેવાની તેની સ્વાભાવિક વૃત્તિ શાથી? આવા આવા પ્રશ્નો વિચારશીલ મનુષ્યને ગૂંચવી નાખીને તેને ઘણીવાર હતાશ કરી દે છે.

હવે વૈષ્ણવ ઋષિઓ આ પ્રશ્નોનો શો ઉત્તર આપે છે તે જોઇએ. રાસલીલા વખતે કૃષ્ણ એકાએક અદૃશ્ય થઇ ગયા, અને બ્હાવરી બનેલી ગોપીઓ તેમની શોધમાં આખા વૃન્દાવનમાં રવડવા લાગી. એમ કરતાં કરતાં તેમની મનોવ્યથા જ્યારે એટલી બધી વધી ગઈ કે તેમને જીવવાની આશાનો સંભવ ન રહ્યો, ત્યારે તે ઘડીએ કૃષ્ણને તેમણે પોતાની સામે જ ઉભેલા દીઠા. તેમના દર્શનથી થતા સુખની લ્હેરમાં તેઓ પોતાનું બધુંએ પાછલું દુઃખ ભૂલી ગઇ અને તેમની આંખોનાં આંસુ સૂકાય તે પહેલાં તેમના મુખ ઉપર આનંદની આભા છવાઈ ગઇ. ત્યારે પેલા વિનોદી કૃષ્ણે તેમને શા માટે આટલો સંતાપ આપ્યો? કારણ કે તે રસિકશિરોમણિ છે. તે જાણે છે કે વિયોગની જ્વાલા સંયોગના સુખને બમણી મીઠાશ આપે છે.

આ ચાવી વડે વૈષ્ણવો જગતના બધા કોયડા ઉકેલે છે. જીવ અને કૃષ્ણનું પુનર્મિલન થાય ત્યારે કયી રીતે બેઉને ઘણામાં ઘણું સુખ થાય તે કૃષ્ણ સારી રીતે જાણે છે. વળી પ્રેમનું સાચું સુખ નિત્યના સંયોગ કરતાં નિત્યની આકાંક્ષામાં વધારે છે એ તો જેમને સંસારના પ્રેમનો અનુભવ હોય તેઓ પણ જાણે છે. તાપમાં ચાલીને આવનાર તરસ્યાને ઠંડું પાણી કેટલું સુખદાયક લાગે છે? પ્રેમીને માટે ઝૂરવામાં, બળીજળીને ખાખ થવામાં પણ એક પ્રકારની મોજ રહેલી છે તે જગતના પ્રેમીઓ જાણે છે. તેટલા જ માટે પ્રેમીઓના ગુરુ અને શિરતાજ કૃષ્ણે તેની અને જીવની વચ્ચે વિયોગ કરાવ્યો છે કે જેથી કરીને તે અને જીવ બેઉ વિપ્રયોગ શૃંગારની મજા ભોગવે અને સંયોગ થાય ત્યારે સંયોગ પણ અનેક ગણો મધુર થાય. તેથી જ ગોપીઓની માફક આપણે બધા તેને સારૂ ઝૂરતા ફરીએ છીએ. આપણે જાણતા હોઇએ કે ન હોઇએ પણ આપણે સૌ કૃષ્ણના વિયોગને લીધે જ દુ:ખી છીએ એ સત્ય હકીકત છે. આપણાં તમામ દુ:ખો, પછી તે ગમે તે સ્વરૂપમાં આપણી આગળ આવીને ઉભાં રહે, પણ તે બધાંએ કૃષ્ણવિયોગનાં જ પરિણામ છે. કૃષ્ણનો વિયોગ એ જ તમામ પ્રકારનાં દુ:ખોનું સામાન્ય નામ છે. આપણે ગમે તે કારણથી પોકાર કરતા હોઇએ પણ ખરૂં જોતાં તે કૃષ્ણને માટેનો જ પોકાર છે. અને જ્યારે આપણામાંથી કોઇ કોઇ ભાગ્યવાન જીવો એ બધાં દુ:ખોનું મૂળ કારણ સમજી જાય છે અને કૃષ્ણને મળવા માટે તેમની ઉત્કંઠા નહિ સહન થાય એટલા પ્રમાણમાં વધી જાય છે ત્યારે પેલો માયાનો પડદો ઉંચકાઈ જાય છે અને તેઓ કૃષ્ણને પોતાની નજર આગળ જ જુએ છે. ત્યારે જ તેમને ભાન થાય છે કે અમે અત્યાર સુધી જે કાંઈ સહન કર્યું તે એક ભયંકર સ્વપ્ન જ હતું. તેમાં વળી જ્યારે કૃષ્ણ તેમને પોતાની લાક્ષણિક મધુર રીતે કહે છે કે તમે એક પળવાર પણ મારાથી વિખૂટા હતા જ નહિ; માત્ર તમે તે

જાણતા ન હતા ત્યારે તેમના આશ્ચર્યનો પાર રહેતો નથી. હકીકતમાં છે પણ એમ જ. આપણે બધા—પાપી અને પુણ્યવાન—બધા તેનામાં જ જીવીએ છીએ. પણ આપણી પ્રજ્ઞા ઉપર ધુમ્મસ ફરી વળ્યું છે; આપણને એક પ્રકારની ઘેલછા લાગુ પડી છે અને તેથી આપણને તેના સાંનિધ્યનો અનુભવ થતો નથી. એક પળવારને માટે પણ આપણે તેનાથી દૂર થતા નથી અને આ થોડા કાળનો વિયોગ એ પણ તે લીલામયની એક લીલા છે. પરંતુ કેટલીએ વાર તે ચતુર છાનોમાનો આવીને તેના અદૃશ્ય હાથથી આપણાં આંસુ લૂછી જાય છે અને આપણને ખબર ન પડે એમ સાંત્વન આપી જાય છે. ઘણીએ વાર આપણાં જીવનમાં વિપત્તિનાં વાદળાંમાંથી આશાનું અને તેજનું એક ન્હાનું શું કિરણ ડોકિયું કરે છે. ઘોર નિરાશામાં ઘેરાયા હોઇએ અને ચારે બાજુએ અંધકાર છવાઇ રહ્યો હોય ત્યારે કોણ જાણે કોઇ અંતરિક્ષમાંથી આપણને સાંત્વન આપતું હોય તેમ આપણા હૃદયમાં નવું બળ અને નવી આશા પ્રકટી નીકળે છે. એ જ તે ચતુરની ચતુરાઇ; તે ખેલાડીના ખેલ. કોઇ કોઇવાર વિપત્તિનાં તોફાન અને ગડગડાટ શમી ગયા પછી જ્યારે આપણી વૃત્તિઓ શાંત થઇ હોય છે ત્યારે તેની ધીમી રમતીઆળ પગલીઓનો અને તેની બંસીનો અવાજ આપણી સૂક્ષ્મ ઇન્દ્રિયો સાંભળે છે.

આ બાજુએ જ્યારે આપણે યુગ યુગાંતર સુધી કૃષ્ણના વિયોગથી તરફડતા હોઇએ છીએ ત્યારે તે શું કરે છે? તેને પણ આપણો વિરહ તેટલો જ સાલે છે. કોઇ કોઇવાર તેની તીવ્રતા એટલી બધી વધી જાય છે કે પોતાનાં પ્રિયજનોને ભેટવા માટે તે માયાના પડદો પોતાને હાથે ચીરીને આપણી આગળ આપણે ચર્મચક્ષુવડે તેને જોઈ શકીએ એવી રીતે આવીને ઉભો રહે છે. આનું જ નામ અવતાર. અવતાર એટલે ભગવાન અસ્થિમાંસનું શરીર ધારણ કરે છે એમ વૈષ્ણવો માનતા નથી. તેમના મત પ્રમાણે અવતાર એટલે આવિ-

ભાવ; કૃષ્ણ અને તેના પાર્ષદો વૃન્દાવનમાં જે નિત્ય લીલા કરે છે તેનું સ્થૂળ જગતમાં અવતરણ.

વળી જેમ સઘળાં દુઃખનું મૂળ કારણ કૃષ્ણનો વિયોગ છે, તેમ સુખ માત્રનું મૂળ કારણ કૃષ્ણમિલન છે. આ જગતમાં મનુષ્ય જ્યારે જ્યારે સુખનો અનુભવ કરે છે ત્યારે હમેશાં તેને કૃષ્ણનો આછો અને ક્ષણિક સંસર્ગ થાય છે. આ જગતમાં જેને આપણે આનંદ કહીએ છીએ તે વૃન્દાવનના આનંદની વિકૃતિ છે. તેવી જ રીતે અહિંનો પ્રેમ ત્યાંના પ્રેમનો વિકાર માત્ર છે. આપણી ઊંચામાં ઊંચી કવિતા, સારામાં સારૂં ચિત્ર અથવા સંગીત એ ત્યાંના દિવ્ય કાવ્યો અને કલાના માત્ર નમૂના છે. માતાનો પ્રેમ, પત્નીની ભક્તિ, બાળકનાં લાડ એ બધાંએ તે દિવ્ય પ્રેમના અતિ અતિ આછા અને અધૂરા નમૂનાઓ છે. પરંતુ તે ગમે તેવા આછા અને અધૂરા હોવા છતાં આ જગતના વેરાન રણમાં લીલાછમ રણદ્વીપ જેવા છે અને તેમના અસલ સ્વરૂપનું આપણને સ્મરણ કરાવે છે.

હવે ચૈતન્ય સંપ્રદાયના દાર્શનિક મતની રૂપરેખા બતાવીએ. બૌદ્ધ યુગના આઘાત પછી જ્યારે વૈદિક ધર્મની પુનર્ઘટના કરવામાં આવી ત્યારે તે પુનર્ઘટનાના પ્રયત્નમાંથી વેદને અનુસરનારા પણ એક બીજાથી ભિન્ન દેખાતા કેટલાક દાર્શનિક વાદની ઉત્પત્તિ થઇ. એ બધાનું એક સામટી રીતે અવલોકન કરતાં તેમની વચ્ચેનો દેખીતો વિરોધ ઓછો થઇ જાય છે. સૌથી પહેલો શંકરાચાર્યનો કેવલાદ્વૈત વાદ હતો. તેમાં મનુષ્યના હૃદયમાં અનાદિ કાળથી રહેલા પ્રેમના કોમળ ભાવોને સ્થાન ન હતું. પ્રેમ અને ભક્તિ વડે ભગવાનની આરાધના કરવાથી જે નિર્મળ સુખની પ્રાપ્તિ થાય છે તેને માટે તેમાં અવકાશ ન હતો. આગળ જતાં શુષ્ક જ્ઞાનવાદ થઇ જવાનો ભય પણ હતો. તેનો પ્રતિકાર કરવાની જરૂર હતી. એ પ્રતિકાર વૈષ્ણવ આચાર્યોએ કર્યો. રામાનુજ, મધ્વ, નિંબાર્ક અને વલ્લભ,—એ ચાર

આચાર્યોએ પોતપોતાની રીતે જીવ અને ભગવાનના સંબંધનો મહાપ્રશ્ન ઉકેલ્યો. પણ હજી એ બધા વાદનો સમન્વય કરીને એ દાર્શનિક મંદિરનો કળશ ચડાવવાનું કામ બાકી રહ્યું હતું, અને તે ચૈતન્ય-દેવના અનુયાયી જીવ ગોસ્વામીએ સિદ્ધ કર્યું.

ચૈતન્યદેવ પોતાના લખેલા સાહિત્યનો વારસો આપણને આપતા ગયા નથી. પ્રેમાવિષ્ટ અવસ્થાને લીધે "કૃષ્ણ" એવો પૂરો ઉચ્ચાર કરતા પહેલાં જે ભાવમગ્ન બની જઇને બાહ્યચેતનારહિત થઇ જતા તે ગ્રંથરચના કરી જ કેમ શકે? પણ તેમણે એ મહા બુદ્ધિસંપન્ન વ્યકિતઓને પ્રેરણા આપી, શું શું લખવું તેની યોજના ઘડી આપી અને તેથી એ વધારે કાર્યસાધક એવો પોતાનો આશીર્વાદ આપ્યો. એ બે ભાઇઓ, જેઓ રૂપ અને સનાતનનાં નામથી પ્રસિદ્ધ છે તેમણે અને તેમના ભત્રિજા જીવે મળીને ચૈતન્ય-સંપ્રદાયને સાહિત્યથી સમૃદ્ધ કર્યો. જીવે અચિંત્યભેદાભેદવાદની સ્થાપના કરી અને તેમને અનુસરીને બલદેવ વિદ્યાભૂષણે પ્રસ્થાનત્રયી ઉપર ગોવિંદભાષ્ય રચ્યું.

આ મત પ્રમાણે જીવ અને પ્રકૃતિ ભગવાનની શકિતઓ છે. તેમની તાત્ત્વિક એકતા હોવા છતાં બેઉ ભગવાનને સંપૂર્ણ રીતે અધીન છે. જીવ એ ચિત્કણ છે, ભગવાનનો અંશ છે; અને તેથી તે તેનો દાસ છે. પરંતુ એ તેનો દાસભાવ અનાદિ અને સનાતન છે. કોઇ કાળે પણ એ દાસભાવનું તેને વિસ્મરણ થવું ઇષ્ટ નથી. તેથી સારૂપ્ય વગેરે મુકિતઓ આ સંપ્રદાયના મત પ્રમાણે સ્પૃહણીય નથી; કારણ કે તેમાં કૃષ્ણની સેવા કરવાનો અવકાશ નથી. ભગ-વાનની નિરંતર સેવા એ જીવની અંતિમ સ્થિતિ છે. આટલા માટે જીવ અને ભગવાન તત્ત્વે એક હોવા છતાં પ્રેમના આસ્વાદનને માટે તેમના વચ્ચે ભેદ રહે છે. તોપણ એ ભેદ અને અભેદ બેઉ બુદ્ધિના વિષય નથી તેથી તે અચિંત્ય છે. એજ પ્રમાણે દશ્ય જગત પણ

ભગવાનના ઐશ્વર્યની એક વિભૂતિ છે. વેદાંતના પરિણામવાદ અને વિવર્તવાદ એ બે પૈકી આ સંપ્રદાયને પહેલો જ માન્ય છે. બ્રહ્મ, પરમાત્મા અને ભગવાન એ ત્રણેની એકતા બતાવીને પહેલા બેનો ત્રીજામાં સમાવેશ કરવામાં આવ્યો છે.

વૈષ્ણવ ધર્મ ભકિત અને પ્રેમપ્રધાન હોવાથી એક જ ઇષ્ટ દેવની ઉપાસનાને જ તે માન્ય રાખે એ સ્વાભાવિક છે. પ્રેમ એક જ પાત્ર તરફ અખંડ ધારાએ વહે તો જ તે પ્રેમ કહેવાય. તેથી કરીને ચૈતન્યદેવના અનુયાયી વૈષ્ણવો નંદનંદન કૃષ્ણને જ પોતાના ઉપાસ્ય માને છે. પણ તેથી કરીને બીજા દેવદેવીઓના અસ્તિત્વનો તેઓ અસ્વીકાર તો નથી જ કરતા; તેમ જ તેમની પ્રતિષ્ઠા પણ ઓછી નથી કરતા. તેમનું સર્વનું પૂજન તેઓ માન્ય રાખે છે અને કરે પણ ખરા. પણ એ બધા દેવો ગમે તેટલા મ્હોટા હોવા છતાં કૃષ્ણના દાસ છે એ વાત પણ તેઓ ખૂબ આગ્રહથી પકડી રાખે છે. તેમનું પૂજન અને ઉપાસના જેની ઇચ્છા થાય તે ભલે કરે પણ તે કૃષ્ણના દાસ તરીકે જ. કોઇ પણ દેવ અથવા દેવીનું કૃષ્ણથી સ્વતંત્ર અસ્તિત્વ અને તેમની સ્વતંત્ર દેવ તરીકે ઉપાસના આ સંપ્રદાયને માન્ય નથી.

આવી જ ઉદારતા તેમણે જ્ઞાન, કર્મ અને ભકિતનું સમાધાન કરવામાં બતાવી છે. જ્ઞાન અને કર્મની મહત્તાનો તેમણે અનાદર નથી કર્યો; પણ તેમને ભકિતથી અળગા કરવાથી બેઉ નિષ્ફળ જાય છે એમ કહેતાં તેઓ સંકોચાયા નથી. સ્વતંત્ર સાધન તરીકે જ્ઞાન અને કર્મની કશી જ કિંમત નથી. તેઓ હમેશાં ભકિતની અપેક્ષા રાખે છે; પરંતુ ભકિત નિરપેક્ષ છે. ભકિત વગરનાં કર્મ અને જ્ઞાન નકામાં છે, પણ જ્ઞાન અને કર્મ વગરની ભકિત સર્વ સિદ્ધિદાયક છે અને ખરી ભકિત તો "ज्ञानकर्माद्यनावृता" એટલે જ્ઞાન અને કર્મના આવરણ વિનાની જ હોવી જ જોઇએ એવું આ સંપ્રદાયનું મંતવ્ય છે.

વેદ, ઉપનિષદ્, ગીતા, વગેરે બધાં એ શાસ્ત્રો આ સંપ્રદાયને માન્ય છે. પણ તેમનો ભાગવત તરફ પ્રબળ પક્ષપાત છે. ભાગવતને તેઓ પાંચમો વેદ અને વ્યાસસૂત્રોનું સાચામાં સાચું ભાષ્ય માને છે. જ્યાં જરૂર પડે ત્યાં તેઓ વેદનાં પ્રમાણ આપે છે ખરા પણ તેના કરતાં ભાગવત તથા બીજા પુરાણોનાં પ્રમાણ વિશેષ જોવામાં આવે છે. વેદ, ભાગવત તથા બીજાં પુરાણોની એકવાક્યતા કરવી એ તેમનું કાયમનું દૃષ્ટિબિંદુ છે.

વૈષ્ણવ ધર્મ પ્રાચીન છે. અઢી હજાર વર્ષ પહેલાં પણ તેનો પ્રચાર હતો તેના ઐતિહાસિક પુરાવા છે. આર્યાવર્તના બીજા સંપ્રદાયોની માફક વૈષ્ણવો પણ વૈષ્ણવ ધર્મનું મૂળ વેદ છે એમ માને છે. પરંતુ કોઇ પણ ધર્મ અઢી હજાર કે તેથી વધારે વખત સુધી હતો તેવો ને તેવો જ નથી રહી શકતો. જગત્માં થતી ક્રાન્તિઓની અને વિશ્વવ્યાપી વિચારબળની અસરથી તે પૂરેપૂરો મુક્ત નથી જ રહેતો. ઘણા કાળથી ચાલ્યા આવતા વૈષ્ણવ ધર્મનું પુનરુત્થાન રામાનુજાચાર્ય અને તેમના પછીના આચાર્યોને હાથે થયું તે વખતે બૌદ્ધ ધર્મનો અમલ જો કે ઉતરી ચૂક્યો હતો તોપણ તેણે દેશના માનસ્ ઉપર કેટલીક કાયમની અસર મૂકી હતી. તેનો ડહાપણ ભરેલો ઉપયોગ કરી લીધા વગર વૈષ્ણવ આચાર્યોને છૂટકો જ ન હતો. અહિંસા, મનુષ્યમાત્રની સમાનતા અને જીવમાત્ર પ્રત્યે દયા એ બૌદ્ધ ધર્મના વારસાને તેમના પછી આવનારાઓએ સ્વાભાવિક રીતે જ પોતાનો કરી લીધો. વેદના કાળના હિંસાપ્રધાન યજ્ઞો અને બલિદાનોનો યુગ પૂરો જ થયો હતો. ચારિત્ર્ય, ત્યાગ અને સંયમને જેમ જેમ વિશેષ પ્રાધાન્ય મળતું ગયું તેમ તેમ વૈદિક યજ્ઞોની પ્રતિષ્ઠા જે સ્વાભાવિક રીતે ઓછી થવી જ જોઇતી હતી, તે વૈષ્ણવ ધર્મના યુગના આરંભથી જ ઓછી થઇ ચૂકી છે. બ્રહ્મ અથવા ઈશ્વરના માત્ર જ્ઞાનથી સૌને કાયમનો સંતોષ નથી થતો. માનવહૃદયના કોમળ ભાવોને પ્રયત્ને

કરીને દબાવીએ તોપણ તે કાયમના દબાઈ જતા નથી. પ્રાણી માત્રના હૃદયમાં પ્રેમ કાયમનું સિંહાસન માંડીને બેઠેલો છે. તે પ્રેમ જ્યારે કોઇ એક પાત્રના ઉપર ઢળે ત્યારે જ મનુષ્યને સંતોષ થાય છે. સામાન્ય રીતે માતાપિતા, પત્ની, સંતાન અને મિત્રો, એ ચારમાંથી એક અથવા વધારે એ પ્રેમનાં ભોકતા થાય છે. પરંતુ મનુષ્ય એવો અપૂર્ણ અને નિર્બળ છે કે તેનાથી એ પ્રેમનો આદર જેવો થવો જોઇએ તેવો થઈ શકતો નથી. તેથી કરીને મનુષ્ય પોતાનો પ્રેમ અર્પણ કરવાને માટે કોઇ સંપૂર્ણ, દોષરહિત અને પ્રેમાસ્પદ થવાને તમામ પ્રકારની યોગ્યતાવાળા પાત્રની શોધ કરતાં કરતાં અંતે જ્યારે તે કૃષ્ણને પોતાનો પ્રેમ અર્પણ કરે છે ત્યારે જ તેને કાયમની શાંતિ થાય છે. વૈષ્ણવ ધર્મમાં કર્મ અને જ્ઞાનને ગૌણ સ્થાન મળવાનાં કારણ આ રીતે આપણને ઇતિહાસ અને માનવ સ્વભાવના અવલોકનમાંથી મળી આવે છે.

વૈષ્ણવ ધર્મ પહેલેથી ઉદાર તો હતો જ. બ્રાહ્મણના કરતાં પણ ભક્તિના પ્રતાપ વડે શૂદ્રોને વધારે પૂજનીય ગણવાનું તત્ત્વ સ્વીકારીને એક પ્રકારની સામાજિક ક્રાન્તિનાં બીજ તેણે પહેલેથી વાવ્યાં જ હતાં. માણસના નીચા ઊંચાપણાની કસોટી તેના જન્મથી નહિ પણ તેની ભક્તિ અને ચારિત્ર્ય વડે જ કરવી એ તેનો મુદ્રાલેખ હતો. ઈશ્વરને ભજવાનો માર્ગ બ્રાહ્મણ, શૂદ્ર, ચાંડાલ સૌને માટે મોકળો હતો. ઈશ્વરને ભજવાથી "સ્ત્રીઓ, શૂદ્રો અને વેશ્યાઓ" પણ તરી જાય છે આ તત્ત્વ તો વૈષ્ણવોએ અસલથી જ સ્વીકાર્યું હતું. અને તેથી જ હેલિયોડોરા જેવો વિદેશી ગ્રીક પણ એ ધર્મની ઉદારતાથી આકર્ષાઇને વાસુદેવનો ઉપાસક બન્યો હતો.* તેનો બંધાવેલો ગરુડ-સ્તંભ તેની ભક્તિની સાક્ષી પૂરી રહ્યો છે. પરંતુ બૌદ્ધ ધર્મે કરેલી

---

* *Luders, Ins. No. 669, Epigraphica Indica, Vol. X. Appendix.*

વિચારક્રાન્તિએ એ ઉદારતાને વધારે ચિરંજીવી બનાવી. અમુક જાતિના લોકો જ ઈશ્વરને ભજી શકે અને બીજાઓએ ઈશ્વરની આરાધના કરવી હોય તો તેવા વિશિષ્ટ અધિકારવાળાઓને મધ્યસ્થ તરીકે રાખીને જ આરાધના કરી શકાય એ માન્યતાને બૌદ્ધોએ મરણતોલ કરી નાખી હતી. એ કિંમતી વારસાનો વૈષ્ણવ આચાર્યોએ સુંદર ઉપયોગ કર્યો અને કેટલાએ કાળથી ધર્મથી વંચિત રહેલા સમાજના મ્હોટા ભાગને ભક્તિનો કલ્યાણપ્રદ સંદેશ સંભળાવ્યો. બીજા વૈષ્ણવ સંપ્રદાયો કરતાં ચૈતન્ય સંપ્રદાયમાં આ ઉદારતાનું તત્ત્વ સવિશેષપણે તરી આવે છે. ચૈતન્યદેવના અનુયાયીઓએ જાતિભેદનો વિચાર કર્યા વગર સૌને કૃષ્ણની ભક્તિ કરવાનો સમાન અધિકાર આપ્યો છે. કાયસ્થો જેઓ બંગાળામાં શૂદ્રો ગણાય છે તેમાંના એકને ભજન અને વૈરાગ્યને પ્રતાપે* ગોસ્વામીનું સર્વોચ્ચ સ્થાન અપાવ્યું છે. બ્રાહ્મણ, શૂદ્ર ગમે તે હોય પણ જે કૃષ્ણનો ભક્ત હોય તે ગુરુ થઈ શકે એ ઉદાર નીતિનું તેમણે પાલન કર્યું છે. શૂદ્ર જાતિના ભક્તો પાસેથી બ્રાહ્મણોએ અને સ્ત્રીઓ પાસેથી પુરુષોએ દીક્ષા લીધાનાં સેંકડો દૃષ્ટાંત મળી આવે છે. એ ઉપરાંત મુસલમાનોએ બળાત્કારે વટલાવેલાઓને પણ માત્ર કૃષ્ણનામનું પ્રાયશ્ચિત્ત કરાવીને તેમની શુદ્ધિ કર્યાના ÷ અને + પરધર્મીઓને પણ વૈષ્ણવ બનાવ્યાના દાખલા જોઈએ તેટલા જોવામાં આવે છે. આ ઉદારતાએ આર્ય અને ઇસ્લામ ધર્મના સંઘર્ષણ વખતે હિન્દુ સંસ્કૃતિને નાશના મુખમાંથી ઉગારી લીધી એટલું જ નહિ પણ ખુદ ઇસ્લામના વિચારપ્રવાહ ઉપર પોતાની છાપ બેસાડી છે. ચૈતન્યદેવની પ્રેમભક્તિએ ઇસ્લામના સુફી સંપ્રદાયના ઘડતરમાં કેટલો ફાળો આપ્યો છે તે નક્કી કરવું સહેલું નથી તોપણ તેના ઉપર ઘણી જ અસર થએલી છે એ વાત નિર્વિવાદ છે.

---

*રઘુનાથ દાસ ÷બંગાળાનો રાજા સુબુદ્ધિરાય. + યવન હરિદાસ.

કીર્તન અને ખાસ કરીને નગરસંકીર્તન એ ચૈતન્ય સંપ્રદાયની વિશિષ્ટતા છે. એ કીર્તનોમાં ચૈતન્યદેવની પોતાની પ્રતિભાએ, બંગાળીઓના ભાવપ્રધાન સ્વભાવે, તેમજ તેમનાં સંગીત અને નૃત્યે જે બળ પ્રેર્યું છે તેનો દાખલો આર્યાવર્તના ધર્મો અને સંપ્રદાયોના ઇતિહાસમાં શોધ્યો જડે એમ નથી.* "ભાગવત પુરાણને અવલંબીને જે જે સંપ્રદાયો ઉભા થયા છે તેમાંના કોઇમાં પણ નવદ્વીપનાં કીર્તનોનો જોસ અને ઉન્માદ નથી." આ કીર્ત્તનોએ ચૈતન્ય સંપ્રદાયના પ્રચારકાર્યને અતિશય વેગ આપ્યો છે. એ વેગ કાળે કરીને ઓછો થયો છે તોપણ હજી કેટલાક સાધુચરિત વૈષ્ણુવ સાધુઓનાં કીર્ત્તનોમાં એ જોસ અને ઉન્માદની છાયા જોવામાં આવે છે. એ બધા ઉપરાંત ચૈતન્યદેવ પોતાના અનુયાયીઓમાં દીનતા, ક્ષમા, ત્યાગ, એવા કેટલાક દૈવી ગુણોની એવી કાયમની છાપ મૂકતા ગયા છે કે આજે પણ એ ગુણોના અવશેષ વડે તેમના અનુયાયીઓને બીજા સંપ્રદાયના વૈષ્ણવોમાંથી સહેલાઇથી ઓળખી શકાય છે.

---

* *Kennedy, The Chaitanya Movement, P. 55.*



अनर्पितचरीं चिरात् करुणयावतीर्णः कलौ
समर्पयितुमुन्नतोज्ज्वलरसां स्वभक्तिश्रियम् ।
हरिः पुरटसुन्दरद्युतिकदम्बसंदीपितः
सदा हृदयकन्दरे स्फुरतु वः शचीनन्दनः ॥

कालान्नष्टं भक्तियोगं निजं यः
प्रादुष्कर्तुं कृष्णचैतन्य नाम ।
आविर्भूतस्तस्य पादारविन्दे
गाढं गाढं लीयतां चित्तभृंगः ॥



# પ્રેમાવતાર ચૈતન્યદેવ.

## પ્રકરણ ૧ લું.

### અલૌકિક બાળક.

રાગ-જયજયવન્તી.

* શ્રીચૈતન્ય અવતાર શુનિ લોક નદીયાર
ઉઠિલો પરમ મંગલ રે;
સકલ તાપ હર શ્રીમુખ સુંદર
દેખિયા હોઇલો વિભોર રે.
અનંત બ્રહ્મા શિવ આદિ જત દેવ
સભાઈ નરરૂપ ધરિ રે;
ગાયેન હરિ હરિ ગ્રહણ છલ કરિ
લખિતે કેહ નાહિ પારે રે.

—વૃન્દાવનદાસ.

ચૈતન્યદેવ એટલે પ્રેમનો અવતાર. તેમની લીલા અનાદિ અને અનંત છે. દિશા અને કાળથી તે પરિચ્છિન્ન નથી, :એવું તેમની જીવનકથાના લેખકો કહી ગયા છે. વળી તેઓ કહે છે કે મહાપ્રભુ

* ચૈતન્યદેવનો જન્મ થયો જાણીને નદીઆના લોકોએ ઉત્સવ કર્યો. તેમનું સુંદર ત્રિતાપહારી વદન જોઇને સૌ આનંદમાં ડૂબી ગયા. શેષ, બ્રહ્મા, શિવ વગેરે દેવો નરરૂપ ધારણ કરીને ગ્રહણને બ્હાને હરિનામ કીર્ત્તન કરવા લાગ્યા પણ કોઈએ તેમને ઓળખ્યા નહિ.

આપણા ઉપર કૃપાવંત થઈને તેમની અનંત લીલાની આપણને ઝાંખી કરાવવાની ઇચ્છા કરે છે ત્યારે જ તેમની અપ્રકટ લીલાને આપણે પ્રકટ સ્વરૂપમાં જોઇ શકીએ છીએ.

× કૃષ્ણ અને તેમની આહ્લાદિની શક્તિ રાધા બેઉ અભિન્ન હોવા છતાં રસાસ્વાદની સ્પૃહાથી તેમણે પૃથક્ સ્વરૂપ ધારણ કર્યાં હતાં. તે જ રાધાકૃષ્ણ તેમના કેટલાક નિગૂઢ મનોરથની તૃપ્તિને માટે ફરીથી એકસ્વરૂપ થઇને ચૈતન્યદેવ રૂપે પ્રકટ થયાં. ચૈતન્યદેવ એટલે રાધાનાં ભાવ અને કાંતિથી આચ્છાદિત થએલા કૃષ્ણ.

એવી હકીકત બની કે ભગવાન શ્રીકૃષ્ણને ફરીથી પૃથ્વી ઉપર પ્રકટ થવાની અભિલાષા થઇ. એટલે પહેલાં તો તેમણે પોતાના પાર્ષદોને મોકલાવ્યા. તેમણે આવીને ભરતખંડમાં જૂદીજૂદી જગ્યાએ જન્મ લીધો. પણ જગતના લોકો તેમને ઓળખી ન શક્યા. ભગવાન અને તેમના ભક્તોનો મહિમા તેમની કૃપા સિવાય નથી જાણી શકાતો.

બંગાળામાં કલકત્તાથી ઉત્તરે ૭૦ માઇલ દૂર ગંગાને કિનારે શાંતિપુર નામના ગામમાં કમલાક્ષ નામે એક તપસ્વી અને શાસ્ત્રવિદ્ બ્રાહ્મણ રહેતા હતા. તેમની વિદ્યા અને ઉગ્ર તપશ્ચર્યા જોઇને સૌ તેમને વંદન કરતા. અદ્વૈત આચાર્યના નામથી તે પ્રસિદ્ધ છે.

પાપ અને અજ્ઞાનમાં ડૂબેલા જગત્ ઉપર તેમને દયા વછૂટતી. લોકોનાં દુઃખ જોઇને તેમનું દયાળુ હૃદય ખિન્ન થતું. કોઈ પણ ઉપાયે જગતનું પરિત્રાણ કરવું અને જગતમાં પ્રેમરાજ્યની સ્થાપના કરવી એવો તેમણે સંકલ્પ કર્યો. એ સંકલ્પની સિદ્ધિને માટે તેમણે પોતાના ઈષ્ટદેવ કૃષ્ણની આરાધના કરવા માંડી. એમ કરતાં કરતાં વર્ષો વીતી ગયાં પણ અદ્વૈતનો નિશ્ચય ડગ્યો નહિ અને શ્રદ્ધા ઢીલી પડી નહિ.

---

× ચૈતન્યચરિતામૃત

આખરે કૃષ્ણે પોતાના ભક્તની પ્રાર્થના સાંભળી અને જગતના તરફ કૃપાદષ્ટિ કરી.

બંગાળા શાક્તપ્રધાન દેશ છે. બૌદ્ધ ધર્મના ધ્વંસ પછી વેદોક્ત શક્તિપૂજાની સાથે ઘોર વામાચારનાં તત્ત્વો ભળી જઇને એક પ્રકારના બીભત્સ ધર્મનું સ્વરૂપ ત્યાં પ્રચલિત થવા પામ્યું હતું. બ્રાહ્મણથી માંડીને શૂદ્ર સુધીના ઘણાખરા હિન્દુઓ આવા જ પ્રકારના ધર્માચરણમાં ફસાએલા હતા. તેમના કરતાં સંખ્યામાં ઓછા પણ વિદ્યા અને બુદ્ધિના પ્રતાપથી લબ્ધપ્રતિષ્ઠ થએલા નૈયાયિક પંડિતોનો એક વર્ગ હતો. તેમણે શુષ્ક તર્કવાદની ઝાડીમાં શુદ્ધ ભક્તિના કોમળ પ્રવાહને ગૂંચવી નાખ્યો હતો. તે બધાની વચમાં કૃષ્ણના ભક્તોનું એક ન્હાનું મંડળ ભાગવત, જયદેવનું ગીતગોવિન્દ અને વિદ્યાપતિ તથા ચંડીદાસનાં પ્રેમભક્તિથી નીતરતાં કાવ્યોમાંથી પ્રેરણા અને બળ મેળવીને પોતાનું કામ કર્યે જતું હતું. ઉપર કહેલા અદ્વૈત આચાર્ય અને શ્રીવાસ પંડિત આ ભક્તમંડળના આત્મા હતા.

શાંતિપુરથી ચાર પાંચ માઇલ દૂર નવદ્વીપ શહેર વસ્યું છે. એક વેળા ત્યાં હિન્દુ નૃપતિઓની રાજધાની હતી. રાજધાની હોવા ઉપરાંત સરસ્વતીની ઉપાસનામાં તે કાશી અને મિથિલાનું પ્રતિસ્પર્ધી હતું. તેરમી શતાબ્દિમાં રાજધાની ગૌડ નગરમાં ગયા પછી પણ વિદ્યાપીઠ તરીકે તેની પ્રતિષ્ઠા ચાલુ રહી હતી; આજે પણ ન્યાયશાસ્ત્રના બે ત્રણ ધુરંધર પંડિતો તેની પ્રાચીન કીર્તિના અવશેષ જાળવી રહ્યા છે.

સિલ્હટનો જગન્નાથ મિશ્ર નામનો એક બ્રાહ્મણ યુવક નવદ્વીપમાં વિદ્યાભ્યાસ કરવા આવ્યો. તેને નીલાંબર ચક્રવર્તી નામના કુલીન બ્રાહ્મણે પોતાની પુત્રી શચીદેવી પરણાવી. એ શચીદેવી

અને જગન્નાથ મિશ્રના ધર્મપરાયણ યુગલે પછી નવદ્વીપમાં જ નિવાસ કર્યો. તેમને એક પછી એક આઠ પુત્રીઓ થઇ; પણ તેમાંની એકે જીવવા પામી નહિ.

ત્યાર પછી શચીએ એક પુત્રને જન્મ આપ્યો. છોકરો સૌને જોવો ગમે એવો હતો. માતા પિતાએ તેનું નામ વિશ્વરૂપ પાડયું.

ફરી પાછાં દશ વર્ષ વીતી ગયાં અને શચીદેવીએ પુનઃ ગર્ભ-ધારણ કર્યો. આ વખતે તેના ગર્ભમાં કોઇ અલૌકિક તેજ રાશિએ. પ્રવેશ કર્યો. શચીદેવીની કાન્તિ દિવસે દિવસે દેદીપ્યમાન થવા લાગી. કોઈ કોઈ વાર દેવતાઓ પ્રણામ કરીને તેના ગર્ભમાં રહેલા બાળકનું સ્તવન કરતા હોય એવું તેના જોવામાં આવતું. તેના કાન પર દેવતાઓના દિવ્ય સંગીતના ભણકારા આવતા. આ બધું શું થાય છે અને શાથી થાય છે તે નહિ સમજી શકાવાથી શચીદેવી ગભરાઇ જતાં.

આખરે ફાલ્ગુન માસ આવ્યો. પુર્ણિમાને દિવસે સમી સાંજે પૂર્ણ ચન્દ્રનો ઉદય થયો. થોડી જ વારમાં ચન્દ્રનું ગ્રહણ થયું અને ગંગાના ઘાટ હરિનામ તથા શંખ અને ઘંટના નાદથી ગાજી ઉઠયા. એજ વખતે ( ઈ. સ. ૧૪૮૬ ના ફેબ્રુઆરી તા. ૧૮મી શનિવાર) શચીદેવીએ એક અલૌકિક બાળકને જન્મ આપ્યો. તેજ-રાશિ જેવું દીપ્તિમાન તેનું કલેવર હતું. શુદ્ધ સુવર્ણના જેવો તેની કાયાનો વર્ણ હતો. તે ઘણું જીવે માટે શચીએ તેનું નામ નિમાઈ પાડયું. માતાનો તે લાડકવાયો પુત્ર હતો અને આખર સુધી તેવો જ લાડકવાયો રહ્યો. લોકોએ તેને ગૌરાંગ, વિશ્વંભર, ગૌરહરિ એવાં જૂદાં જૂદાં નામો આપ્યાં. સંન્યાસદીક્ષા લીધી ત્યારે ગુરુએ તેમને "કૃષ્ણચૈતન્ય"ના નામથી સંબોધ્યા. એ નામ ટૂંકાવતાં તેમનું ઈતિહાસપ્રસિદ્ધ "ચૈતન્ય" નામ બનેલું છે.

જગન્નાથ મિશ્રે ધામધૂમથી પુત્રજન્મનો ઉત્સવ કર્યો. બ્રહ્મા, શિવ, નારદ, અને બીજા અનેક દેવો અને દેવીઓ પુરુષો અને સ્ત્રીઓનાં રૂપમાં પોતાના પ્રભુનાં દર્શન કરવા આવ્યાં. આકાશ તેમનાં સ્તવનના સૂરથી ઝણઝણી રહ્યું. દેવતાઓ ગાવા લાગ્યા: "આનન્દો ! પતિતો અને પદદલિતો ! આનન્દો ! પાપીઓ અને દુઃખીઆરાંઓ ! આશ્વાસન લ્યો ! તમારો તારણહાર હવે આવી પહોંચ્યો છે. આ સુસમાચારને સૌ વધાવી લેજો. જગતમાંથી દુઃખ અને ક્લેશનો અન્ત આવશે. તમારો તારણહાર તમને સંસારની પાર ઉતારવા હરિનામની નાકા લઈને આવી ચૂકયો છે. તે તમને તારશે, તમારાં પાપ તાપનો બોજો ઉતરાવશે અને તમને તેના પ્રેમરાજ્યમાં તેડી જશે."

અને બાળસ્વરૂપ ચૈતન્ય મહાપ્રભુ જાણે "તથાસ્તુ" કહેતા હોય તેમ તેમણે મધુર મંદ સ્મિત કર્યું.

---

## પ્રકરણ ૨ જું

### બાળક નિમાઇ.

* ગૌરા નાચે શચી દુલાલિયા;
ચૌદિકે બાલક મેલિ, સબે દેઈ કરતાલિ,
હરિબોલ હરિબોલ બોલિયા.

વાસુદેવ ઘોષ.

* શચીકુમાર ગૌરાંગ બાળકોને ભેગાં કરીને તેમની સાથે તાળી પાડીને હરિબોલ હરિબોલ બોલીને નૃત્ય કરે છે.

બાળક માત્ર રડે છે તેમ મહાપ્રભુ પણ રડતા. પણ તેમના રુદનમાં એક વિશેષતા એ હતી કે હરિનામકીર્તન થતાં જ તે ઝટ છાના રહી જતા. પારણામાંથી જ તેમણે આ રીતે હરિનામ પ્રત્યેની પોતાની રુચિનું દર્શન કરાવ્યું.

તેમના સ્પર્શમાં અજબ જાદુ હતું. જેઓ તેમને સ્પર્શ કરતા તેઓ અપાકૃત આનંદનો ઉપભોગ કરતા અને પવિત્ર ભાવોથી તેમનાં સાનાં હૃદય ભરાઇ જતાં. એ અલૌકિક સુખની લહરી તેમનાં નેત્રોમાંથી હર્ષનાં અશ્રુ વહેવડાવતી.

એક વાર એવું બન્યું કે મેખમાલી નામના કોઇ ચોરે મહાપ્રભુને શેરીઓમાં રમતા દીઠા. તેમના અંગ ઉપરના દાગીનાએ તેના ચિત્તને લલચાવ્યું. પણ તેણે જેવા મહાપ્રભુને ખાંધ પર લીધા કે તરત તેના દિલમાં અનુતાપ પ્રકટ્યો. તેની પાપવૃત્તિઓ નિર્મૂળ થઈ ગઇ. તેના જીવનની દિશા પલટાઇ ગઇ અને તે સાધુ બની ગયો.

મહાપ્રભુને નૃત્યનો પહેલેથી જ શોખ હતો. તેમનું નૃત્ય જોવું એ એક અલૌકિક લ્હાવો હતો. ઘણીવાર તેઓ પોતાના જેવડા છોકરાઓને એકઠા કરતા અને સૌને ગોળ કુંડાળામાં ગોઠવીને નૃત્યનો આરંભ કરતા. પોતે વચમાં ઉભા રહીને "કૃષ્ણ" "હરિ" "શ્યામ" એવાં નામોને ગવાય એવા રૂપમાં ગોઠવીને તાળી પાડીને ગાતા અને છોકરા તેમની આસપાસ નૃત્ય કરતા. થોડીવારમાં જ નૃત્ય કરનાર, કરાવનાર અને જોનાર સૌ કોઈ અવર્ણનીય રસમાં ડૂબી જતાં. દૃશ્ય જગત્ તેમની નજર આગળથી સરી જતું અને તેટલા કાળને માટે પ્રેમ અને આનંદથી સચરાચર ભરેલી કોઈ અપ્રાકૃત દુનિયામાં તેઓ પ્રવેશ કરતાં. જોનારાઓને પણ એક પ્રકારની દિવ્ય મસ્તી આવી જતી; અને તેમને પોતાને પણ આ બાળકોની સાથે નૃત્ય કરવાનું મન થઇ આવતું. કોઇ કોઇ વાર

આવા પ્રકારનું નૃત્ય કરતાં કરતાં મહાપ્રભુને મૂર્છા આવી જતી, તેથી પુત્રઘેલાં શચીદેવીનું હૃદય ફફડી ઉઠતું.

મહાપ્રભુ જ્યારે ત્રણ વર્ષના હતા ત્યારે એક દિવસ એક ધર્મ-પ્રાણ યાત્રાળુ ફરતો ફરતો નવદ્વીપ આવી ચ્હડયો અને તેમને ઘેર જ રાતવાસો રહ્યો. તેણે રસોઈ બનાવી અને આંખ મીંચીને પોતાના ઈષ્ટ દેવ ગોપાલને ભોગ ધરાવવા લાગ્યો. એટલામાં જ મહાપ્રભુ ત્યાં દોડી આવ્યા અને યાત્રાળુએ પીરસેલી થાળીમાંથી એક ગ્રાસ ભરીને ખાઇ લીધો. નૈવેદ્ય અભડાયું એમ માનીને બધી રસોઈ ફેંકી દઇને તે યાત્રાળુ નવેસરથી રાંધવાનો વિચાર કરતો હતો; પણ તેના મનનો ભાવ સમજી જઇને મહાપ્રભુએ તેના તરફ સ્મિતભરી કૃપાદૃષ્ટિ કરીને કહ્યું, "મહાભાગ! જેની તમે આજ સુધી સેવા કરતા આવ્યા છો તે જ હું છું. જુઓ." અને તે ભાગ્યવાન યાત્રાળુએ પોતાની સામે બાલ ગોપાલની મૂર્તિ ઉભેલી દીઠી. તે હર્ષોન્મત્ત બની ગયો. પણ તેને શાંત રહેવાનો આદેશ કરીને મહાપ્રભુ ત્યાંથી બાળકોની સાથે રમવા દોડી ગયા.

નિશાળે જવા જેવડા થયા એટલે તેમને નિશાળે ભણવા બેસાડયા અને બીજા છોકરાઓની માફક મહાપ્રભુ પણ ક ખ શીખવા લાગ્યા. તેમને રમવાનો અને ગંગામાં તરવાનો ખૂબ શોખ હતો. તેમનાં તોફાન મસ્તી પણ ઓછાં ન હતાં. છોકરાઓની ટોળીના સરદાર બનીને ઘાટ પર સ્નાન કરવા આવતાં સ્ત્રીપુરુષોને ખૂબ કાયર કરતા. પણ તેઓ તેમનું સુંદર વદન અને પ્રેમ ઝરતાં નેત્રો જોતા એટલે તેમના ક્રોધ અને ખીજવાટ પળવારમાં ઉડી જતા અને સૌના હૃદયમાંથી તેમના તરફ પ્રીતિની સેર્ય ફૂટતી.

તેમની હઠનો પણ કોઇ છેડો ન હતો. આજે આ તો કાલે પેલી એવી તરેહ તરેહની વસ્તુઓની હઠપૂર્વક માગણી કરતા. ગમે તેમ કરીને શચીદેવીએ તે વસ્તુઓ આણી આપવી જ જોઇએ. નહિ તો તે રડી રડીને મૂર્છિત થઇ જતા.

દેવના નૈવેદ્યની વસ્તુઓ ખાઇ જવાની તેમને મ્હોટી કુટેવ હતી. કોઇ વાર તો તુલસી અને પુષ્પ વડે તે પોતાની જ પૂજા કરી લેતા. ધર્મપ્રાણ શચીદેવી તેમને ઠપકો આપતાં ત્યારે ઠાવકું મ્હોં કરીને કહેતા, "હું કોની પૂજા કરૂં ? સૌએ મારૂંજ પૂજન કરવું જોઇએ." પુત્રનું સદાએ કલ્યાણ ઇચ્છનારી માતાથી આવું કેમ સાંખી શકાય ? તેમણે કહ્યું, "નિમાઇ ! તું શું ગાડો છે ?" પણ મહાપ્રભુએ તરત જ ગંભીર ભાવે જવાબ આપ્યો, "ના રે, હું એકલો જ ડાહ્યો છું. બીજાં બધાંએ ગાડાં છે"

તેમની પાડોશમાં મુરારિ ગુપ્ત કરીને એક વૈદ્ય રહેતા હતા. વૈદ્યવિદ્યા ઉપરાંત તેમને વેદાંતનો પણ શોખ હતો. એકવાર ભાગ્યે જ પાંચ વર્ષની ઉંમરના મહાપ્રભુએ, જાણે સૌને આજ્ઞા કરવાનો જ પોતાનો અધિકાર હોય એવા રૂવાબથી કહ્યું, "મુરારિ ગુપ્ત ! પડતું મૂકો તમારૂં આ બધું નાસ્તિક તત્ત્વજ્ઞાન:અને દીનતાપૂર્વક ભગવાનનું ભજન કરો.

આવાં આવાં તેમનાં કાર્યોથી ઘણાના મનમાં શંકા ઉપજતી કે આ અલૌકિક બાળક કોણ હશે ?

---

## પ્રકરણ ૩ જું



## નિમાઇ પંડિત.



મહાપ્રભુના મ્હોટા ભાઇ વિશ્વરૂપે સોળ વર્ષ પૂરાં થતાં પહેલાં જ સંન્યાસ લેવાનો નિશ્ચય કરી નાખ્યો. તે તેજસ્વી અને ભવિષ્યમાં નામ કહાડે એવો છોકરો હતો. બાળપણથી જ તેની

પ્રકૃતિ વિચારશીલ હતી. જગન્નાથ અને શચીદેવીએ તેને માટે વિવાહ યોગ્ય કન્યાની શોધ કરવા માંડી છે એ વાતની જાણ થતાં જ વિશ્વરૂપ ચમક્યો. અસલથી જ તે વૈરાગ્યવાન અને સાધુ જેવો તો હતો જ. તેમાં વળી અદ્વૈત, શ્રીવાસ અને એવા બીજા ભક્તોના સહવાસથી તેના વૈરાગ્યમાં ખૂબ જોસ આવ્યો હતો. પરિણામ એ આવ્યું કે જુવાનીમાં પ્રવેશ કરતાં પહેલાં જ વિશ્વરૂપ કટ્ટર વૈરાગ્યવાન બની ગયો. તેણે પોતાનાં માતપિતાના મનસૂબાને ધૂળમાં મેળવી દેવાનો સંકલ્પ કર્યો. તેમને ઘડપણમાં નિરાધાર અવસ્થામાં છોડી જતાં તેનું હૃદય જખમી થયું; અને બાળક નિમાઈનો વિચાર આવતાં તેનું રડવું ખાળ્યું ન રહ્યું. પણ તેનો નિશ્ચય થઈ ચૂક્યો હતો. તેણે હૈયું દઢ કર્યું અને એક રાત્રે ઘર છોડયું. તેણે સંન્યાસ દીક્ષા લીધી અને ટૂંક મુદ્દતમાં પંઢરપુરમાં દેહત્યાગ કર્યો એ ઉપરાંત તેને વિષે વધારે હકીકત મળી શકતી નથી.

વિશ્વરૂપના ગૃહત્યાગથી મહાપ્રભુનાં વૃદ્ધ માતાપિતા શોકથી મરવા જેવાં થઈ ગયાં. તેમને પોતાને મૂર્છા આવી ગઇ અને જ્યારે શુદ્ધિમાં આવ્યા ત્યારે બોલ્યા, “બા ! બાપા ! રડશો નહિ. હું મ્હોટો થઇશ ત્યારે ઘડપણમાં તમારી સેવા કરીશ.” આ વચન તેમનાથી પણ ન જ પળાયું તે આપણે હવે પછી જોઇશું.

પણ આ બનાવથી જગન્નાથના મન ઉપર એક નહિ ભુસાય એવી કાયમની છાપ પડી ગઇ. રખેને નિમાઈને પણ તેના ભાઇની માફક જ્ઞાન પ્રાપ્ત થાય અને તે પણ વિરક્ત થઇ જાય એવી આશંકાથી તેમણે મહાપ્રભુનું ભણતર જ બંધ કરી દીધું. છતાં આખરે પાડોશીઓ અને મિત્રોની સમજાવટથી તેમણે આ મૂર્ખાઈ ભરેલો અંકુશ તો જતો કર્યો. પણ મારો નિમાઈ કદી પણ સંન્યાસી ન થાઓ એવી પ્રાર્થના તો તેમની ચાલુ જ રહી!

નવમે વર્ષે મહાપ્રભુને યજ્ઞોપવીતના સંસ્કાર કરવામાં આવ્યા. વિધિ પ્રમાણે તેમના મસ્તકનું મુંડન કરવામાં આવ્યું અને બ્રહ્મચારીનાં વસ્ત્રો તેમને પહેરાવ્યાં. *એજ વખતે તેમણે પોતાનાં માતાને પાસે બોલાવ્યાં, અને તેમણે જે દેખાવ જોયો તે જોઇને તે આભાં જ બની ગયાં. તેમણે પોતાના પુત્રને તેજઃપુંજથી વીંટળાએલો દીઠો. તેની મુખાકૃતિ પણ નજર માંડીને જોઇ શકાય નહિ એવી પ્રતાપયુકત હતી. પછી તે બોલ્યા, "માતા! હું જાઉં છું, પણ પાછો આવીશ. તમારા પુત્રનું ખૂબ જતન કરજો." આટલું બોલીને તે બેશુદ્ધ થઇ ગયા અને ભાન આવ્યું ત્યારે કશાનું તેમને સ્મરણ રહ્યું ન હતું. આ બનાવ બન્યા પછી થોડા જ વખતમાં જગન્નાથને તાવ લાગુ પડયો અને આ માંદગીમાંથી તે સાજા ન જ થયા. મહાપ્રભુ પોતાના મરણોન્મુખ પિતાનો હાથ પકડીને રડી પડયા.

પતિના વિયોગનો જખમ શચીદેવીએ નિમાઇની ખાતર સહન કર્યો. તેનું મ્હોં જોઇને તે પોતાનું દુઃખ વિસારે મૂકતાં. હવે મહાપ્રભુને ગંગાદાસ પંડિતની પાસે સંસ્કૃત વ્યાકરણ ભણવા બેસાડયા. ભણવામાં તે ખૂબ ચકોર હતા તેથી થોડા જ વખતમાં તેમણે પોતાનાથી મ્હોટી વયના વિદ્યાર્થીઓને પાછળ મૂકયા.

તે જમાનામાં નવદ્વીપ પાઠશાળાઓનું સ્થાન હતું એમ કહીએ તો ચાલે. વસ્તીનો મ્હોટો ભાગ અધ્યાપકો અને તેમના વિદ્યાર્થીઓનો હતો. ભરતખંડના જૂદા જૂદા પ્રાન્તોમાંથી હજારો વિદ્યાર્થીઓ ભણવા માટે અથવા તો પોતાનું ભણતર પૂરું કરવા માટે ચાલ્યા આવતા. નવદ્વીપના વિદ્યાપીઠની પદવીની પણ ભારે પ્રતિષ્ઠા હતી. વ્યાકરણ, કાવ્ય, ન્યાય, અલંકાર, વેદાંત, જ્યોતિષ્ વગેરે

*આ પ્રસંગનો મુરારિ ગુપ્તે પોતાનાં "કરચા" એટલે નોંધપોથીમાં ઉલ્લેખ કર્યો છે.

વિષયો શીખવાની ત્યાં ઘણી સારી સગવડ હતી અને એ વિષયના નિષ્ણાત પંડિતો ત્યાં સારી સંખ્યામાં હતા. એ બધા ઉપરાંત જ્યારે નવદ્વીપના ન્યાયશાસ્ત્રના પંડિતોએ ગૌતમના ન્યાયશાસ્ત્રમાં સુધારો કરીને નવન્યાયની રચના કરી ત્યારથી ભરતખંડનાં અન્યાન્ય વિદ્યાપીઠોમાં તેની ખ્યાતિ જામી ગઈ. એ પંડિતોનો નેતા વાસુદેવ સાર્વભૌમ હતો. મહાપ્રભુના જીવનમાં તેણે અગત્યનો ભાગ લીધેલો હોવાથી એ પંડિતને વિષે આગળ ઉપર કહેવામાં આવશે. પ્રખ્યાત "દીધિતિ"નો કર્તા રઘુનાથ તેનો શિષ્ય હતો. મહાપ્રભુ પોતે પણ તેની ન્યાયની પાઠશાળામાં થોડો વખત ભણેલા. તેમના સહાધ્યાયીઓમાં નૈયાયિક રઘુનાથ અને સ્મૃતિકાર રઘુનંદન બેઉ ઘણા નામાંકિત થઈ ગયા છે.

વ્યાકરણ અને નિરુક્તનો અભ્યાસ પૂરો કર્યા પછી મહાપ્રભુએ ન્યાયશાસ્ત્ર ભણવા માંડયું. ઉપરોક્ત રઘુનાથ વાસુદેવની પાઠશાળાનો પ્રધાન શિષ્ય હતો. તે પણ મહાપ્રભુની તીક્ષ્ણ બુદ્ધિ આગળ ઝાંખો પડવા લાગ્યો, અને બીજા પંડિતો પણ આ અલૌકિક બુદ્ધિસંપન્ન કુમારની સાથે વાદયુદ્ધમાં ઉતરતાં ડરવા લાગ્યા. આ જ અરસામાં રઘુનાથ પોતાના "દીધિતિ" ગ્રન્થની અને મહાપ્રભુ પોતાના "અદ્વૈતપ્રકાશ"ની રચના કરી રહ્યા હતા. રઘુનાથે એકવાર પોતાના પ્રતિસ્પર્ધીનું લખાણ જોયું અને તેનાથી રડી દેવાયું. તેને સાંત્વન આપવા ઉદારચરિત મહાપ્રભુએ પોતાનું લખાણ ગંગામાં ફેંકી દીધું અને રઘુનાથને ન્યાયશાસ્ત્રમાં અક્ષયકીર્તિ મેળવવાનું ક્ષેત્ર મોકળું કરી આપ્યું.

હવે મહાપ્રભુ યૌવનમાં પ્રવેશ કરતા હતા. વિશ્વરૂપનો સંન્યાસ હજી શચીદેવીને સાલ્યા કરતો હતો તેથી પોતાના એકના એક પુત્રને વિવાહના બન્ધનમાં બાંધી દેવા તે આતુર હતાં. વલ્લભ આચાર્ય નામના નવદ્વીપના એક બ્રાહ્મણની કન્યાનું માગું આવ્યું કે તરત

શચીદેવીએ તેને ઝડપી લીધું. યથાસમય મહાપ્રભુ પરણ્યા અને પોતાની નવવિવાહિતા પત્ની લક્ષ્મીદેવીને ઘેર લાવ્યા અને માતાને રાજી કર્યાં.

હવે તેમણે વ્યાકરણની પોતાની સ્વતંત્ર પાઠશાળા ઉઘાડી. અધ્યાપક તરીકે તેમણે ટૂંક મુદ્દતમાં પ્રતિષ્ઠા જમાવી. સંખ્યાબંધ વિદ્યાર્થીઓ મળી આવ્યા અને શાળા સારી રીતે પગભર થઇ. એજ અરસામાં એક પ્રસંગ એવો બન્યો કે જેથી મહાપ્રભુએ નવદ્વીપના પંડિતોમાં પહેલું સ્થાન મેળવ્યું. કેશવ કાસ્મીરી નામનો એક દિગવિજયી પંડિત ઉપરાઉપરી વિજયોથી ગર્વોન્મત્ત બનીને નવદ્વીપ આવ્યો. તે અગાઉ તેણે ભરતખંડનાં સારાં સારાં વિદ્યાપીઠોના પંડિતોને છક્કડ ખવરાવી હતી. નવદ્વીપમાં આવીને તેણે વાદયુદ્ધને માટે આહ્વાન કર્યું. મહાપ્રભુએ કાવ્ય અને અલંકારની ચર્ચામાં તેનો મદ ઉતાર્યો અને નવદ્વીપની લાજ રાખી. તે દિવસથી વયોવૃદ્ધ પંડિતો તેમના તરફ માન અને ભયથી જોતા થયા.

આ પ્રમાણે વિદ્યાવિલાસમાં મહાપ્રભુનો કૈશોરકાળ જવા લાગ્યો. અલૌકિક રૂપ, વિદ્યા, બુદ્ધિ, કીર્તિ આટલું બધું હોવા છતાં અભિમાને તેમના હૃદયમાં પ્રવેશ કર્યો ન હતો. તે નમ્રતા અને સૌજન્યની પ્રતિમા સમાન હતા. પરાજિત થએલા પંડિતોના દિલમાં તેમના પરાજયનો ડંખ ન સાલે એવી મહાપ્રભુની વિનયી વર્તણુક હતી. તેમનો સ્વભાવ વિનોદી હતો. રસ્તે ચાલતાં પણ મિત્રો અથવા શિષ્યોને કાંઇને કાંઇ ટીખળ કરીને હસાવ્યા વિના રહેજ નહિ. દોડવાનો અને તરવાનો પણ તેમને ભારે શોખ હતો અધ્યાપક થયા પછી તેઓ તરતાં કે દોડતાં શરમાતા નહિ. આથી કરીને કેટલાક ભારેખમ પંડિતો તેમની નિંદા પણ કરતા.

પરંતુ પ્રેમભક્તિનો મહા સ્રોત જેણે તેમના હૃદયગિરિમાંથી નીકળીને બંગાળા અને ઓરિસ્સાને પ્લાવિત કરી દીધા તેના ઉદ્‌ભવની આગાહી તેમના પહેલાં ત્રેવીશ વર્ષના જીવનમાંથી થઇ શકતી નથી.

બુદ્ધિવિલાસ એ જ જાણે તેમના જીવનનું ધ્યેય હોય એવું સૌ કોઇને સમજાતું હતું. શ્રીવાસ પંડિતે તેમને વૈષ્ણવધર્મ તરફ વાળવાનો કરેલો પ્રયત્ન પણ નિષ્ફળ ગયો. આ રીતે ધર્મના વિષય તરફ મહાપ્રભુ દેખતી રીતે બેપરવાહ હતા તો પણ તેમના જેવા બુદ્ધિમાન અને શાસ્ત્રજ્ઞ પંડિતે જીવનના અતિ ગંભીર પ્રશ્ન વિષે કશોજ વિચાર નહિ કર્યો હોય એ માની શકાય એવું નથી. એક સામાન્ય પ્રસંગમાંથી તેમના હૃદયમાં પ્રેમભક્તિનો ઉદય થયો અને જેમ આકાશમાં એકાએક કોઇ જ્વલંત નક્ષત્ર ઉગે એટલે આખું નભોમંડળ તેના તેજથી પ્રજ્જ્વળી ઉઠે તેમ મહાપ્રભુએ ધર્મક્ષેત્રમાં પ્રવેશ કર્યો કે તરત જ બંગાળા અને ઓરિસ્સાનું વાતાવરણ પલટાઇ ગયું. પ્રેમભક્તિનો મહાસાગર ઉછળ્યો અને તેના તરંગો મદ્રાસ, મહારાષ્ટ્ર, ગૂજરાત, પંજાબ આદિ દૂરદૂરના પ્રાંતો સુધી ફરી વળ્યા.

---

## પ્રકરણ ૪ થું.

### ગયાની યાત્રાએ.

મહાપ્રભુને હવે વીશમું વર્ષ બેઠું. તેમનું યૌવન હવે પૂર બહારમાં ખીલ્યું હતું. ગાળેલા સોનાના રસથી ઘડયું હોય એવું દીપ્તિમાન તેમનું અંગ હતું કોઇ કવિ કે ચિત્રકાર સારામાં સારા રૂપની કલ્પના કરે તેના કરતાં પણ ચ્હડી જાય એવું તેમનું સૌન્દર્ય હતું. પ્રેમ, કરુણા, ક્ષમા, સુરુચિ, કવિતા, કલા એ બધાં જાણે એક નરતનુમાં મૂર્તિમંત થયાં હોય અથવા તો કોઇ મહા કલાકારની સૌન્દર્યની સ્વપ્નસૃષ્ટિ ઘનીભૂત થઇ હોય એવું તેમનું સ્વરૂપ હતું. સૌન્દર્ય અને સુગઠનની પ્રતિમારૂપ તેમના શરીરનો ઘાટ હતો. તેમની ચાલમાં અનેરૂં લાલિત્ય હતું. અને સ્વરમાં વીણાના રણકારનું માધુર્ય હતું. તેમનું હાસ્ય સૌનાં મન હરી લેતું. તેમનાં નેત્રોમાંથી પ્રેમના ફુવારા

ફૂટતા. તેમના સ્પર્શમાં અલૌકિક મોહિની હતી અને તેમનાં રોમે-રોમમાંથી એવું કોઇ સત્ત્વ ઝરતું કે જે કોઇ તેની અસર નીચે આવતા તે બધાએ સદાને માટે તેમનાજ બની જતા.

એક સમાકાલીન કવિ તેમના સૌન્દર્યનું ચિત્ર દોરતાં લખે છે:-

રાગ-કલ્યાણ.

"અમૃત મથિયા કેવા નવની તુલિલો ગો:
તાહાતે ગડિલો ગોરા દેહ;
જગત્ છાનિયા કેવા રસ નિંગાડિલો ગો
એક કૈલો સુધઈ સુલેહ.
અખંડ પીયૂષધારા કેવા આઉટિલો ગો
સોનાર વરણે દિલો ચિનિ;
સે ચિનિ મારિયા કેવા ફેનિ તુલિલો ગો
હેન વાસોં ગોરાઅંગખાનિ.

*  *  *  *

બિજુરી વાટિયા કેવા ગાખાનિ માજિલો ગો
ચાંદે માઝીલો મુખખાનિ;
લાવણ્ય વાટિયા કેવા ચિત્ત નિરમાણ કેલો
અપરૂપ રૂપેર બલનિ." *

લોચનદાસ

* અમૃત વલોવીને તેમાંથી માખણ કહાડીને તેના વડે શું ગૌરાંગનું શરીર ઘડયું હશે? જગત્‌ને ગાળીને તેનો તમામ રસ નીચોવીને શું માધુર્યનો નિષ્કર્ષ તેમનામાં જ ભરી દીધો હશે?

અમૃતને ઉકાળીને તેમાં સોનેરી સાકર ભેળીને તે મિશ્રણ વડે જાણે કોઈ મિષ્ટ પદાર્થ તૈયાર કર્યો હોય એવું ગૌરાંગનું માધુર્ય છે.

શું વીજળી વાટીને તેના વડે એમનો દેહ અજવાળયો હશે અથવા ચંદ્રના તેજ વડે એમનું વદન માંજ્યું હશે? લાવણ્યના સાર વડે એમના ચિત્તનું નિર્માણ કર્યું હશે?

તેમના ભક્તોનાં હૃદય ઉપર તેમણે કેટલો અધિકાર જમાવ્યો હતો તે વિષે એક બીજો સમકાલીન કવિ લખે છેઃ—

રાગ—પટમંજરી.

" જખન દેખિનુ ગોરા ચાંદે
તખન પડલુ પ્રેમફાંદે.
તનુમન તાહારે સોંપિલુ;
કુલ ભયે તિલાંજલિ દિલુ.
ગોરા વિનુ ના રહે જીવન
ગૌરાંગ હોઇલો પ્રાણધન."*

વાસુદેવ ઘોષ.

હવે મહાપ્રભુએ પોતાના ચૂંટી કહાડેલા શિષ્યો સાથે પૂર્વ બંગાળની મુસાફરી આદરી. અધ્યાપક તરીકેની તેમની કીર્તિ તેમની આગળ આગળ જઈ પહોંચી હતી. તેથી તે જ્યાં ગયા ત્યાં તેમનો સારો સત્કાર થયો. આર્થિક દ્રષ્ટિએ પણ આ પ્રવાસ સફળ થયો એમ કહેવાય. કારણ કે તે પોતાની પાઠશાળાને માટે સારી જેવી રકમ લેતા આવ્યા હતા. તેમની ગેરહાજરીમાં તેમનાં પત્ની લક્ષ્મીદેવીનો સર્પદંશથી દેહાન્ત થયો. પરંતુ આ પ્રવાસ દરમ્યાન તેમણે કોઇને પણ ધર્મનો ઉપદેશ કર્યો જણાતો નથી. આમાં માત્ર એક જ અપવાદ છે. એકવાર તપન મિશ્ર નામનો એક બ્રાહ્મણ તેમની મુલાકાતે આવ્યો અને પગે પડીને વિનવવા લાગ્યો કે " પ્રભો ! મારો ઉદ્ધાર કરતા જાઓ." મહાપ્રભુએ કૃષ્ણનામનો જપ કરવાની અને કાશીમાં જઈ રહેવાની તેને સલાહ આપી અને એમ પણ કહ્યું કે હું પોતે ત્યાં થોડા વખતમાં આવી પહોંચીશ.

*ગૌરચંદ્રને જોતાંજ હું તેની પ્રેમજાળમાં ફસાઇ પડયો અને મારાં તન મન મેં તેમને સોંપી દીધાં. લજ્જા, ભય, બધુંએ વીસરી ગયો છું. તેમના વિના હું જીવી શકતો નથી. તેજ મારા પ્રાણના પ્રાણ છે.

લગભગ આ જ અરસામાં બાહ્ય ચિહ્નો ઉપરથી જેને ગાંડપણ કહી શકાય તેવો વ્યાધિ તેમને લાગુ પડયો. પણ તે વધારે વખત ટકયો નહિ. થોડા વખતમાં જ તે સાજા થયા અને પાછા સાહિત્યના વ્યાસંગમાં મશગૂલ થઇ ગયા. અત્યાર સુધી તેમના જીવનનું ધ્યેય સાહિત્ય ચર્ચામાં જ બંધાઈ ગયું હતું.

નવદ્વીપના સનાતન મિશ્ર નામના એક કુળવાન બ્રાહ્મણે પોતાની પુત્રી વિષ્ણુપ્રિયાનું તેમને માટે માગું મોકલ્યું, અને લગ્ન પણ ખૂબ ધામધૂમથી થઇ ગયાં. એજ વિષ્ણુપ્રિયા તેમની આદર્શ પતિ-ભકિત અને ઉગ્ર તપશ્ચર્યાને લીધે પાછળથી સેંકડો કરુણ કાવ્યોનો વિષય થઇ પડયાં.

લગ્ન પછી લગભગ તરત જ મહાપ્રભુએ ગયાની યાત્રાએ જવાનો વિચાર કર્યો. પિતાનું શ્રાદ્ધ કરવા જાઉં છું એવું કારણ તેમણે જણાવી દીધું તેથી શચીદેવીએ કશી આનાકાની પણ ન કરી. ગયાક્ષેત્રમાં વિષ્ણુનાં ચરણચિહ્ન પૂજાય છે અને બધા સંપ્રદાયના હિન્દુઓ તેને યાત્રાનું ધામ માને છે.

આ સાધારણ પ્રસંગે મહાપ્રભુના જીવનનું એક પ્રકરણ ઉઘાડયું. એ ચરણચિહ્નનાં દર્શન કરતાની સાથે જ તેમના હૃદયમાંથી ભકિતનો પ્રબળ તરંગ ઉછળી પડયો. અત્યાર સુધી તેમણે એવું કશું જ કર્યું ન હતું કે જેથી તે ભવિષ્યમાં ધર્મસંસ્થાપક થશે અથવા અવતાર તરીકે પૂજાશે તેની આગાહી કરી શકાય. પણ એ ચરણ-ચિહ્નોએ જાણે પત્થરના પડ નીચે દબાએલું ભકિત અને પ્રેમનું પાતાળઝરણું વહેતું કર્યું હોય તેમ થયું. તેમનાં નેત્રોમાંથી પ્રેમા-શ્રુની ધારા વહેવા લાગી અને પ્રેમના આવેગથી આખું શરીર કંપવા લાગ્યું. યાત્રાળુઓનો સમૂહ આ દશ્ય આશ્ચર્યચકિત થઇને જોવા લાગ્યો. પણ મહાપ્રભુને કોઇનું, કશાનું ભાન ન હતું. તેમનું મન કૃષ્ણના સ્વપ્ન-દર્શનમાં ડૂબી ગયું હતું.

એકાએક જનમેદનીમાંથી એક સાધુ બહાર આવ્યો. તે ઇશ્વર પુરી હતા. ભકત તરીકે ખૂબ પંકાયા હતા. મહા સાધુ માધવેન્દ્ર પુરી જેમની ભાવદશાએ તે વખતના બધા ભકતોને મુગ્ધ કરી દીધા હતા અને જેમનું મહાપ્રભુ પોતે પણ ઘણા માનપૂર્વક સ્મરણ કરતા હતા તેમના જ ઇશ્વરપુરી શિષ્ય હતા.

ઇશ્વરપુરીને જોતાં જ મહાપ્રભુના ભક્તિના વેગે બમણું જોર કર્યું. ઇશ્વરપુરી તેમને એક બાજુએ તેડી ગયા અને સાંત્વન આપવાનો પ્રયત્ન કર્યો. પછી મહાપ્રભુએ ઇશ્વરપુરી પાસે મંત્રદીક્ષા લેવાની યાચના કરી પણ એ સાધુની આંખોએ તેમનો ખરો મહિમા પારખી લીધો હતો તેથી તેમણે પોતાની અયોગ્યતાનું બહાનું કહાડયું. પણ આખરે તેમણે લોકવ્યવહારની દ્રષ્ટિએ મહાપ્રભુને ગોપાલમંત્ર સંભળાવ્યો.

દીક્ષા લીધી કે તરત જ તેમણે તો કૃષ્ણની શોધમાં વૃન્દાવન તરફ દોટ મૂકી. પણ તેમના શિષ્યો અને મિત્રોએ ખૂબ સમજાવી પટાવીને નવદ્વીપ તેડી આણ્યા.

---

## પ્રકરણ ૫ મું.

### મહાપ્રભુ ભકત બન્યા.

રાગ—ધન્યાશ્રી

જામત યામિની જનુ વ્રજ-કામિની
નવ નવ ભાવે વિભોર;
કાચન વરણ ભેલો પુન વિવરણ
ગદ ગદ હરિ હરિ બોલ.

સ્તંભ કંપ અરૂ અંગે પુલક ભરૂ
ઉતપત સકલ શરીર;
ધન ધન શ્વાસ વહત લુઠત મહી
નયનહિ વહ ધન નીર. *

રાધા મોહન.

મહાપ્રભુનું નિગૂઢ તત્ત્વ જાણનારાઓ કહી ગયા છે કે તેઓ રાધા અને કૃષ્ણના સંપૂર્ણ ઐક્યરૂપે પ્રકટ થયા હતા. તેમના આ અવતારનું એક પ્રયોજન એ હતું કે પોતાના નામના માધુર્યનો સ્વાદ અનુભવવાની અને પોતાના ભક્તો તેમના તરફ કેવા કેવા પ્રકારના પ્રેમના ભાવો અનુભવે છે તેનો રસ ચાખવાની કૃષ્ણને અભિલાષા થઈ આવી. તેથી જ તેમણે ભક્તનો પાઠ ભજવ્યો અને એવો સરસ રીતે ભજવ્યો કે જેમણે તેમને નજરે જોયા હતા તેઓ પણ છેતરાયા અને તેમને ભક્ત માની બેઠા.

તેઓ ગયાની યાત્રા કરીને નવદ્વીપ પાછા તો આવ્યા પણ પૂરેપૂરા બદલાઇને આવ્યા. તે હવે પહેલાંના નિમાઇ પંડિત રહ્યા ન હતા. તેમનું બુદ્ધિનું અભિમાન ગયું, વિનોદી સ્વભાવ ગયો, સાહિત્યનો વ્યાસંગ ગયો, સ્વભાવની ચપળતા ગઇ, વિવાદપટુતા ગઇ,—બધુંજ ગયું. હવે તો તે દીનતાની અને હૈયાના કોઈ ઉંડા ઉંડા દર્દની પ્રતિમા સમા દેખાતા હતા. જે તીવ્ર વેદના તેમના હૃદયના મર્મને કોતરી નાખતી હતી તે તેમના દયામણા ચહેરા ઉપર સ્પષ્ટ જણાઇ આવતી હતી. જાણે કોઇ મહા મૂલ્યવાન વસ્તુ તેમણે

* વ્રજગોપીની માફક તરેહ તરેહના ભાવમાં ચકચૂર બનીને ગૌરાંગ આખી રાત જાગે છે તેમની કાંચન વરણી કાયા નિસ્તેજ થઈ ગઈ છે. હરિ ! હરિ ! એવો તે ગદ્ગદ્ સ્વરે ઉચ્ચાર કરે છે. તેમનું શરીર અકડાઈ જાય છે, કંપારી આવે છે અથવા રોમાંચ થાય છે. શ્વાસ જોરથી ચાલે છે. પૃથ્વીપર આળોટે છે અને નેત્રમાંથી નેવધાર આંસુ વહી જાય છે.

એક વાર મેળવીને ગૂમાવી હોય અને તેના અભાવથી જાણે તે બ્હાવરા બની ગયા હોય એવા દેખાતા હતા. વૈષ્ણવને જોઇને તો તે રડી જ પડતા અને તેને પગે પડીને કહેતા, "મને કહેશો કૃષ્ણ ક્યાં હશે? હું ક્યાં જાઉં તો તેને જોવા પામું? મને કોઈ તેનો પત્તો બતાવશો? અરે! કોઇ દિવસ પણ હું તેને જોવા પામીશ કે નહિ તે તો કહો!" આવું આવું બોલીને તે હૈયાફાટ રડી પડતા, અને સાંભળનારાઓને પણ રડાવતા. જાણે કૃષ્ણે તેમના હૃદયનો સંપૂર્ણ અધિકાર લઈ લીધો હોય એવું લાગતું હતું. કૃષ્ણ સિવાય બીજા કશાનો વિચાર પણ તેમને આવતો ન હતો. આવી અવસ્થામાં પોતાની પાઠશાળા ચલાવવાનું તેમને માટે અસંભવિત થઈ પડયું. એક દિવસ તેમણે પોતાના વિદ્યાર્થીઓને આશીર્વાદ આપીને રજા આપી દીધી.

આખો દિવસ તે ગંભીર મ્લાન વદને કૃષ્ણવિરહિણી ગોપીની માફક લમણે હાથ દઇને "હા! કૃષ્ણ!" હા! કૃષ્ણ!" એવા શત્રુના હૃદયને પણ પીગળાવે એવા કરુણ ઉદ્દગાર કહાડતા બેસી રહેતા અને કોઇવાર જ્યારે હૃદયમાં દુઃખનો વેગ સમાતો નહિ ત્યારે જાણે હજારો વીંછીના ડંખની વેદના થતી હોય તેમ જમીન ઉપર આળોટીને આક્રન્દ કરતા. જે વૈષ્ણવ ભક્તોની તેઓ અગાઉ મશ્કરી કરતા તેમને જ આજે તેઓ ધન્યવાદ દેવા લાગ્યા અને મે અત્યાર સુધી મારી જિંદગી વ્યર્થ વેડફી નાખી એવો પશ્ચાત્તાપ કરવા લાગ્યા.

મહાપ્રભુમાં થએલા આ નવા પરિવર્તનથી નવદ્વીપના વૈષ્ણવ સમાજમાં આનંદ આનંદ થઇ ગયો. એમના જેવો મહૌજસ્ પુરુષ જે સમાજમાં દાખલ થાય તેને નવું જીવન મળે, તેમાં નવા પ્રાણનો સંચાર કરે એમાં કશો શક ન હતો. આવા વિચારથી વૈષ્ણવોએ તેમને પોતાના મંડળમાં ઘણી ખુશાથી આવકાર આપ્યો એટલું જ

નહિ પણ તેમને પોતાના મંડળના નેતા બનાવ્યા. તેમને અવતાર તરીકે માનવા જેવું કશું જ હજી કોઈના જોવામાં આવ્યું ન હતું. તે બધું થોડા વખત પછી બન્યું.

શ્રીવાસ પંડિતે મહાપ્રભુને પોતાને ઘેર આવવાનું નિમંત્રણ કર્યું અને સાથે સાથે મુરારિ ગુપ્ત, મુકુન્દ દત્ત, વાસુદેવ ઘોષ તથા બીજા અગ્રગણ્ય વૈષ્ણવોને પણ તેડાવ્યા. દરરોજ રાત્રે સૌએ એકત્ર થઈને કૃષ્ણકીર્તન કરવું એવી ગોઠવણ કરી. થોડાજ વખતમાં મહાપ્રભુ આ મંડળની પ્રવૃત્તિઓના આત્મા બની ગયા. તેમના હૃદયમાં દબાએલી ચંપાએલી લાગણીઓ ગીત અને નૃત્યરૂપે વ્યક્ત થવા લાગી. છેક ન્હાનપણથી જ તેમનું નૃત્ય ચેપી તો હતું જ. કીર્તન શરૂ થયા પછી થોડી જ વારમાં તેમના સ્વભાવમાં કાંઈક ફેરફાર થઈ જતો અને જાણે તેમના હૃદયમાં ઉછાળા મારતો લાગણીનો વેગ તેમને નૃત્ય કરવાની ફરજ પાડતો હોય તેમ તે ઉભા થઈને નૃત્ય કરવા મંડી જતા. તેમના શરીરમાંથી વહન કરતું કોઈ ગૂઢ તત્ત્વ આસપાસના બધાને ઉન્મત્ત કરી દેતું. એટલે થોડી જ વારમાં સૌ ઉન્મત્ત બની જઈને નૃત્ય અને ગીતની રમઝટ મચાવી મૂકતા. આ દૃશ્ય જગતનું ભાન તો તેઓ તરત જ ભૂલી જતા અને કોઈ અપ્રાકૃત આનંદના પ્રદેશમાં તેમનું માનસ્ રમણ કરતું. મહાપ્રભુમાં એક બીજી વિશેષતા એ જોવામાં આવી કે તે બીજાઓના હૃદયમાં પોતાના જ જેવા ભાવોનું ઉદ્દીપન કરી શક્તા. આથી કરીને થોડા જ વખતમાં આ વૈષ્ણવ સમાજમાંથી ઘણાખરાએ મહાપ્રભુની પાસેથી જેને કૃષ્ણપ્રેમ કહે છે તે દુર્લભ વસ્તુની પ્રસાદી મેળવી.

કીર્તનો હમેશાં સાંજે શરૂ થતાં અને સવારમાં સમાપ્ત થતાં. આખી રાત્રિ મહાપ્રભુ નૃત્ય કરતા. આ વખતે જેમને ભક્તિશાસ્ત્રોમાં પ્રેમનાં ચિહ્નસ્વરૂપ અષ્ટ સાત્વિક વિકારો કહ્યા છે તે બધાએ

તેમનામાં ઉદય પામતા. "કૃષ્ણ" એવો નામોચ્ચાર થતાની સાથે જ તેમને રોમાંચ થતો અને નેત્રોમાંથી પ્રેમાશ્રુની ધારા ટપકવા લાગતી. તેમને મૂર્ચ્છા પણ આવી જતી. વળી પાછા તે ઉભા થઇને નૃત્ય કરવા મંડી જતા. શરીરે પરસેવાના ઝેબે ઝેબ છૂટતા. કોઈવાર શરીર સદંતર શુષ્ક થઈ જતું. કોઇવાર શ્વાસ પ્રશ્વાસની ક્રિયા ઘણા જોરથી ચાલતી, અથવા તો તે ક્રિયા પૂરેપરી બંધ જ થઇ ગઈ હોય એવું જણાતું અને જીવનવ્યાપારનાં બધાં લક્ષણો અદૃશ્ય થઇ જતાં. આવું થતું ત્યારે ભક્તો બિચારા વિહ્વલ થઇ જતા. પણ મહાપ્રભુને શુદ્ધિમાં આણવાનો એક સરસ કીમિયો તેમને મળી આવ્યો હતો. આવી અણીને વખતે તેઓ બધા ભેગા થઇને ખૂબ જોરથી કીર્તન કરતા અને મહાપ્રભુના કાનમાં હરિનામનું ઉચ્ચારણ કરતા. આમ કરવાથી કેટલીક વાર પછી તેમની મૂર્ચ્છા વળી જતી.

## પ્રકરણ ૬ ઠું.



## ભક્તિનો તરંગ.



બડો અવતાર ભાઇ બડો અવતાર
પતિતેર બિલાઓલેં પ્રેમેર ભાંડાર.*

બલરામદાસ.

થોડાક અઠવાડીઆં સુધી તો ઉપર વર્ણવેલી પ્રવૃત્તિ વગર હરકતે ચાલુ રહી. રોજ રોજ નવા આવનારાઓની ભરતી થતી. પણ મહાપ્રભુની સંમતિ વિના કોઇને પણ કીર્તનોમાં હાજરી આપવાનો અધિકાર મળતો ન હતો. પરંતુ આ કીર્તનોની અસર શ્રીવાસના

* ગૌરાંગનો અવતાર ઘણો મહિમાવાન છે કારણ કે તેમણે પતિત લોકોમાં પ્રેમનો ભંડાર લૂંટાવી દીધો.

આંગણાની મર્યાદા ઓળંગીને થોડા જ વખતમાં ઘણે દૂર સુધી ફેલાઇ ગઇ. ઘણે ઠેકાણે તેમનું અનુકરણ થવા માંડયું. નવદ્વીપમાં બીજી પણ કેટલીક કીર્ત્તન મંડળીઓ ઉભી થઇ. દરરોજ રાત્રે શહેરનું વાતાવરણ મૃદંગ અને કરતાલના ધ્વનિથી ગાજી ઉઠવા લાગ્યું. આસપાસનાં ગામડાંઓમાં પણ તેની અસર થયા વગર ન રહી. ત્યાં પણ ન્હાની ન્હાની કીર્તનમંડળીઓની રચના થઇ. લોકોને પોતાના મંતવ્ય તરફ વાળવાને કોઇ પણ પ્રકારનો રીતસરનો પ્રયત્ન કર્યા વગર વૈષ્ણવ સમાજ દિવસે દિવસે વિપુલ થતો ગયો. મહાપ્રભુ પોતે રોજ ગંગાસ્નાન કરવા જતા. ઘણાને તેમનાં દર્શન અથવા સ્પર્શથી ભક્તિનો રંગ લાગી જતો. ઉદાહરણ તરીકે શ્રીવાસ પંડિતને ઘેર કપડાં આપવા આવેલા મુસલમાન દરજીની નજર તેમના ઉપર પડી ગઇ. અને તેનું પરિણામ એવું આવ્યું કે કેટલાએ દિવસ સુધી તે દરજી ઉન્મત્ત અવસ્થામાં "હરે કૃષ્ણ"ના પોકાર કરતો આખા શહેરમાં ભટકયો.

થોડાં જ અઠવાડીઆમાં આખા નવદ્વીપનું વાતાવરણ પલટાઇ ગયું અને ભક્તિનાં આંદોલનોથી ભરપૂર થઇ ગયું. તેની અસર બીજાઓ ઉપર અને ખાસ કરીને સંસ્કારગ્રાહી લોકોના ઉપર વહેલી થતી અને જેમ જેમ તેના સપાટામાં વધારે માણસો આવતાં ગયાં તેમ તેમ તેનું બળ આશ્ચર્યકારક રીતે વધી પડયું. શહેરમાં ભક્તિનો કોઇ પ્રબળ ચેપી રોગ ફેલાઇ ગયો હોય એવાં ચિહ્ન દેખાવા લાગ્યાં. રસ્તે ચાલતાં સ્ત્રી પુરુષો એકાએક આ સૂક્ષ્મ ચેપી અસરના સપાટામાં આવી જતાં અને આવિષ્ટ અવસ્થામાં આવી જઇને નાચી ઉઠતાં. માતાની કેડે બેઠેલાં બાળકો "હરિબોલ હરિબોલ" કહીને કૂદાકૂદ કરી મૂકતાં. કેટલીકવાર લોકોથી "હરિબોલ" એવું એકાએક બોલાઇ જવાતું અથવા તો ઊંચા હાથ કરીને નાચવાનું મન થઇ આવતું. ગયાથી પાછા આવ્યા પછી ટૂંક સમયમાં મહાપ્રભુએ નવદ્વીપના

ઘણા લોકોને ઘેલા અને નશાબાજ માણસની માફક વગર શરમે રસ્તા વચ્ચે નાચતા કરી મૂકયા.

પણ જેઓ એમના નિકટના સમાગમમાં આવતા અને શ્રીવાસના આંગણામાં થતાં કીર્તનોમાં જેઓ જઈ આવતા તેમની અવસ્થા તો આના કરતાં પણ વધારે પલટાઈ ગઇ હતી. દુનિયાના વ્યવહારથી તો તેઓ હાથ ધોઇને જ બેઠા હતા. કોઈ જલદ નશો પીધો હોય અથવા તો તેમને પ્રમત્ત બનાવી મૂકે એવી કોઇ વસ્તુની તેમને ઝાંખી થઇ ગઈ હોય એવું તેમનું રોજનું વર્તન હતું. ઘણી-વાર ત્રણ ત્રણ ચાર ચાર જણ ભેગા થઇને રસ્તામાં નૃત્ય કરતા જોવામાં આવતા, અને છતાં પોતે શું કરે છે તેનું તેમને લગારે ભાન રહેતું નહિ. તે વખતની લોકોની ઉન્મત્ત અવસ્થાનું વર્ણન કરતાં એક કવિ લખે છે:

રાગ—બિભાસ.

"અવતાર ભાલ ગૌરાંગ અવતાર કૈલા ભાલ,
જગાઈ માધાઇ નાચે બડ ઠાકુરાલ.
ચાંદ નાચે સૂરજ નાચે આર નાચે તારા,
પાતાલે વાસુકિ નાચે બોલિ ગોરા ગોરા.
નાચયે ભક્ત ગણ હોઈયા બિભોરા;
નાચે અકિંચન જત પ્રેમે માતોવારા.
જડ અંધ આતુર ઉદ્ધારે પતિત;
વાસુ ઘોષ કહે મુંઇ હોઇલુ વંચિત. *

---

* ગૌરાંગનો અવતાર ઘણોજ રૂડો છે. જગાઇ માધાઈ જેવા પાપીને નચાવ્યા એ એમની મ્હોટાઈ છે. ગૌરાંગે આખા વિશ્વને નચાવ્યું. ચંદ્ર, સૂરજ અને તારા નાચી ઉઠયા. પાતાળમાં શેષનાગ ગૌર! ગૌર! બોલીને નાચવા લાગ્યો. ભકતો તો પ્રેમોન્મત્ત બનીને નાચે જ પણ પામર, જડ, અંધ અને પતિત સૌનો ગૌરાંગે ઉદ્ધાર કરી નાખ્યો.

આવા ધર્મના પુનરુત્થાનના અને પ્રેમભક્તિના વિરાટ સત્રના સમાચાર દેશમાં વાને વેગે ફેલાઈ ગયા અને બંગાળાના તે વખતના મ્હોટા મ્હોટા ભક્તો નવદ્વીપ ચાલ્યા આવ્યા. તેમના આવવાથી વૈષ્ણવ સમાજનું બળ અને તેજ બેહદ વધી ગયાં. નવા આવનારાઓમાં મુસલમાન વૈષ્ણવ હરિદાસ, જેમણે ઇસ્લામનો ત્યાગ કરવા માટે ભર બજારે હસતે મુખડે ચાબૂકનો માર ખાધો હતો તે મહાપ્રભુને અવતાર તરીકે ઓળખનારાઓમાં સૌથી પહેલા હતા. અત્યાર સુધીના વૈષ્ણવ સમાજના નેતા વયોવૃદ્ધ અદ્વૈત આચાર્ય મહાપ્રભુના છત્ર નીચે આવી ઉભા. શ્રીખંડના ભક્તકવિ નરહરિ સરકાર, જનકના જેવા વિદેહી પુંડરીક વિદ્યાનિધિ, વાસુદેવ ઘોષ, માધવ ઘોષ, પંડિત ગદાધર, ગોવિન્દ, શ્રીધર, શુકલાંબર, દામોદર પંડિત અને એવા બીજા કેટલાએ અગ્રગણ્ય ભક્તો પોતને મહાપ્રભુના દાસ તરીકે ઓળખાવવામાં જીવનની કૃતાર્થતા માનવા લાગ્યા. એમાંના કેટલાક તો સમાજમાં આબરૂદાર ગણાતા અને વિદ્વાન તરીકે પણ પંકાયા હતા. ત્યાર પછી સત્યરાજ ખાન, અને કેટલાકના મત પ્રમાણે સૌથી પહેલી બંગાળી પદ્યરચનાનો કર્ત્તા ગુણરાજ ખાન ચાલ્યા આવ્યા. સૌથી છેલ્લા આવ્યા મહા અવધૂત નિત્યાનંદ, જેમને મહાપ્રભુ પોતાનું દ્વિતીય સ્વરૂપ કહેતા. આ રીતે મહાપ્રભુની આસપાસ તેજસ્વી ભક્તોનું મંડળ જમા થયું અને તારાગણની વચમાં ચંદ્ર શોભે તેમ ચૈતન્યચંદ્ર શોભવા લાગ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### નામપ્રચાર

રાગ—ટોડી.

દિગ્‌વિદિગ્‌ ના જાને ગોરા નાચિતે નાચિતે,
ચાંદમુખે હરિ બોલે કાંદિતે કાંદિતે.

સંકીર્તને નાચે ગોરા હરિબોલ બોલિયા,
ગોલોકેર પ્રેમધન જીવે બિલાઇયા.

જારે દેખે તારે જાચે લઓ મધુર નામ;
વાસુ ઘોષ ના પાઇયા કાંદે અવિશ્રામ. *

હવે મહાપ્રભુએ ભક્તિનો સક્રિય રીતે પ્રચાર કરવાનો સંકલ્પ કર્યો. ભગવાનનું નામ દરેક જણને ન્યાત, અધિકાર કશાનો વિચાર કર્યા વગર સંભળાવવું જ જોઇએ એ એમના અંતરની ઉંડામાં ઉંડી અભિલાષા હતી. ભગવાનના નામ વડે જ માનવ જાતિનો ઉદ્ધાર થવો શકય છે એ સંદેશને વારંવાર સંભળાવતાં તેમને કદી પણ કંટાળો આવતો ન હતો.

આ કાર્યને માટે પોતાના સાથીઓમાંથી તેમણે બેને પસંદ કર્યા. એક હરિદાસ અને બીજા નિત્યાનંદ બેઉ જણ આ પ્રચાર-કાર્યને માટે પૂરેપૂરા યોગ્ય હતા. હરિદાસ દીનતાની મૂર્તિ સમા

* નૃત્ય કરતાં કરતાં ગૌરાંગને દિશાનું ભાન રહેતું નથી, અને "હરિ" એટલું કહેતાં તેમનું હૈયું ભરાઈ આવે છે. "હરિબોલ" બોલીને તે સંકીર્તન વેળા નૃત્ય કરે છે અને ગોલોકના શુદ્ધ કૃષ્ણપ્રેમની લ્હાણી કરે છે. જેને દેખે તેને કૃષ્ણનું મધુર નામ લેવાની વિનંતિ કરે છે.

હતા. * નામમાં તેમની શ્રદ્ધા અચળ હતી. રોજ પોતે ત્રણ લાખ નામનો જપ કરતા. અને નિત્યાનંદ એટલે તો પ્રેમ અને દયાનો જ અવતાર. પાપીઓ તેમને પ્રાણ સમાન વ્હાલા હતા. અસ્પૃશ્ય અને પદદલિત જાતિના લોકોને તે હૈયા સરસા ચાંપતા. આ બે મહાપુરૂષોને નામપ્રચાર કરવાનું કામ સોંપવામાં આવ્યું.

દરરોજ સવારમાં તેઓ પોતાનો શુભ સંદેશ સંભળાવવા નીકળી પડતા. ગમે તેના ઘર આગળ જઇને "હરેકૃષ્ણ" એવો અહાલેક ગજવતા. ઘરધણી તેમને સાધુ જાણીને ભિક્ષા આપવા આવતો ત્યારે ભિક્ષા ન લેતાં તેને પોતાના પ્રભુનો આદેશ સંભળાવતા. તેઓ કહેતા, "ભાઇ, કૃષ્ણનું ભજન કરો, તેના પવિત્ર નામનું કીર્તન કરો અને સદાચારી થાઓ." આટલું કહીને તેઓ બીજા ઘર આગળ જઇને ઉભા રહેતા. આ પ્રમાણે આખો દિવસ નામપ્રચાર કરીને તેઓ સાંજે મહાપ્રભુ પાસે આવીને પોતાના રોજના કામનો હિસાબ આપતા.

કેટલાક લોકોને તો તેમની વાત ઝટ ગળે ઉતરી જતી અને તેઓ વૈષ્ણવ સમાજમાં દાખલ થતા. રોજ રોજ નવા નવા ઉમેદવારોનો ઉમેરો થતો ગયો. પણ શહેરમાં બીજો પણ એક વર્ગ હતો કે જેમને આ ઉપદેશની કશી જ અસર થતી નહિ. તેવાઓના પરિત્રાણને માટે મહાપ્રભુને વધારે આકરો ઉપાય લેવો પડયો.

હવે એવું બન્યું કે એક દિવસ નિત્યાનંદ અને હરિદાસ ફરતા ફરતા જગાઈ અને માધાઈ નામના બે ભાઇઓના ઘર આગળ જઇ ચડયા. તેઓ જાતે બ્રાહ્મણ હતા અને નવદ્વીપના કોટવાળ તરીકે તેમના હાથમાં ભારે સત્તા હતી. બ્રાહ્મણ હોવા છતાં તેઓ પુષ્કળ દારૂ પીતા અને સત્તા તેમજ કેફના મદમાં નહિ કરવાનાં કામો કરતા. શહેરની કુલ વસ્તી તેમનાથી ત્રાસી ગઇ હતી. તેમની આવી

* અહિં તેમજ બીજે બધે "નામ" શબ્દનો અર્થ હરિનામ સમજી લેવો.

દુર્ગતિ જોઇને દયાળુ નિત્યાનંદને દયા વછૂટી અને તેમનો ઉદ્ધાર થવો જ જોઇએ એવો નિશ્ચય પણ કરી નાખ્યો. પણ તેમના ઉપદેશથી દારૂડીઆ ભાઇઓ ખીજવાયા અને વણતેડાવ્યા શીખામણ આપવા આવેલા સાધુઓને મારવા દોડયા. નિત્યાનંદ અને હરિદાસે મૂઠીઓ વાળીને દોટ મૂકી તેથી પેલાઓ પણ તેમને સ્વસ્તીવાચન સંભળાવતા સંભળાવતા પાછા વળ્યા.

પણ હરિદાસ અને નિત્યાનંદ સીધા જ મહાપ્રભુ પાસે ગયા અને બધી વાત કહી. પહેલાં તો તેઓ કશું બોલ્યા નહિ ત્યારે નિત્યાનંદ રઠી પડયા અને બોલ્યા કે આવા પતિતોને નહિ તારો તો તમારા અવતારનું પ્રયોજન પણ શું? દયાસાગર મહાપ્રભુએ પોતાનો પરાજય કબૂલ કર્યો અને કહ્યું, "જે ઘડીએ નિત્યાનંદે તેમના ઉદ્ધારનો સંકલ્પ કર્યો તે ઘડીએ જ તેમનો ઉદ્ધાર થઇ ગયો." તેમણે પાસે બેઠેલા વૈષ્ણવોને કહ્યું કે ચાલો આપણે કીર્ત્તન કરતા કરતા ત્યાં જઇએ. નિત્યાનંદના હર્ષનો હવે પાર ન રહ્યો.

મૃદંગ અને કરતાલના રણકાર સાથે કૃષ્ણનામનું ગાન કરતી કરતી વૈષ્ણવોની આ ન્હાની મંડળી જગાઇ માધાઇના ઘર તરફ જવા લાગી. નિત્યાનંદ તો હર્ષઘેલા થઇને સૌની આગળ આગળ નૃત્ય કરતા જતા હતા. પેલા ભાઇઓ ઘેર જ હતા અને તેમનો નશો પણ ઉતર્યો ન હતો. વળી પાછા આ સાધુડાઓને વણનોતર્યા આવેલા જોઇને તેઓ ક્રોધોન્મત્ત બની ગયા, અને નિત્યાનંદના માથા તરફ તાકીને એક ઘડાની ધારવાળી ઠીકરીનો ઘા કર્યો. તે તેમના કપાળમાં બરાબર ચોંટી અને લોહીનો રેલો ચાલ્યો. પણ તેથી તો આ ભલા સાધુ બમણા હર્ષમાં આવી ગયા.

મહાપ્રભુ સૌથી પાછળ હતા તે હવે ત્યાં આવી પહોંચ્યા. તેમની દ્રષ્ટિ પડતાં જ આ રાક્ષસો એકદમ ગાય જેવા ગરીબ બની ગયા, અને અપરાધની ક્ષમા માગવા લાગ્યા. નિત્યાનંદે અને બીજા બધા વૈષ્ણવોએ પણ તેમની વકીલાત કરી. મહાપ્રભુએ તેમની પાસે

"હરેકૃષ્ણ" એવો ઉચ્ચાર કરાવ્યો અને આજ સુધીમાં કરેલાં તમામ પાપનું મને દાન કરો એવી માગણી કરી. બેઉ ભાઈ આ નવાઈ જેવી માગણી સાંભળીને રડી પડયા. તેમણે કહ્યું, "પ્રભો! શું અમે એવા અધમ કે તમને અમારાં પાપનું જ દાન કરીએ?" પણ મહાપ્રભુએ તેમને સાંત્વન આપ્યું અને તેમની પાસે પાપનાં દાનનો સંકલ્પ કરાવ્યો. તે દિવસથી એ બેઉ ભાઈઓનું જીવન પલટાઈ ગયું અને એવા સાધુ બની ગયા કે બંગાળાના વૈષ્ણવોની નામાવલિમાં તેમનાં નામ ગવાય છે.

---

## પ્રકરણ ૮ મું

---

### વિરોધ અને વિજય.

---

મહાપ્રભુની પ્રવૃત્તિના આરંભથી જ નવદ્વીપમાં એવો એક વર્ગ હતો કે જે તેમના કાર્ય તરફ શક, અણગમો અને ધિક્કારની નજરથી પણ જોતો હતો. તેમાંના ઘણાખરા બ્રાહ્મણ પંડિતો અને ખાસ કરીને નૈયાયિકો હતા. વળી બધે બન્યું છે તેમ આ હિલચાલમાં સામાજિક વિપ્લવનાં બીજ હતાં. સેંકડો વર્ષોથી મનુષ્યના કુદરતી અધિકારથી વંચિત રહેલો શૂદ્ર અને અસ્પૃશ્ય જાતિઓનો વર્ગ મહાપ્રભુની ચેતનાના સ્પર્શથી જાગૃતિનાં ચિહ્ન બતાવવા લાગ્યો. તેમના પ્રેમરાજ્યમાં જાતિનિર્વિશેષ સૌને સમાન સ્થાન હતું. તે પતિતોના પિતા હતા; હીણાએલા, તજાએલાના આશ્રયસ્થાન હતા; અસ્પૃશ્યોના તારણહાર હતા. નિત્યાનંદને તેમનો આદેશ હતો કે

પાપીઓનો પહેલો જ ઉદ્ધાર કરજો. ચાંડાલોને તથા અસ્પૃશ્યોને પણ છોડતા નહિ. અને નિત્યાનંદે કર્યું પણ તેમ જ. તેમને વિષે કહેવાય છે કે:

"નિતાઇ દેશે દેશે બેડાય,
ડેકે ડેકે ગલા ભાંગા,
કેંદે કેંદે આંખિ રાંગા,
આય પતિત! આય આય બોલે,
આમિ તોકે કરિ કોલે.
* * *
જગત્ જાકે દૂરે ફેલે,
અદશ્ય, અસ્પૃશ્ય બોલિ ઠેલે ફેલે,
નિતાઈ તાકે કરે કોલે." *

આથી કર્મકાંડની અને તેથી કરીને બ્રાહ્મણોની મહત્તા ઓછી થતી હતી. ભગવાનને પામવાનો માર્ગ સીધો અને સરળ થાય અને ઊંચ નીચ સૌ તેના સમાન અધિકારી બને તેને પુરોહિત વર્ગથી દેખી કેમ ખમાય? આ હિલચાલ આગળ ધપે તો શૂદ્રો અને બીજી દલિત જાતિઓમાં ચેતના આવ્યા વગર રહે નહિ. આ બધું બ્રાહ્મણ પંડિતો અને પુરોહિતો સમજી ગયા હતા અને એ જ તેમના વિરોધનું કારણ હતું.

પહેલાં તો તેમણે આ નવી હિલચાલને હસી કહાડી. પણ તેનું બળ તો દહાડે દહાડે વધતું જ ગયું ત્યારે તેમણે સક્રિય વિરોધ

* નિતાઈ (નિત્યાનંદ) દેશે દેશે વિચરે છે. પોકાર કરી કરીને તેમનું ગળું બેસી ગયું છે; રડી રડીને તેમની આંખો રાતી થઇ ગઈ છે. ઓ પતિત! તું મારી પાસે આવ, હું તને આલિંગન દઉં એમ તે બોલતા ફરે છે. જગતના લોકો જેમને અડકતા નથી, જેમનું મ્હોં પણ જોતા નથી અને જેમને દૂરના દૂર રાખે છે, તેમને નિતાઈ આલિંગન દે છે.

કરવા માંડ્યો. તેમણે મહાપ્રભુ તથા તેમના સાથીઓને વિષે ગહીચ વાતો કરવા માંડી અને એ રીતે તેમને લોકોમાં હલકા પાડવાનો પ્રયત્ન કર્યો. તેમ કરતાં પણ જ્યારે ફાવ્યા નહિ ત્યારે તેઓ શહેરના મુસલમાન કાઝી પાસે ફરિયાદ કરવા ગયા. આ ભગતડાઓ રાત્રે શોર બકોર કરીને લોકોને નિરાંતે ઊંઘવા નથી દેતા એવું વૈષ્ણવો ઉપર આળ મૂક્યું. હિન્દુઓ જ્યાં સુધી રાજ વિરુદ્ધ ચળવળ ન કરતા હોય ત્યાં સુધી કાઝીને એમાં કશી લેવાદેવા ન હતી. પણ તેને તો રાજ કરવું હતું; તેથી પોતાની હિન્દુ રૈયતના મ્હોટા અને વગવસીલાવાળા વર્ગને રાજી કરવામાં તેને સ્વાર્થ હતો. તેથી તેણે કીર્ત્તનો બંધ કરવા માટે મનાઈ હુકમ કહાડયો. શહેરમાં દાંડી પીટાવીને જાહેર કર્યું કે મ્હોટેથી અવાજ કરીને કીર્ત્તન કરશે તે ગુન્હેગાર ગણાશે. આ હુકમને વધારે અસરકારક કરવાને કાઝી પોતે હિન્દુઓના થોડાક લત્તાઓમાં ફર્યો, વૈષ્ણવોને ધમકાવ્યા, કેટલાંક મૃદંગ ભાંગી નખાવ્યાં અને કીર્તન કરનારને વટાળીને મુસલમાન કરી દેવામાં આવશે એવી ધમકી આપીને ચાલ્યો ગયો.

હતાશ થએલા વૈષ્ણવો મહાપ્રભુ પાસે ગયા અને બધી હકીકત કહી. અત્યાર સુધી જેમણે કદી કોઈને કડવું વેણ સંભળાવ્યું ન હતું, જેમની નમ્રતા અને દીનતા અજોડ હતાં, તેમનો આ વાત સાંભળીને પુણ્યપ્રકોપ પ્રર્જ્વળી ઉઠયો. તેમની કોમળ કાન્તિ એકદમ અવર્ણ્ય પ્રતાપથી ભભૂકી ઉઠી અને તરત જ નિશ્ચય જાહેર કર્યો કે આપણું આજનું કીર્તન આપણે ખુદ કાઝીની હવેલીમાં જ કરીશું. વૈષ્ણવોએ પોતપોતાને ઘેર રોશની કરવી અને સાંજ પડતા પહેલાં નગરસંકીર્તનને માટે તૈયાર થઇને પોતાના ઘર આગળ હાજર થવું એવી આજ્ઞા પણ પ્રકટ કરી. વૈષ્ણવોની અને પાછળથી બ્રાહ્મસમાજે પણ સ્વીકારેલી નગરસંકીર્તનની પ્રથા આ રીતે શરૂ થઇ અને તે આજ દિન સુધી ચાલી રહી છે.

મહાપ્રભુની આજ્ઞા લોકોમાં વાને વેગે ફેલાઇ ગઇ. સાંજ પડતા પહેલાં તો વૈષ્ણવોને ઘેરેઘેર તોરણો બંધાઇ ગયા અને રોશનીનો ઝગઝગાટ થઇ રહ્યો. જેઓ પોતે વૈષ્ણવ ન હતા પણ તે સંપ્રદાયના જેઓ વિરોધી ન હતા તેવાઓએ પણ દેખાદેખી તોરણ બાંધ્યાં અને રોશની પ્રકટાવી. આખું નવદ્વીપ શહેર રોશનીથી ઝળહળી ઊઠયું. સૂર્યાસ્ત પહેલાં વૈષ્ણવોનાં ટોળેટોળાં મહાપ્રભુના ઘર આગળ આવી આવીને એકઠાં થવા લાગ્યાં. ઘણાક તો બળતી મશાલો લઇને આવ્યા હતા. શ્રીમંત વૈષ્ણવો સંખ્યાબંધ ભાડૂતી માણસોને મશાલ પકડવા લઇ આવ્યા હતા. મૃદંગ વાગવા લાગ્યાં અને "હરિબોલ"ની ઉપરાઉપરી ગર્જનાથી આકાશ ગાજી ઉઠયું.

સાંજ પડયા પછી વૈષ્ણવોનો મ્હોટો સમુદાય મહાપ્રભુની સાથે વાજતે ગાજતે નગરસંકીર્તન કરવા બહાર પડયો. તેમણે આજે સારામાં સારાં વસ્ત્રાલંકાર પહેર્યાં હતાં. ભક્તોએ તેમને પુષ્પના હારથી ઢાંકી દીધા હતા. પ્રેમ અને આનંદની મૂર્તિ જગતના ઉપર પ્રેમનું અમીવર્ષણ કરતી ચાલી જતી હોય એવા તે દેખાતા હતા. મૃદંગ અને કરતાલની રમઝટ જામી. વિરોધીઓ તો આભા જ બની ગયા. ભક્તિમાં મસ્ત બનેલા વૈષ્ણવો નૃત્ય કરતા કરતા આગળ ને આગળ વધતા જ ગયા. હરિદાસ સૌથી મોખરે હતા. તેમની પાછળ નિત્યાનંદની મંડળી ચાલતી હતી; અને મહાપ્રભુ સૌની પાછળ હતા.

આ પ્રમાણે નવદ્વીપની શેરીએ શેરીએ પ્રેમ વર્ષાવતી ભક્તમંડળી આગળ ધપતી જ ગઇ. તેમને પોતાના દેહનું ભાન ન હતું; આસપાસના જગતનું એ ભાન રહ્યું ન હતું. તો પછી ભય તો તેમને હોય જ શાનો ? એક પછી એક ચૌટાં અને શેરીઓ વટાવતા તેઓ કાઝીની હવેલીને રસ્તે વળ્યા. પોતાના ઘરની દિશા તરફ આવતા

પ્રકાશ અને કોલાહલ તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું. હજારો મશાલોના અજવાળાથી આકાશ પ્રજ્જ્વળી ઉઠયું હતું. આ બધું શાને માટે છે તેની તપાસ કરવા તેણે સિપાઇઓ મોકલ્યા. પણ તેઓ બધા આ જંગી ટોળામાં અદૃશ્ય થઇ ગયા, અને ભક્તિનો ચેપ લાગ્યો હોય તેમ તેઓ પણ વૈષ્ણવોની સાથે નાચવા મંડી ગયા. કોઇ સમાચાર લાવ્યું નહિ તેથી કાઝી ચિંતાતુર થયો અને બીજી એક ટૂકડી મોકલાવી. પણ તેનું પણ તેમ જ થયું; એ પ્રમાણે જે ગયા તેમાંથી કોઇ પાછા આવ્યા નહિ. શોર બકોર તો વધતો જ ગયો અને ઘરની નજીક આવી લાગ્યો. હવે કાઝી ખરેખરો ગભરાયો અને ઘરની અંદરના ભાગમાં ભરાઇ બેઠો. આ બાજુએ વૈષ્ણવોનાં ટોળાનો આગલો ભાગ કાઝીની હવેલીના દરવાજા આગળ આવી લાગ્યો. મહાપ્રભુએ થોડાક પ્રતિષ્ઠિત માણસોને કાઝીને અભયદાન આપવા મોકલ્યા. તેમની સાથે વાતચીત કર્યાથી તેને ખાત્રી થઇ કે વૈષ્ણવો હુલ્લડ કરવા આવ્યા નથી. તેથી તેણે બહાર આવવાની હિંમત ચલાવી. મહાપ્રભુની માતાના પિતા નીલાંબર ચક્રવર્તી સાથે કાઝીને દોસ્તી હતી તેથી તે સંબંધને લીધે તેમણે તેને કહ્યું, "મામા! શા કારણથી તમે મારા નિરપરાધી વૈષ્ણવો ઉપર જુલમ ગુજારો છો?" કાઝી શરમિંદો થઈ ગયો અને તેણે શપથ લીધા કે હું તેમજ મારા વંશજો કદી પણ વૈષ્ણવોને કશો ઉપદ્રવ કરીશું નહિ. મહાપ્રભુએ તેને હરિનામ સંભળાવીને પાવન કર્યો અને પછી ત્યાં આનંદ સહિત નૃત્ય, કીર્તન કરીને પાછા ફર્યા. એ કાઝીની કબર વર્તમાન નવદ્વીપથી ઈશાન કોણમાં બે અઢી માઇલને અંતરે છે અને બંગાળાના વૈષ્ણવોમાં યાત્રાનું સ્થાન મનાય છે.

પાછાં વળતી વખતે મહાપ્રભુએ જરા જૂદો રસ્તો લીધો. માર્ગમાં શ્રીધરનું ઘર આવ્યું. એ બિચારો નિર્ધન વૈષ્ણવ હતો અને કેળનાં પતરાળાં વેચીને ગુજરાન કરતો હતો. મહાપ્રભુ તેના ઘર

આગળ શોભ્યા અને ઓટલા ઉપર પડેલી એક ગોળીમાંથી પોતે પાણી પીધું અને કહ્યું કે જે કોઇ આ કંગાલ શ્રીધરની ગોળીનું પાણી પીશે તેને ભક્તિ પ્રાપ્ત થશે. વૈષ્ણવ ગમે તેવો નિર્ધન અને સમાજમાં નીચામાં નીચી પાયરીનો હોય તોપણ તે ભક્તિના પ્રભાવ વડે ઉંચામાં ઉચો થઇ જાય છે એ સત્ય મહાપભુએ આ પ્રસંગે શીખવ્યું.

## પ્રકરણ ૯ મું.

### મહાપ્રભુ પોતાનું સ્વરૂપ બતાવે છે.

આ નગરસંકીર્તનની અને કાઝી ઉપર મેળવેલા વિજયની સમાજ ઉપર ભારે અસર થઇ. વૈષ્ણવ ધર્મના પ્રચારને ખૂબ વેગ મળયો. હજારો નવા ઉમેદવારોએ નામનું અને મહાપ્રભુનું શરણ લીધું. પણ તેઓમાંના ઘણાખરા નીચ જાતિના હતા એટલું તો ખરૂં જ. નિંદાખોરો અને વિરોધીઓ આ બધું જોઇને સ્તબ્ધ તો થયા પણ તેમની વૈરવૃત્તિ હજી શમી ન હતી. તેમનો છેલ્લો પ્રયત્ન નિષ્ફળ ગયો ત્યારે તેમણે બીજી નીચ યોજના અમલમાં મૂકી. તેમણે શહેરમાં એવી ગપ ચલાવી કે બંગાળાના મુસલમાન પાદ-શાહે વૈષ્ણવોની કતલ કરવા માટે એક લશ્કર મોકલાવ્યું છે અને તે ગંગા નદીને રસ્તે ચાલ્યું આવે છે.

મહાપ્રભુને પોતાને તો આવાં ઉડતાં ગપાટાંની જરાએ પરવા ન હતી પણ તેમના ભકતોમાંથી કેટલાકના મનમાં ભય પેઠો. આથી કરીને ભક્તિના આવરણમાં તેમણે પોતાના ખરા સ્વરૂપને અત્યાર સુધી છૂપાવી રાખ્યું હતું તેને પ્રકટ કરવાની તેમને જરૂર લાગી.

એક દિવસ ખરે બપોરે કૃષ્ણભાવથી આવિષ્ટ થઇને મહાપ્રભુએ શ્રીવાસના ઘર આગળ જઇને તેનું બારણું ઠોકયું. આ વખતે તેમના શરીરમાંથી અલૌકિક તેજ ઝગારા મારતું હતું. શ્રીવાસ અંદરના એક ઓરડામાં પૂજા કરવા બેઠા હતા. તેમણે જેવું બારણું ઉઘાડયું કે તરત મહાપ્રભુ અંદર જઇને વિષ્ણુની પ્રતિમાને બાજુએ ખસેડીને સિંહાસન ઉપર બેસી ગયા. શ્રીવાસ તો આ દૃશ્ય જોઇને ચકિત થઇ ગયા. પણ મહાપ્રભુએ ગંભીર ભાવે કહ્યું, "શ્રીવાસ! હું બ્રહ્માંડનો સ્વામી છું. વિશ્વનો આદિ અને અંત હું છું. ગભરાઈશ નહિ. મારો સત્કાર કરવાની તૈયારી કર."

આ વાત કાંઈ છૂપી રહે? ક્ષણવારમાં સૌને જાણ થઇ ગઈ કે શ્રીવાસને ઘેર નિમાઇ પંડિત દ્વારા ભગવાન પ્રકટ થયા છે. આસ્તિકો અને નાસ્તિકો સૌ દોડયા આવ્યા અને જગતના માલિકને નજરો નજર જોવા લાગ્યા. આજે તે નિમાઇ પંડિત ન હતા; પણ અનંત શકિત અને અનંત ઐશ્વર્યથી વિભૂષિત થએલી કોઇ મૂર્તિ તેમની સામે બેઠેલી હતી. તેના શરીરમાંથી દિવ્ય સુગંધ નીકળતી હતી અને તેના રોમેરોમમાંથી નીકળતા તેજ વડે આખો ઓરડો ઝગારા મારતો હતો. તે કોણ છે તે વિષે જોનારને લગારે શક રહ્યો ન હતો તેથી જ્યારે મહાપ્રભુએ સૌને પોતાનું સ્તવન કરવાની આજ્ઞા કરી ત્યારે દરેક જણે પોતપોતાના મનના ભાવ પ્રમાણે તેમની સ્તુતિ કરી. તેમના સૌના તરફ તેમણે કૃપાદ્રષ્ટિ કરીને કહ્યું, "જરાએ ડરશો નહિ. હું તમારી પાસે બેઠો છું પછી તમારે ભય કોનો હોય? હું વિશ્વનો પિતા છું. નિર્ભયપણે મારૂં ભજન કરો. કોની તાકાત છે કે મારા સેવકનો એક વાળ પણ વાંકો કરી શકે?" આ વખતે ત્યાં શ્રીવાસના ભાઈની પુત્રી નારાયણી પણ ત્યાં હતી. તે ત્રણ ચાર વર્ષની બાળકીને મહાપ્રભુએ સ્પર્શ કરીને કહ્યું, "કૃષ્ણ કૃષ્ણ કહે." અને "કૃષ્ણ" એવો ઉચ્ચાર તે કન્યાના

મુખમાંથી નીકળતાં જ તેનું હૃદય કૃષ્ણપ્રેમથી ભરપૂર થઈ ગયું અને આઠે સાત્ત્વિક ભાવોનાં ચિહ્ન તેના શરીર ઉપર પ્રકટી નીકળયાં. પછી સૌના તરફ જોઇને મહાપ્રભુ બોલ્યા, " જો મુસલમાન પાદશાહ તમને રંજાડવા આવશે તો તેના પણ નારાયણીના જેવા જ હાલ થશે. હું રાજાઓનો રાજા—આખા વિશ્વનો માલિક છું. મારી સામે કોણ થઇ શકે ? "

ત્યાર પછી મહાપ્રભુએ સૌને પોતપોતાની મરજીમાં આવે તે વરદાન માગવા કહ્યું. ગરીબ બિચારા શ્રીધરને આ વખતે તેમણે યાદ કર્યો. તેઓ બોલ્યા, " શ્રીધર ! તેં નિર્ધનતાનું દુઃખ બહુ જ વેઠયું છે. તું કહે તો તને એકાદ રાજ્ય આપી દઉં." પણ તે ભકતવીરે માથું હલાવ્યું અને કહ્યું કે મારે તો તમારી જન્મોજન્મ ભકિત જ જોઇએ. મને પાર્થિવ વસ્તુઓથી લલચાવશો મા. ભગવાનના પ્રત્યક્ષ દર્શનથી સૌના મનમાંથી સંસારની ઝીણામાં ઝીણી વાસના પણ નિર્મૂળ થઇ ગઇ હતી. તેથી કોઇએ શુદ્ધ ભકિત સિવાય બીજા કશાની માગણી જ ન કરી. કોઇએ પોતાના પિતા માટે, કોઇએ પુત્રને માટે, કોઇએ પતિને માટે ભકિત માગી લીધી અને મહાપ્રભુએ તેમની અભિલાષા પૂર્ણ થાઓ એવું વરદાન આપ્યું. એકવીશ કલાક સુધી આ વ્યાપાર ચાલુ રહ્યો અને હજારો નરનારીઓએ આ અપૂર્વ લ્હાવો લીધો.

આ રીતે મહાપ્રભુએ પોતાના ભકતોનાં મનમાંથી ભય કહાડી નાખ્યો અને પોતાના અસલ સ્વરૂપનું તેમને ભાન કરાવ્યું. આટલું કર્યા પછી તેમણે પોતાના ભગવદ્‌ભાવને પાછો અંદર સમાવી લીધો, અને જ્યાં બેઠા હતા ત્યાં જ મૂચ્છિર્ત થઇને પડી ગયા. તેજ ધીમે ધીમે ઓછું થઈ ગયું. હમેશની માફક ભકતોએ તેમને કૃષ્ણકીર્તન કરીને શુદ્ધિમાં આણ્યા. જ્યારે તેમને પૂરેપૂરૂં બાહ્યજ્ઞાન થયું ત્યારે તેમણે પોતાની આસપાસ જોઇને પૂછ્યું, " મને અહિં કોણ લઇ આવ્યું ? મેં કશું અયોગ્ય આચરણ તો નથી કર્યું ને ? "

ભક્તો શો જવાબ આપે ? તેઓ એક બીજાની સામે જોઇને હસવા લાગ્યા.

મહાપ્રભુના આવી જાતના ભગવદ્‌ભાવ ત્યાર પછી ભક્તોએ કેટલીએવાર જોયા. તેથી કરીને તે કોણ છે અને શા હેતુથી અવતર્યા છે તે વિષે કોઇને કશી શંકા જ ન રહી.

---

## પ્રકરણ ૧૦ મું.

### જગત્‌નો તારણહાર.

પરશમણિર સને કિ દિવો તુલનારે,
પરશ છોંવાઇલે હોય સોના.
આમાર ગૌરાંગેર ગુણે નાચિયા ગાઇયારે
રતન હોઇલો કત જના. *

પરમાનંદ.

આ રીતે નામપ્રચારના માર્ગમાં જે મ્હોટાં વિઘ્નો હતાં તેમને મહાપ્રભુએ જાતે દૂર કર્યાં. હવે તેમના ભક્તોએ તેમના પ્રભુની ઇચ્છા મુજબ નામ અને ભક્તિનો પ્રચાર કરવા માંડ્યો. "સૌને નામ સંભળાવો અને એ રીતે ઊંચ નીચ સૌને તારો. ઘેરઘેર જાઓ અને જેને દેખો તેને પવિત્ર નામ સંભળાવો. સદાચારી કે દુરાચારી, કશાનો ભેદ રાખતા નહિ. આસ્તિક અને નાસ્તિક, બ્રાહ્મણ અને

* ગૌરાંગને પારસમણિ સાથે કેવી રીતે સરખાવાય ? પારસમણિને અડકીને ધાતુનું સોનું બની જાય છે; પણ ગૌરાંગે તો માત્ર ગવડાવીને અને નચાવીને જ કેટલાએ લોકોને રત્ન જેવા બનાવી દીધા !

ચાંડાલ; સૌને નામ સંભળાવો અને તેમનું કલ્યાણ કરો. કોઈને પણ છોડતા નહિ." આવી આજ્ઞા મહાપ્રભુએ તેમના ભક્તોને આપી દીધી હતી, અને આ આજ્ઞાની સાથે તેમની કોઇ અદૃશ્ય શક્તિ તેમના શબ્દોને સાંભળનારમાં પેસી જતી હતી, જેથી કરીને જેમ લોહચુંબક લોહખંડને ખેંચીને તેને પણ લોહચુંબક બનાવે તેમ આ ભક્તો બીજાઓને પોતાના જેવા બનાવનાર પારસમણિ બની ગયા એટલું જ નહિ પણ એવી રીતે પવિત્ર થએલાઓને પણ બીજાઓને તારવાનું સામર્થ્ય આપી શક્તા. મહાપ્રભુ પોતે દ્રષ્ટિથી, શબ્દથી અથવા સ્પર્શથી બીજાના હૃદયમાં પ્રેમનો ઉદય કરાવી શક્તા એટલું જ નહિ પણ તેઓને બીજાનાં હૃદયમાં પરિવર્તન કરવાની શક્તિ આપતા હતા. દાખલા તરીકે એક માણસને મહાપ્રભુ પોતે ભક્ત બનાવી દેતા. તે માણસ જેને સ્પર્શ કરતો અથવા જેની સાથે વાત કરતો તેનામાં મહાપ્રભુએ પ્રેરેલી મૂળ શક્તિ પ્રવેશ કરતી એટલે તે પણ ભક્ત બની જઈ બીજાઓને પોતાના જેવા બનાવી શકતો. આ રીતે પ્રચારકાર્ય એટલી ઝડપથી ચાલવા માંડયું કે એટલી ઝડપ દુનિયાના બીજા કોઈ ધર્મના ઈતિહાસમાં જોવામાં આવી નથી.

હવે બધે જાહેર થઈ ગયું કે નવદ્વીપમાં શ્રી કૃષ્ણ પોતે જ નિમાઇ પંડિત રૂપે પ્રકટ થયા છે. તે પાપી માત્રનો ઉદ્ધાર કરે છે અને પતિત અસ્પૃશ્ય જાતિઓને આશ્વાસન આપે છે. કલ્યાણનો માર્ગ તેણે સૌને માટે ખુલ્લો મૂકી દીધો છે. તેને માટે નથી જોઈતી અઘરી ગૂંચવણ ભરેલી ક્રિયાઓ. નથી કરવા પડતા યજ્ઞો કે નથી શીખવી પડતી યોગવિદ્યા. આવો, પાપીઓ! સંસારના તાપથી તપેલાઓ! આવો! ગૌરાંગ તમને બોલાવે છે. તમારે માટે ભગવાન તમારા જેવો માણસ બનીને આવ્યો છે. તમને સંસારસાગરની પાર લઈ જવાને નામરૂપી નૌકા લઇને આવ્યો છે. આવા પ્રકારના ભાવોથી છલકાતાં હજારો

પદો વૈષ્ણવ ભક્તકવિઓનાં મુખમાંથી મેઘની ધારાની માફક વરસવા લાગ્યાં અને દેશ ભરમાં ગવાતાં થઇ ગયાં. આ સાહિત્ય-ભંડાર એટલો વિપુલ છે કે બંગ સાહિત્ય પરિષદે તેમને એક મ્હોટી ગ્રંથમાલા રૂપે પ્રકટ કરવાનું કામ આદર્યું છે. નમૂના દાખલ તેમાંથી એક પદ વાચકોને ભેટ કરીએ છીએ.

શ્રીરાગ

*કે જાબે કે જાબે ભાઇ! ભવસિન્ધુ પાર?
ધન્ય કલિ જુગેર ચૈતન્ય અવતાર!
આમાર ગૌરાંગેર ઘાટે અદાન ખેયા વય,
જડ અંધ આતુર અવધિ પાર હોય.
હરિનામેર નાકાખાનિ શ્રીગુરુ કાંડારી,
સંકીર્તન કેરોવાલ દુઇ બાહુ પસારી.
સબ જીવ હોઇલા પાર પ્રેમેર બાતાસે,
પડિયા રહિલો લોચન આપનાર દોષે.*

લોચનદાસ.

હવે તો રોજ રોજ લોકો મહાપ્રભુનું દર્શન કરવા માટે નવદ્વીપ આવવા લાગ્યા. એમના ઘર આગળ લોકોની મેદની બની જતી. તે સૌનો સત્કાર કરતા. કેટલાક સાંસારિક દુઃખોમાંથી છૂટકારો માગતા; કેટલાક તરેહ તરેહની શરીરની પીડાઓમાંથી મુક્ત થવાની પ્રાર્થના કરતા; પણ ઘણાક તો સર્વ દુઃખોના મૂળરૂપ સંસા-

---

* કલિજુગના અવતાર ચૈતન્યદેવને ધન્ય છે! જેને ભવસાગરની પાર જવું હોય તે આવી જાઓ. અમારા ગૌરાંગના ઘાટ આગળ ધર્માદા હોડી ફરે છે. તેમાં બેસીને અંધ, પામર, માંદાં સૌ વગર ભાડે સંસાર તરી જાય છે. એ હરિનામ રૂપી નૌકાના સુકાની ગુરુદેવ છે. તે બે હાથે સંકીર્તન રૂપી હલેસાં ચલાવે છે. પ્રેમનો પવન લાગતાં હોડી જીવમાત્રને લઇને પેલી પાર ચાલી ગઈ. બિચારો લોચન એકલોજ પોતાના દોષને લીધે પડી રહ્યો.

રમાંથી મુક્તિ મેળવવાની કામનાથી આવતા હતા. તેમનું દરેકનું મહાપ્રભુ સમાધાન કરતા. રક્તપીતીઆઓને પણ આલિંગન દેતાં તેમને જરા એ સંકોચ કે ગ્લાનિ થતાં નહિ. માણસ જેમ વધારે દુઃખી અને વધારે પતિત તેમ તેના તરફ તેમને વધારે પ્રેમ આવતો. તેમનાં દુઃખોથી મહાપ્રભુની આંખોમાં આંસુ આવી જતાં. તે સૌના તરફ અમીભરી દ્રષ્ટિ કરીને કહેતા, "કૃષ્ણ કૃષ્ણ બોલો." એ શબ્દો સાંભળતાની સાથે જ સાંભળનારાઓનાં હૃદય ભક્તિથી ભરાઇ જતાં. મહાપ્રભુને મ્હોડેથી કૃષ્ણનામનું શ્રવણ કરવું અને એ શબ્દો બોલતાં તેમના સુંદર વદન ઉપર ખેલતી પ્રેમલહરીનું દર્શન કરવું એ તો એક અલૌકિક લ્હાવો હતો, ઊંચામાં ઊંચું સુખ હતું. એ સુખ જેણે એકવાર ચાખ્યું તે તો તેમનો સદાનો દાસજ બની જતો. એ સુખના લોભે રાજેન્દ્રો રાજમુકુટને ફેંકી દેવા તૈયાર થયા અને સંસારમાં ભારેમાં ભારે દરજ્જો ભોગવનારાઓ કૌપીનધારી વેરાગીઓ બની ગયા તે વાચક હવે પછી જાણી શકશે.

આ બધો વખત શ્રીવાસ પંડિતને આંગણે રોજ રાત્રિનાં કીર્તનો તો ચાલુ જ રહ્યાં હતાં. ત્યાંથી પરવારીને મહાપ્રભુ મ્હોટે પરોઢીએ ઘેર આવીને થોડીવાર આરામ લેતા. સૂર્યોદય થયા પછી તે ભક્તોની સાથે ગંગાસ્નાન કરવા જતા. ત્યાંથી આવ્યા પછી જે સેંકડો માણસો તેમનાં દર્શનની રાહ જોતાં ઉભાં હોય તેમનાં મનનું સમાધાન કરતા. સૌની આગળ હાથ જોડીને કૃષ્ણ નામનું કીર્તન કરવાની એવા કરુણ સ્વરથી માગણી કરતા કે તેમના શબ્દો સાંભળનારના હૃદયમાં સોંસરા ઉતરી જતા. જમ્યા પછી જરાક આરામ લેતા. બપોર પછી ભાગવતનું શ્રવણ કરતા. ત્યાર પછી પાછલે પહોર કૃષ્ણવિષયક વાતો કરતા કરતા ગંગા કિનારે ફરવા જતા. વાળુ કર્યા પછી શ્રીવાસ પંડિતને ઘેર જતા. ત્યાં તેમના ભક્તો તેમની રાહ જોતા બેઠા જ હોય. પણ આટલી

બાહ્ય પ્રવૃત્તિ કરવા છતાં તેમની બાહ્ય ચેતના દિવસે દિવસે ઓછી થતી જતી હતી. તેમને કોઇકોઈવાર ભગવદાવેશ આવતો. તે વખતે તે પોતે કૃષ્ણ જ હોય તેવું વર્તન કરતા. પણ એ ઉપરાંત તેમને બીજી કેટલીક જાતના આવેશ પણ આવતા. કૃષ્ણલીલાની સાથે સંબંધ રાખનારાં સ્ત્રીપુરૂષોના આવેશ આવતા. તેવે વખતે તેમનું આચરણ તે પાત્રના સ્વભાવને અનુરૂપ જ થતું. ઉદાહરણ તરીકે જ્યારે તેમને રાધાનો ભાવાવેશ આવતો ત્યારે ભક્તો તેમને ઠેકાણે પ્રત્યક્ષ રાધાનું જ દર્શન કરતા.

ક્યારે કયો ભાવ આવશે તેની અગાઉથી કોઇને કશી ખબર પડતી નહિ પણ તેમના આચરણ ઉપરથી અમુક વખતે કેવા પ્રકારનો ભાવાવેશ છે તે જાણી શકાતું. કીર્તન વખતે નૃત્ય કરતાં કરતાં એકાએક મહાપ્રભુ કૃષ્ણની માફક ત્રિભંગ આકૃતિ કરીને ઉભા રહેતા અને બંશીવાદન કરતા. અથવા તો જાણે પોતે કૃષ્ણ જ હોય અને રાધાની કુંજ આગળ જ ઉભા હોય તેમ તેને પ્રસન્ન કરવા મીઠાં પ્રેમનાં વચન ઉચ્ચરતા. કોઇ પ્રેમી પોતાની પ્રણયિની આગળ જેવો વ્યવહાર કરે બરાબર તેવો જ વ્યવહાર તે કરતા. પગે પડીને થએલા અપરાધની ક્ષમાયાચના પણ કરતા. આમ કરતાં કરતાં એકાએક તેમના ભાવમાં પરિવર્તન થઈ જતું. આમ થતાં જ તેમની આકૃતિ, સ્વભાવ, સ્વર બધુ જ બદલાઇ જતું. આવે વખતે પરમ સુંદર કોમલાંગી પ્રેમમુગ્ધ યુવતીના જેવો જ તેમનો દેખાવ થઇ જતો, અને લજ્જાવનત વાને પોતાના પ્રિયતમની સાથે વાત કરતી ગભરૂ બાલા જેવા તે બની જતા. કોઇ કોઇ વખતે તો રાધા અને કૃષ્ણના બેઉના ભાવાવેશ એક્કે વખતે આવી જતા ત્યારે તો તેમના સ્વરૂપમાં, વર્તનમાં, આ વચનોમાં વારાફરતી આશ્ચર્યકારક પલટા જોવામાં આવતા. તે કહેતા, "રાધા ! પ્રિયતમે ! ક્યાં છે તું ?" પણ બીજી જ પળે તે બોલી ઉઠતા કે "ઓ કૃષ્ણ ! પ્રાણવલ્લભ !

મને તરછોડીને કયાં ગયા ?" આ પ્રમાણે મહાપ્રભુએ રાધા અને કૃષ્ણના પ્રેમની પૂર્વરાગથી માંડીને ત્યારપછીની બધીએ અવસ્થાઓનો રસ પોતે ચાખ્યો અને ભક્તોને ચખાડયો. નવદ્વીપ વૃન્દાવન બની ગયું, ગંગાનો કિનારો યમુનાપુલીનના રૂપમાં ફેરવાઈ ગયો અને શ્રીવાસ આદિ ભક્તો વ્રજનાં ગોપગોપીઓ બની ગયા. તેમને લઇને કેટલીએ વાર મહાપ્રભુએ કૃષ્ણના મહારાસનું દર્શન પણ કરાવ્યું.

આવા ભાવાવેશના પ્રસંગોને બાદ કરતાં મહાપ્રભુ બીજો બધો વખત આદર્શ ભક્તના જેવા જ દેખાતા. તેમના વર્તનમાં સૌને પ્રેમવિરહિણી ગોપીનું દર્શન થતું અને કૃષ્ણપ્રેમમાં ડૂબેલો ભક્ત તેના પ્રાણેશ્વરને માટે કેવો તલસે છે, તેની કૃષ્ણચેતના એક પળ વારને માટે ઓછી થતાં તેને કેટલી તીવ્ર વેદના થાય છે તેનો જોનારને અનુભવ થતો.

---

## પ્રકરણ ૧૧ મું.

### વ્યાધિના કરતાં ઔષધ વધારે અનિષ્ટ નીવડયું.

રાગ—દેશાગ.

અકિંચન વેશે ફિરે દેશે દેશે,
સંગે લઇયા નિજ જન;
કરિયા સંન્યાસ, હેલા આન વેશ,
કે બૂઝે તાહાર મન.
પતિતપાવન બોલે સબ જન
એ સબ કરુણા લાગિ. *

રાય શેખર.

---

+ કંગાલના વેશમાં પોતાના ભક્તોની સાથે તે દેશેદેશ ભટકે છે. તે સંન્યાસી થયા તેનું કારણ કોણ જાણી શકશે? પણ તેની આવી દયાને લીધે જ સૌ તેને પતિતપાવન કહે છે.

પાછલાં પ્રકરણોમાં વર્ણવેલા પ્રસંગો મહાપ્રભુ ગયાની યાત્રા કરીને પાછા આવ્યા ત્યાર પછીના એક વર્ષમાં જ બન્યા હતા. હવે તેમને ચોવીશમું વર્ષ બેઠું. તેમના જીવનનો પૂર્વાર્ધ પૂરો થવા આવ્યો હતો. હવે વધારે વિપુલ ફલદાયક કાર્યનો પ્રારંભ કરવાના વિચારો તેમના મનમાં ઘોળાવા લાગ્યા હતા.

કૃષ્ણલીલાનું આદિસ્થાન વૃન્દાવન તે વખતે જંગલમય બની ગયું હતું. તેનાં તીર્થો વીસરાઇ ગયાં હતાં. પ્રાચીન મૂર્તિઓને ફાવે ત્યાં સંતાડીને સેવકો મુસલમાનોના ભયથી નાસી છૂટયા હતા. બંસીબટ કયો અથવા ચીરઘાટ કે રાસસ્થલી કયાં તે બતાવનાર ત્યાં કોઇ રહ્યો ન હતો. એ લુપ્ત થએલાં તીર્થોનો પુનરુદ્ધાર કરવાની અને ત્યાં શાસ્ત્રજ્ઞ, વૈરાગ્યવાન તથા ભકિતમાં પૂર્ણ આરૂઢ થએલા સાધુઓને વસાવી વૃન્દાવનને ભકિતનું જીવતું જાગતું કેન્દ્ર બનાવવાની તેમને મ્હોટામાં મ્હોટી અભિલાષા હતી. એને લગતી યોજનાઓ તેમના મનમાં સદાએ ઘોળાયા કરતી હતી. તેમને સિદ્ધ કરવાને વાસ્તે તેમણે બધી વાતે યોગ્ય સંત પુરુષોને શોધીને વૃન્દાવન મોકલવા માંડયા અને તેમને તેમની યોગ્યતા પ્રમાણે કામ પણ સોંપી દીધાં. સૌથી પહેલો જ તેમણે લોકનાથ નામના એક પ્રખર વૈરાગ્યવાન તેજસ્વી યુવકને પકડયો. તેણે મહાપ્રભુની સાથે રહેવાને માટે થોડા વખત ઉપર જ ઘર છોડયું હતું. વૃન્દાવન જવાની એટલે પોતાના હૃદયેશ્વર મહાપ્રભુથી વિખુટા થવાની આજ્ઞા સાંભળતાં લોકનાથ ગળગળો થઇ ગયો. તેને સાંત્વન આપતાં મહાપ્રભુ બોલ્યા, "લોકનાથ, આપણે અહિં મનસ્વી પણે વર્તવાને માટે નથી આવ્યા. આપણે તો આપણી ફરજો અદા કરવાની છે. વૃન્દાવન જા. હું પણ ત્યાં થોડા વખત પછી આવીશ."

આપણે જોઈ ગયા છીએ કે નવદ્રીપના પ્રતિષ્ઠાવાન લોકોનો મ્હોટો ભાગ મહાપ્રભુની પ્રવૃત્તિની સામે હતો. તેઓ ઘણા ખરા

નૈયાયિક પંડિતો એટલે હિન્દુ સમાજના નેતા હતા એમ કહીએ તો ખોટું નથી. હજી તેમની મહાપ્રભુ પ્રત્યેની વૈરવૃત્ત ઓછી થઇ ન હતી. એમ કરતાં કરતાં એક દિવસ તો એવી પરિસ્થિતિ ઉભી થઇ કે કેટલાક પંડિતોએ ભેગા થઇને મહાપ્રભુને મારવાનો વિચાર કર્યો.

એક દિવસ સાંજના પોતાના હમેશના રિવાજ પ્રમાણે મહાપ્રભુ થોડાક ભકતોની સાથે ગંગા કિનારે બેઠા હતા. એકાએક તે હસી પડયા અને "વ્યાધિના કરતાં ઔષધિ વધારે અનિષ્ટ નીવડી" એવા શબ્દો તેમના મુખમાંથી નીકળી ગયા. તે અગાઉ પણ તે એવું બોલી ગયા હતા કે આવા દેવદુર્લભ સંત પુરુષોથી વિખુટા પડવાના વિચારથી મારૂં હૃદય ચીરાઇ જાય છે. ભકતોને માટે આ ખરેખર વિપત્તિસૂચક શબ્દો હતા.

થોડાજ દિવસ પછી મહાપ્રભુએ નિત્યાનંદને એકાંતમાં બોલાવીને પોતાના હૃદયની છૂપી વાત કહી દીધી. તેમણે કહ્યું, "હું સંસારનો ત્યાગ કરીને સંન્યાસી થઇશ અને જેઓ મારા ઉપર વૈરવૃત્તિ રાખે છે તેમને જ બારણે ભિક્ષાંદેહિ કરીને ઉભો રહીશ. એમ કરીને પણ હું તેમનાં હૃદયને પીગળાવીશ અને તેમને નામ લેતા કરીશ. હું સંસાર ભોગવું, તમામ પ્રકારનાં સુખનાં સાધનોનો ઉપભોગ કરૂં ત્યાં સુધી લોકો મારે મ્હોડેથી તારકમંત્ર ન સાંભળે; પણ જ્યારે બધાનો ત્યાગ કરીને એક કંગાલ ભિખારીની માફક લંગોટીભેર તેમની આગળ ઉભો રહીને તમે હરિનામ લ્યો એવી યાચના કરીશ ત્યારે તેમના ઉપર હું અવસ્ય પ્રભાવ પાડી શકીશ. લોકકલ્યાણની ખાતર મારે એ દુઃખ સહન કરવું જ પડશે અને તમને પણ સાથે સાથે સહન કરાવીશ. એ સિવાય મારી પાસે બીજો ઉપાય રહ્યો નથી."

નિત્યાનંદના ઉપર વજ્રપાત થયો. મહાપ્રભુને તેમના નિશ્ચયમાંથી ડગાવવાનું કામ કેટલું અસંભવિત છે તેની તેમને પૂરેપૂરી ખબર હતી.

---

## પ્રકરણ ૧૨ મું.

---

### હું સંન્યાસી થઈશ.

---

મહાપ્રભુનાં જનની શચીદેવી સિત્તેર વર્ષનાં હતાં અને તેમનાં પત્ની વિષ્ણુપ્રિયા તો હજી યૌવનમાં પ્રવેશ કરતાં હતાં તે જોતાં તેમની છેલ્લી વિદાય લેવાનું કામ ભારે વસમું હતું. ભક્તોના દિલ ઉપર પણ પ્રાણઘાતક પ્રહાર થાય એમાં કશો સંદેહ ન હતો. તેઓ મહાપ્રભુને પોતાનું જીવન માનતા હતા. આ બધું જાણીને અને તેનાં પરિણામો પોતાની નજર આગળ રાખીને હૈયું કઠણ કરીને મહાપ્રભુ પોતાના નિશ્ચયને વળગી રહ્યા. તેમણે જે પગલું લીધું તે ક્ષણિક આવેગને વશ થઈને નહિ પણ પૂરો વિચાર કર્યા પછી જ ભર્યું હતું.

મહાપ્રભુએ સંન્યાસ લેવાનો વિચાર કર્યો છે એ વાત નિત્યાનંદ અને મુકુન્દ દત્તના સિવાય બીજા કોઇના જાણવામાં આવી ન હતી. પણ એ બેઉનાં ગંભીર, ઉદાસીન મ્હોં જોઇને ભક્તો જાણી ગયા હતા કે કોઈ ભારે વિપત્તિની ઝડી તેમના માથા ઉપર થોડા જ વખતમાં તૂટી પડવાની છે. શચીદેવીને પણ દુઃખમય શંકાઓ આવવા લાગી હતી. ગયાથી પાછા આવ્યા પછી પોતાના પુત્રમાં

થએલા આશ્ચર્યકારક પરિવર્તનને જોઈને રખેને તે પોતાના મ્હોટા ભાઈની માફક સંન્યાસી થઈ જાય એ ભય તેમને રાતદિવસ મૂંઝાવી રહ્યો હતો.

એક દિવસ ભક્તમંડળ મહાપ્રભુના ઘરમાં એકઠું થયું હતું. સૌની દ્રષ્ટિ તેમના ઉપર ઠરી હતી. તે હમેશની માફક કૃષ્ણવિરહથી આક્રન્દ કરતા બેઠા હતા. પણ આજે તે પૂર્ણ શુદ્ધિમાં હતા. તે બોલવાનો પ્રયત્ન કરતા હતા પણ ડૂમો ભરાઈ આવવાથી બોલી શકાતું ન હતુ. આખરે મહામહેનતે ભાગાતૂટા શબ્દોમાં તેમણે કહ્યું કે મારાથી હવે કૃષ્ણવિરહ સહન થતો નથી. તેની પાસે દોડી ગયા વગર મારે ચાલે એમ જ નથી. આટલું કહેતાં કહેતાં તો તેમને એવી તીવ્ર મનોવેદના થઈ કે પૃથ્વી ઉપર આળોટીઆં ખાવા લાગ્યા. પછી તે ઉભા થયા અને કૃષ્ણને મળવા દોડી જતા હોય તેમ દોડવાનો પ્રયત્ન કર્યો પરંતુ બેશુદ્ધ થઇને ઢળી પડયા. આ પ્રમાણે આક્રન્દ અને મૂર્ચ્છા તેમને ઉપરાછાપરી વિવશ કરવા લાગ્યાં. આવી અવસ્થામાં કેટલાક કલાક વહી ગયા. રડી રડીને તેમના નેત્રો રાતાં થઈ ગયાં અને કંચન જેવી કાયા, વાળ અને વસ્ત્ર મલિન બની ગયાં. તેમનાં નેત્રોમાં આંસુનું પૂર માતું ન હતું અને કોઇ પ્રબળ ભાવ તેમના હૃદયને વલોવી નાખતો હોવાથી શરીર થરથર કંપતું હતું.

પોતાની લાગણીઓને અસાધારણ મનોબળથી દબાવીને તે કાંઇક શાંત થયા અને બોલ્યા, "મિત્રો! તમે મારા ઉપર નિઃસ્વાર્થ પ્રીતિ રાખી છે અને મારા કામોમાં સાથ આપ્યો છે. છતાં તમને મારે તજવા પડશે મને તમે ક્ષમા આપશો. હું કૃષ્ણની શોધ કરવા માટે જ તમને તજું છું. કૃષ્ણની પ્રાપ્તિ કરવી એ જ મનુષ્યજીવનનું પરમ ધ્યેય છે. આપણે ભેગા રહીએ કે અલગ રહીએ, મહેલમાં રહીએ કે વગડામાં રહીએ તેમાં કશું જ મહત્ત્વ નથી. મારા ગયા પછી પણ

તમે કૃષ્ણનું ભજન કરતા રહેજો. હું તમારા સૌના ભલા માટે જ જાઉં છું. જેમ કોઈ વેપારી કમાવા માટે પરદેશ જાય છે અને જ્યારે તે કમાઈને પાછો આવે છે ત્યારે તેનાં સગાં, મિત્રો સૌને પાળે પોષે છે, તેમ હું પણ કૃષ્ણપ્રેમની કમાણી કરવા જાઉં છું અને તે મેળવીશ ત્યારે હું તમને પણ તેમાં હિસ્સો આપીશ."

જે વિપત્તિની શંકાના પડછાયા ભક્તોની નજર આગળ તરવરતા હતા તે વિપત્તિ આજે તેમના ઉપર આકાશમાંથી વીજળી તૂટી પડે તેમ તૂટી પડી. કેટલાક તો આભા જ બની ગયા. બાકીના કકળી પડયા. ગદાધર, હરિદાસ, મુરારિ તથા બીજા ભક્તોએ મહાપ્રભુને સમજાવવામાં મણા ન રાખી. તેમના હૃદયના કોમળમાં કોમળ મર્મસ્થાનને સ્પર્શ કરવા તેમણે પોતાની બધી ચતુરાઇનો ઉપયોગ કર્યો. મહાપ્રભુનું હૈયું પણ કાબુમાં ન રહ્યું. તેઓ પણ પોતાના અતિ પ્રિય ભક્તોને ગળે વળગીને રડયા. પણ નિશ્ચય તો ન જ ફેરવ્યો. તેમના તરફથી એટલો જ ઉત્તર મળ્યો કે "મને ઘેર રાખીને તમે શું કરવાના છો? મારૂં શરીર તો કૃષ્ણવિરહથી બળી જળીને ખોખું થઈ ગયું છે. આત્મા તો કૃષ્ણની પાસે ઉડી ગયો છે. આ ખાખ જેવા થઇ ગએલા શરીરને શું કરશો? કૃષ્ણવિરહની જ્વાલાએ મારા હૃદયની ઇચ્છા માત્રને ભસ્મ કરી દીધી છે. કૃષ્ણ સિવાય કશાથી મને સંતોષ થાય એમ છે જ નહિ. જગતનો કોઇ પણ પદાર્થ એ ખોટને પૂરે એમ નથી; એ આગને બુઝાવે એમ નથી. શું તમારે મને તમારી પાસે રાખીને કૃષ્ણવિરહથી રીબાઇ રીબાઇને મરવા દેવો છે?" આનો ઉત્તર ભક્તો શો આપી શકે? તોપણ તેમને રાજી કરવા માટે મહાપ્રભુએ કહ્યું કે હું સંન્યાસી થઇશ તોપણ તમારો સદંતર ત્યાગ નહિ કરૂં અને આજ ને આજ તો નહિ જ ચાલ્યો જાઉં.

---

# પ્રકરણ ૧૩ મું.

## મા દીકરો.

પછી પોતાના સંન્યાસના સંકલ્પની વાત માતાને કહી દેવાનો મહાપ્રભુએ નિશ્ચય કર્યો. પણ તેમણે તો તે પહેલાં જ ભકતોના કહેવાથી બધી વાત જાણી લીધી હતી તેથી તેમણે જ મહાપ્રભુને સીધો પ્રશ્ન કર્યો. "નિમાઇ! તું સાચે સાચું જ કહેજે. શું તું મને તજી જવાનો વિચાર કરે છે?" આ પ્રશ્નથી મહાપ્રભુનું હૃદય ખળભળી ઊઠયું. તેમણે આંસુભરી આંખે માતાના તરફ પ્રેમાળ દૃષ્ટિ કરી. પછી જરા હૈયું કઠણુ કરીને બોલ્યા, "બા, મારૂં સાંભળી લ્યો. મારી ફરજ તો કૃષ્ણની નહિ પણ તમારી જ સેવા કરવાની છે. પણ હું લાચાર છું. કૃષ્ણ મને એટલા બળથી ખેંચી રહ્યો છે કે તેના આગળ મારૂં કશું જ ચાલતું નથી. તેના બળ આગળ મારૂં શું ગજું? બા! તમારૂં ઋણ હું કદી એ નહિ ફેડી શકું. તે તો મારે માથે ચ્હોંટેલું જ રહેશે. તમે એમ સમજીને મન વાળજો કે તમારે એક આંધળો, અપંગ અથવા કૃતઘ્ન છોકરો હતો. લોકોને એવા છોકરા નથી હોતા ? મને પણ તમે તેવો જ સમજી લેજો. મારાથી હવે સંસારમાં રહી શકાય એમ નથી. કૃષ્ણની શોધ કરવા મારે ચાલ્યા જવું જ જોઇએ. મને તમારા ઋણમાંથી અને તમારા પ્રત્યેની મારી ફરજમાંથી છૂટો કરો. મને રાજી ખુશીથી રજા આપો."

"રાજી ખુશીથી તને વેરાગી થવાની રજા આપું ? ઓ દીકરા! એ તું બોલ્યો જ શું ? એવી રજા આ મ્હોડેથી કેમ જ અપાય ?" આટલું બોલતાં શચીદેવીનો સ્વર રૂંધાઇ ગયો. પછી તેમણે થડકતે અવાજે કહ્યું, "નિમાઇ ! તું કુદરતની વિરુદ્ધ માગણી

કરે છે. મા કદી દીકરાને વૈરાગી થવાની રજા આપી શકે? માનું હૈયું તું નથી જાણતો? અને હું તારી ઘરડી અશક્ત મા! તારા સિવાય મારે બીજા કોઇનો આધાર પણ નહિ. તારા મ્હોં સામે જોઇને તો મેં ધણીનો અને પુત્રનો વિયોગ સાંખ્યો અને હવે તું જ મને તજી દેવા બેઠો છે?" થોડીવાર સુધી તો માતા અને પુત્ર બેઉ અતિ ગંભીર વિષાદસાગરમાં ડૂબી ગયાં. આખરે શચીદેવીએ મૌન તોડયું અને પૂછ્યું, "વિષ્ણુપ્રિયાનું શું?" આ શબ્દો મહાપ્રભુના હૃદયમાં કાતિલ ખંજરની માફક ઉતરી ગયા. પણ તેમણે ધીરજ રાખીને કહ્યું, "હું જઇશ ત્યારે તેની પણ રજા લીધા વગર થોડો જ જવાનો છું? અને તેના મનનું સમાધાન કરીને તેને સાત્વિક આનંદ ભોગવતી કરીને જ જઇશ." શચીએ કહ્યું, "નિમાઈ! તને તો લોકો સંત કહે છે. તારા જેવા સાધુને મા અને પત્નીને કાળજે ઘા કરવો ઘટે? તું તો મનુષ્ય માત્રને માટે મરી ફીટે છે. તેમનું દુઃખ તારાથી જોયું જોવાતું નથી. ત્યારે એક ઘરડી મા અને કૂમળી કળી જેવી વહુ, તેમણે શો અપરાધ કર્યો? તું માણસ માત્રને ચહાય ત્યારે અમને શા વાસ્તે બાદ કરે છે? અમે માણસ નહિ?"

હવે મહાપ્રભુએ પુત્રની માફક વાત ન કરતાં જગદ્‌ગુરુ તરીકે બોલવા માંડયું અને તેમના શબ્દોએ શચીદેવીના મન ઉપર આબાદ અસર કરી. તેઓ બોલ્યા, "બા! મારે મારી પવિત્ર ફરજ બજાવવા જવું પડે છે. તમે મારા ઉપર બીજાના કરતાં વધારે સ્નેહ રાખો છો, તેથી તમારી પાસેથી હું સૌથી વધારે સહાય અને ઉત્તેજનની આશા રાખી શકું. હું કાંઇ મારી રાજીખુશીથી અથવા મનસ્વીપણે વર્તવાને માટે જતો જ નથી. મને કૃષ્ણ ખેંચી જાય છે અને હું જાઉં છું. તેના આકર્ષણની સામે કયો મનુષ્ય ટકી શકે વારુ? કૃષ્ણમાં મન પરોવો અને આવા તુચ્છ સાંસારિક

ખ્યાલોમાં તમારી દષ્ટિને બાંધી ન મૂકો. કૃષ્ણની પાર વગરની દયા અને પ્રેમનો વિચાર કરો. કચવાતે મને નહિ, મનનું ગમે તેમ કરીને સમાધાન કરીને પણ નહિ પરંતુ રાજી ખુશીથી તેની ઇચ્છા મુજબ વર્તવાની શું આપણી ફરજ નથી? તમારી આસપાસ નજર કરો. દુનિયામાં કેટલું દુઃખ, કેટલો ક્લેશ જોવામાં આવે છે? તેનું કારણ શું? કારણ કે લોકોએ કૃષ્ણને વીસારે મૂકયો છે. તેથી હવે તેની જ ઇચ્છા છે કે મારે જગતમાં તેના પ્રેમ અને દયાનો મહિમા ગાવો. તેમ કરવા માટે મારે ભિખારીને વેશે ઘેરેઘેર ભટકવું. એ એ સિવાય એકે ઉપાય નથી. જ્યાં સુધી હું સંસારી રહું ત્યાં સુધી લોકો મારો ઉપદેશ ગ્રહણ નહિ કરે. બોલો, હવે તમારે શું કહેવું છે? મારે ઘરમાં બેસી રહેવું કે મારે મારી ફરજ અદા કરવી? જવાબ આપો." અને આના જવાબમાં શચીદેવીના મુખમાંથી જે અમર શબ્દો નીકળયા તે જોતાં આપણે કબૂલ કરવુંજ પડશે કે તે મહાપ્રભુ જેવા પુત્રની માતા થવાને માટે યોગ્ય હતાં. તેમણે કહ્યું, "નિમાઇ! તું ખરૂં જ કહે છે. હવે મારી આંખો ઉપરનું પડળ વેરાઇ ગયું. તું સંન્યાસી થાય તે જ યોગ્ય છે. હું કેવી મૂર્ખ કે તારા માર્ગમાં આડખીલી બનીને ઉભી રહી? જા, દીકરા જગતમાં ભક્તિનો પ્રચાર કરજે. મારો તને આશીર્વાદ છે. તારે હાથે લાખો જીવોનું કલ્યાણ થશે; લાખો દુઃખીઆં આશ્વાસન પામશે. ધન્ય ભાગ્ય છે જગતના માનવીઓનું કે તારા જેવો તારણહાર પેદા થયો! જા, મારા દીકરા, તને હું રાજી ખુશીથી રજા આપું છું અને તું જાય તેથી મને ખરેખરો સંતોષ થશે."

પણ આ શબ્દો તેમના મુખમાંથી નીકળયા કે તરત જ તેમનો માતૃપ્રેમ ઉછળી પડયો અને બિચારાં શચીદેવી શોકવિહ્વલ થઇને છાતી કૂટતાં, માથાના વાળ પીખતાં અને જમીનપર તરફડતાં થઈ ગયાં. તેમણે કલ્પાંત કરતાં કહ્યું, "હાયરે! આ અભાગણી માએ એકના એક લાડકવાયા, કહ્યાગરા દીકરાને દેશવટો આપ્યો! અરેરે!

મેં તેને મારે હાથે જ વગડાની વાટ બતાવી! ઓ નિમાઇ! ઓ નિમાઇ! તારી પાપિણી માએ જ તને ઘરબાર વગરનો રવડતો રઝળતો ભિખારી બનાવી દીધો! અરેરે! તું કેડે લંગોટી વાળીને, ઉઘાડે પગે ભિક્ષા માગતો થઈ જઈશ? તું શું નરી ધરતીપર સૂઈશ? વરસાદમાં, ગરમીમાં, ઠંડીમાં ઝાડ તળે વાસ કરીશ? તું ટૂકડા માગતો થઇ જઇશ? હાયરે! તારા પગનાં તળીઆં તો કમળ જેવાં સુંવાળાં છે. તું કેવી રીતે અડવે પગે ચાલીશ? ધિક્કાર છે મારા જીવતરને!" થોડી વાર સુધી માતાના શોકના વેગને માર્ગ લેવા દીધા પછી મહાપ્રભુએ તેમને સાંત્વન આપવા માંડયું. તેમણે કહ્યું, "બા! મારૂં વચન છે કે જ્યારે મને મળવાની તમને તીવ્ર ઇચ્છા થશે ત્યારે ત્યારે હમેશાં હું તમારી સામે આવીને ઉભો રહીશ. બિચારી વિષ્ણુપ્રિયા! તેને હું તમારે શરણે મૂકી જાઉં છું. તેને કૃષ્ણની ભક્તિ શીખવજો. તેમાંથી તેને શાંતિ મળી રહેશે. તેને પણ તમારી માફક મને મળવાની તીવ્ર ઇચ્છા થશે ત્યારે હું દર્શન આપીશ. તમને બેઉને જ નહિ પણ જે કોઇ મને જોવા માટે તલસશે તે સૌ મને પોતપોતાના અંતરમાં જોઇ શકશે એ મારો સદાનો કૉલ છે."

---

## પ્રકરણ ૧૪ મું.

### વરવહુ.

મહાપ્રભુએ સંન્યાસદીક્ષા લેવાનો વિચાર જાહેર કર્યો તે અગાઉ થોડા વખતને માટે વિષ્ણુપ્રિયા પોતાના પિતાને ઘેર રહેવા ગયાં હતાં. ત્યાં તેમના કાન ઉપર ઉડતી વાત આવી અને ધ્રૂજતે

હૈયે તે બિચારાં તરત જ સાસરે જવા તૈયાર થયાં. સાંજ પડી ગઇ હતી અને બીજા દિવસ સુધી તેમનાથી થોભાય તેમ હતું જ નહિ. ઘેર આવીને જોયું તો મહાપ્રભુ રોજના કરતાં ઘણા જ વહેલા સૂવા ગયા હતા. તે શયનગૃહમાં ગયાં અને પતિને ભરનિદ્રામાં પડેલા દીઠા. તેમને સારી નિદ્રા ક્વચિત જ આવતી તેથી તેમને જગાડવાનું વિષ્ણુપ્રિયાને ઉચિત ન લાગ્યુ. તે નિઃશબ્દપણે પલંગને છેડે બેઠાં અને હળવે હાથે સૂતેલા પતિના પગ દાબવા લાગ્યાં.

આવો પ્રસંગ તેમને રોજ રોજ ન્હોતો મળતો, કારણ કે મહાપ્રભુ મોડી રાતે કીર્ત્તન કરીને પાછા આવતા અને આવે તેવા ઉંઘી જતા. દિવસે પણ મળવા આવનારાઓની અને ભક્તોની ધમાલ. તેથી પતિને નેત્ર ભરી નિરખવાનો કે તેમની સાથે બે ઘડી એકાંતમાં ગાળવાનો અવકાશ વિષ્ણુપ્રિયાને ભાગ્યે જ મળતો. આજે તે મોંઘો અવસર મળયો અને તેમનાં નેત્રોમાં સુખનાં અશ્રુ આવ્યાં. તેનાં એક બે બિન્દુ મહાપ્રભુના પગ ઉપર પડી ગયાં એટલે તે જાગી ઉઠયા અને પલંગની બાજુએ બેસીને અશ્રુપાત કરતી નવ વધુને દીઠી. પ્રેમાલિંગન દઈ મહાપ્રભુ બોલ્યા, "શું થયું ! પ્રિયે ! આ અશ્રુપાતનું કારણ કહેશો ?" તેમના તરફ ઠપકાભરી દ્દષ્ટિ કરીને બાલા બોલી, "સાચું કહો, મારે કાને જે વાત આવી છે તે શું સાચી જ છે ?"

પહેલાં તો વિનોદનો ડોળ કરીને પત્નીના મનમાંથી ભય અને શંકાના વિચારોને દૂર કરવાનો મહાપ્રભુએ યત્ન કરી જોયો. પણ તેમના કૃત્રિમ વિનોદની પાછળ જે ઉંડું દર્દ હતું તે છૂપાવ્યું છૂપાય જ કેમ ? વિષ્ણુપ્રિયાની ચાલાક આંખો એ દર્દને પારખી ગઇ હતી. તેમણે પોતાના મનને મજબૂત કરીને કહ્યું, "તમે મને ખોટું ખોટું હસીને શા માટે છેતરો છો ? મારી હવે ખાત્રી થઇ છે કે તમે કોઈ ભયંકર પગલું ભરવાના વિચાર કરી રહ્યા છો—અને મેં જે સાંભ

ળયું છે તે સાચું જ છે." એટલે હવે સાચેસાચું કહી દીધા વગર મહાપ્રભુને છૂટકો જ ન રહ્યો. તેમણે ધ્રૂજતે અવાજે કહ્યું, "હા, તમારૂં અનુમાન ખોટું નથી જ. મારે સંન્યાસી થવું છે." થોડીવાર પછી વળી તેમણે કહ્યું, "સાંભળો મારી વાત. આપણે બેઉ કૃષ્ણની જ સેવા કરીએ તો ખોટું શું? તમારા વિષ્ણુપ્રિયા નામનું તમે સાર્થક ન કરો? આ જગતને ભૂલી જાઓ. એને તો માત્ર થોડા કાળ માટેનું વિશ્રાન્તિસ્થાન જ જાણવું." વિષ્ણુપ્રિયા આભાં બની ગયાં. તે બોલવા ગયાં પણ બોલ ગળામાં જ રૂંધાઈ ગયા. થોડી વાર પછી તેમણે કહ્યું, "ઠીક, પણ બાની ઉપર તમે આટલી નિષ્ઠૂરતા શાને કરો છો? તેમાં તમને પાપ નહિ લાગે? જો હું તમારા માર્ગમાં નડતર જેવી હોઉં તો જાઓ, હું મારા પિતાને ઘેર રહેવા જઇશ અને કહેશો તો હું કદી પણ તમને મ્હોડું નહિ બતાવુ. પણ તમે બાના ઘડપણનો તો વિચાર કરો."

મહાપ્રભુએ જવાબ આપ્યો, "પ્રિયતમે, આવી વ્યાવહારિક વાતો જવા દો. તમે મને અતિ પ્રિય છો અને સદાએ રહેશો જ. તમને હું કારી જખમ કરૂં છું તે શું હું સમજતો નથી? પણ આપણો બીજો ઈલાજ નથી. હું સંન્યાસી થઇશ તેથી હું તમારો મટી જવાનો છું? તમે જ્યારે ઇચ્છા કરશો ત્યારે તમારા હૃદયમાં મને જોઈ શકશો. માનવજાતિના કલ્યાણનો વિચાર કરો. મારે તો તમારાં અને બીજા બધા સ્નેહી સ્વજનોનાં અશ્રુવડે લોકોનાં દિલ પીગળાવવાં છે. જગતની સેવામાં મારૂં દાન કરી દઇને કૃષ્ણના પ્રેમરાજ્યનાં તમે અધિકારી થશો. ત્યાં આપણે પાછા મળીશું જ. કૃષ્ણની ખાતર મને ગુમાવશો તો તમે મને અને કૃષ્ણને બેઉને મેળવશો. સૌનું મધ્યબિન્દુ કૃષ્ણ છે અને તેના રાજ્યમાં સાચા પ્રેમીઓનું સંમિલન થાય છે જ. આપણા સંબંધને આપણે વિશુદ્ધ સ્વરૂપ આપવું જોઇએ. વળી, એક ત્રાજવામાં તમારૂં અંગત સુખ

મૂકો અને બીજામાં સમગ્ર માનવજાતિનું કલ્યાણ મૂકી જુઓ. કયું વધારે થાય છે? તમને પોતાને પણ શું ગમે? પોતાનું સુખ કે સૌનું? તમે મારાં જીવનસહચરી છો એટલે જે મહત્ કાર્ય મારી વાટ જોઈ રહ્યું છે તેની સિદ્ધિને માટે મને મદદ કરવાની તમારી ફરજ નહિ? મનુષ્ય જાતિનાં પાપ ધોવા, તેમનાં દુઃખ ફેડવા હું નીકળી પડું તેમાં શું તમારે હિસ્સો આપવો ન ઘટે? મારી ફરજ તો દીવા જેવી સ્પષ્ટ છે. જગતને હરિનામ આપીને તારવાને માટે મારે સંન્યાસી થયે જ છૂટકો. મને રાજી ખુશીથી રજા આપો અને હું તમારી રજા મેળવીને જ જાઉં છું તેનો મને સંતોષ લેવા દો."

વિષ્ણુપ્રિયા વચમાં બોલી ઉઠયાં, "ત્યારે મને પણ સાથે લઇ જાઓ ને? હું પણ સંન્યાસિની થઇશ, અને તમારી સાથે સાથે ફરીશ." "તે કેમ ચાલે?" મહાપ્રભુ તેમને અટકાવીને બોલ્યા, "મારે તો તમારાં અશ્રુ વડે જગતનાં પાપ ધોવાં છે. તમારી પાસે ભારેમાં ભારે બલિદાન લેવું છે. તમારા એકલાના દુઃખથી જગતને સુખ થતું હોય તો શા માટે તમારા સુખને હોમી ન દેવું? માનવ-પ્રજા તમને આશીર્વાદ દેશે કારણ કે તેમની સેવાને અર્થે તમે તમારા પ્રિયતમ પતિનું દાન કરી દો છો."

વિષ્ણુપ્રિયા ભયભીત થઈ ગયાં. "ત્યારે શું તમે આજે ને આજે જ ચાલ્યા જશો? થોડા દિવસ આપણે સાથે રહીએ. પછી જવું હોય તો ખુશીથી જજો." મહાપ્રભુએ તેમને ખોળામાં લીધાં અને કહ્યું, "હું એટલો ઉતાવળો નહિ થાઉં." અને પછી પ્રિયાની કોટે વળગીને મહાપ્રભુ પોતે પણ રડી પડયા. તેમણે ડુસકાં ભરતાં કહ્યું, "પ્રિયે, ક્ષમા કરજો. તમને જિંદગીભરને માટે ટળવળતાં મૂકીને મારે જવું પડે છે. પણ હું લાચાર છું. મારી બુદ્ધિ કૃષ્ણે હરી લીધી છે. તેના વિયોગથી આખું જગત્ મારે માટે શૂન્ય બની ગયું છે."

અને તે પતિપત્નીએ રડીને હૈયાં હળવાં કર્યાં.



## પ્રકરણ ૧૫મું.

---

### બા ! એ તો ગયા !

—(૦)—

રાગ—બિભાસ ( કરુણ )

શચીર મંદિરે આસિ દુવારે પાસે બસિ,
ધીરે ધીરે કહે વિષ્ણુપ્રિયા.
શયનમંદિરે છિલા, નિશિભાગે કોથા ગેલા,
મોર મુંડે વજર પાડિયા.

વાસુદેવ ઘોષ.

માતા, પત્ની અને ભક્તોની રજા મેળવવામાં સફળ થયા પછી મહાપ્રભુ એકદમ જાણે કશું જ બન્યું ન હોય તેમ ખુશમિજાજી, મળતાવડા અને ઉલ્લાસયુક્ત બની ગયા. તેમણે પોતાના પ્રેમાવેશને મનમાં સમાવી દીધો અને એ આવેશ તાબેદાર સેવકની માફક શાંત બની ગયો. ટૂંકામાં પોતે ગયાની યાત્રાએ જવા નીકળ્યા તે વખતે જેવા હતા તેવા જ પાછા બની ગયા. માત્ર ફરક એટલો જ કે હવે તે કૃષ્ણ સંબંધી વિષયોની જ ચર્ચા કરતા. શચી દેવી રોજ સારામાં સારી વાનીઓ બનાવતાં અને મહાપ્રભુ પ્રસન્નચિત્તે આરોગતા. વળી થોડો વખત વિષ્ણુપ્રિયાની સાથે પણ ગાળતા. પોતાના ભક્તોને ઘેર પણ વારાફરતી જઇ આવતા. તેમનું બાહ્ય વર્તન એવા પ્રકારનું હતું કે જાણે સંન્યાસદીક્ષા

---

શચીના ઓરડાના બારણા આગળ બેસીને વિષ્ણુપ્રિયા ધીરે ધીરે કહેવા લાગ્યાં: "તે સૂવાના ઓરડામાં હતા પણ રાતોરાત મારે માથે વજ્રનો પ્રહાર કરીને કોણ જાણે ક્યાં ચાલ્યા ગયા !"

લેવાનો વિચાર તેમના મગજમાંથી એકદમ નીકળી ગયો હશે એવી જ ભ્રાન્તિ સૌને થવા લાગી અને થોડા વખત પછી આવી પડનાર વિપત્તિ સૌના લક્ષ બહાર જતી રહી. મહાપ્રભુની પોતાની એવી ધારણા હોવી જોઇએ કે જે ઘડીએ માતા, પત્ની અને મિત્રો સાના સુખનો પ્યાલો ટોચ સુધી ભરાઈ જાય તે જ ઘડીએ ગૃહત્યાગ કરવો કે તેથી તેમના સૌના મનમાં પોતે સદાને માટે મીઠાં સંભારણાં મૂકતા જાય.

પણ તેમણે તો પોતાના ગૃહત્યાગનો દિવસ ક્યારનોએ મનમાં નક્કી કરી રાખ્યો હતો. માતા પાસેથી સંન્યાસ લેવાની રજા મેળવ્યા પછી તે પૂરા બે મહિના સુધી ઘેર રહ્યા. તેમના આનંદી વર્તનને લીધે સૌના મનમાંથી તેમના ભાવિ વિયોગનો ખ્યાલ લગભગ ખસી જ જવા પામ્યો હતો.

પણ આખરે તે નિર્માણ થએલો દિવસ ઊગ્યો. આજે પણ તેમના આનંદી વર્તને સૌને ભુલાવામાં નાખ્યા. કોઇને સ્વપ્ને પણ વિચાર ન આવ્યો કે બીજે દિવસ ઊગતા પહેલાં તો તે નવદ્વીપને, ઘરને, માતાને, પત્નીને, મિત્રોને—સૌને શોકગ્રસ્ત કરીને ચાલતા થશે. તેમણે સ્નાન કરીને માતાની બનાવેલી રસોઇ હોંસથી ખાધી. પછી મિત્રોની મંડળી તેમના ખંડમાં એકઠી થઈ હતી તેમની સાથે ખૂબ વિનોદ કર્યો. સાંજ પડવા આવી કે પોતાનાં સારામાં સારાં વસ્ત્રાલંકાર પહેરીને ફરવા નીકળી પડયા. પો!તાની તમામ જાણીતી જગ્યાઓને છેલ્લીવાર જોઇ લીધી. રસ્તે ચાલતાં લોકો આવી આવીને તેમને પગે પડતા અને ઝરૂખામાંથી સ્ત્રીઓ તેમના ઉપર પુષ્પવર્ષણ કરતી. પછી જે ઘાટ આગળ પોતે રોજ સ્નાન કરતા અને બાળપણમાં જ્યાં તેમણે ખૂબ મસ્તી તોફાન કરેલાં ત્યાં જઇને થોડીવાર બેસી આવ્યા. આ જ ઠેકાણે તે પોતાની પાઠશાળાના શિષ્યોની સાથે બેસતા. આ જ ઠેકાણે તેમણે કેશવ કાસ્મિરીનો

પરાજય કરેલો. તે પ્રિય સ્થળને તેમણે છેલ્લીવાર મીટ માંડીને જોઈ લીધું. ગંગા નદીની પણ મનમાં રજા માગી. કિનારા ઉપરના પ્રત્યેક વૃક્ષ ઉપર એકવાર નજર ફેરવી લીધી. આ તેમની છેલ્લી ભેટ હતી. ફરીથી એ પ્રિય વસ્તુઓનાં દર્શન તેમને થવાનાં ન હતાં.

ત્યાંથી ઘેર આવીને ઓટલા ઉપર બેઠા. એ ઘર અને એ ઓટલો કાલે એમના વગર સૂનાં થઈ જવાનાં હતાં. પોતાના ભક્તોને છેલ્લું દર્શન આપવાનો વિચાર કર્યો હોય તેમ તેમણે સૌને આકર્ષ્યા. કોણ જાણે શાથી સૌ બેઠા હતા ત્યાંથી ઉઠી ઉઠીને મહાપ્રભુને ઘેર જવા પ્રેરાયા અને થોડી વારમાં તેમની મ્હોટી સંખ્યા એકત્ર થઈ. દરેક જણ કહેવા લાગ્યો, "પતિતપાવન, દીનબન્ધુ મહાપ્રભુ ! અમારૂં પરિત્રાણ કરો." મહાપ્રભુ એક પછી એક સૌને ભેટી વળ્યા. પછી બધાને સંબોધીને બોલ્યા, "જો તમે મને ચહાતા હો તો કૃષ્ણનું ભજન કરો. તેના પવિત્ર નામનો આશ્રય લ્યો. તે જ તમને તારશે. કામકાજ કરતાં, હરતાં ફરતાં નામજપ કર્યા જ કરજો. રાત્રે કુટુંબને લઇને મૃદંગ કરતાલ સાથે અથવા તે ન બને તો માત્ર હાથે તાળી પાડીને નામકીર્તન કરજો. હરિનામથી વધારે પવિત્ર અને વધારે શક્તિસંપન્ન બીજો કોઈ મંત્ર નથી. નામ ઉપર પ્રેમ, જીવમાત્ર પ્રતિ દયા અને વૈષ્ણવોની સેવા એ ત્રણ વસ્તુઓનું ખૂબ આગ્રહથી પાલન કરજો. આટલું કરશો તો હું તમને અભયદાન દઉં છું કે કૃષ્ણ તમારૂં જરૂર કલ્યાણ કરશે." આના ઉત્તરમાં સૌએ "હરિબોલ"ની ગર્જના કરીને રજા લીધી કે તરત બીજું ટોળું હાજર થઇ ગયું. મહાપ્રભુએ સૌના હૃદયમાં ભક્તિનો સંચાર કર્યો અને તેમને ઘેર જવાની રજા આપી. "મને ચહાતા હો તો કૃષ્ણનું ભજન કરજો" એ શીખામણ તેમણે સૌને ભાર દઇદઇને સંભળાવી.

પછી મહાપ્રભુએ માતાએ બનાવેલી રસોઈ પોતાના ભોજનગૃહમાં બેસીને છેલવ્હેલી ખાઇ લીધી, અને સૂવા ગયા. બિચારાં

વિષ્ણુપ્રિયા તે દિવસે સારામાં સારાં વસ્ત્રાલંકાર પહેરીને હાથમાં ચંદન, પુષ્પની માલાઓ લઇને ઉમંગભેર શયનમંદિરમાં ગયાં. આજે મહાપ્રભુના મનમાં એક રસિક અભિલાષા થઇ આવી. તેમણે પત્નીને કહ્યું કે આજે આ ચંદન અને પુષ્પમાલાઓ વડે આપણે એક બીજાને શણગારીએ. પહેલાં તમારો વારો અને પછી મારો. આવા રસોલ્લાસમાં બેઉ જણે કેટલોક સમય વીતાડયો. પછી મહાપ્રભુએ વિષ્ણુપ્રિયાને કહ્યું કે રાત બહુ વીતી ગઇ છે, માટે હવે સુઇ જઇએ. તે તો ઊંઘી ગયાં પણ પોતે સૂવાનો ઢોંગ કરીને જાગતા જ રહ્યા.

વિષ્ણુપ્રિયાને ઘસઘસાટ ઊંઘતાં જોઇને તેમના બાહુપાશમાંથી પોતે હળવે રહીને છૂટા થયા અને પલંગ ઉપરથી નીચે ઉતર્યા. ઘરેણાં કહાડીને એક બાજુએ મૂકયાં. પછી પોતાનું ઝીણું ધોતીયું બદલીને જાડું ધોતીયું પહેરી લીધું. નિદ્રાધીન પત્ની તરફ એક સ્નેહભરી દૃષ્ટિ નાખીને તે શયનગૃહની બહાર આવ્યા. માતાના સૂવાના ઓરડા આગળ થોડીવાર ઉભા. તેમને મનથી પ્રણામ કરીને હળવે પગલે ઘર બહાર નીકળી પડયા. માઘ માસની ઠંડીમાં એક ધોતીયાભેર મહાપ્રભુએ ગંગાના ઘાટનો માર્ગ લીધો, પાણીમાં ઝંપલાવ્યું અને વેગભેર નદીનો વિશાલ પટ તરી જઇને દોડવા જ માંડયું. પ્રભાતનું ઝાંખું ઝાંખું અજવાળું થતા પહેલાં તો તેમણે નવદ્વીપને ખૂબ પાછળ મૂકી દીધું.

મહાપ્રભુએ ઘર છોડયા પછી થોડીવારે વિષ્ણુપ્રિયા જાગી ઊઠયાં અને બિછાનામાં પતિને ન જોતાં તેમને હૈડે ફાળ પડી. જોયું તો બારણું ઉઘાડું. દોડતાં જઇને સાસુના ઓરડાનું બારણું ઠોકયું અને કહ્યું, "આ! એ તો ગયા." શચીદેવીના કાન ઉપર આ શબ્દો પડતાં જ તે સફાળાં બેઠાં થયાં, દીવો સળગાવ્યો અને સાસુ વહુ બેઉ જણ પહેલાં તો ઘરમાં બધે શોધી વળ્યાં પણ જ્યારે તેમણે આગલો

દરવાજો ઉઘાડો દીઠો ત્યારે દુઃખનાં માર્યાં શચીદેવીએ જમીન પર પડતું મૂક્યું અને નવપ્રસૂતા ગાય પોતાના વાછરડા માટે બરાડા મારે તેમ "નિમાઈ! એ નિમાઇ" કહી વૃદ્ધ શચીદેવી આક્રન્દ કરવા લાગ્યાં. વિષ્ણુપ્રિયા જડવત્ બારણું પકડીને ઉભાં રહ્યાં. થોડીવાર પછી ધૈર્ય ધારણ કરીને શચીદેવી હાથમાં દીવો લઈને "નિમાઇ! નિમાઇ!" કરતાં નજીકની શેરીઓમાં ફરી આવ્યાં પણ કશો જવાબ ન મળવાથી ઘેર પાછાં આવ્યાં અને દિઙ્મૂઢ જેવાં બેસી રહ્યાં.

રોજ વહેલા ઉઠીને ગંગાસ્નાન કરવા જનારા કેટલાક ભક્તોએ શચીનો કલ્પાંત સાંભળ્યો, એટલે તેઓ હાંફળાફાંફળા દોડી આવ્યા. થોડીવારમાં શ્રીવાસ પંડિત અને બીજાઓ પણ આવ્યા. સૌને માથે આફત તો ભારે આવી પડી હતી. શચી માતાનું તીવ્ર ક્રન્દન કોઇથી જોયું જોવાય તેમ ન હતું. વિષ્ણુપ્રિયાને તો ક્રન્દન કરવા જેટલી શુદ્ધિ પણ રહી ન હતી. ગઈ રાતનો શણગાર હજી તેમના અંગ ઉપર હતો અને તેમના કારુણ્યમાં ખૂબ વૃદ્ધિ કરતો હતો. શ્રીવાસ પંડિતે ભક્તોને કહ્યું કે શોક કરવાનો આ વખત નથી. અત્યારે શું કરવું તેનો અને તેટલી સ્થિર બુદ્ધિ વડે વિચાર કરવાનું આપણું કર્તવ્ય છે. પછી ઘરના એક ભાગમાં આગેવાન ભક્તો મસલત કરવા બેઠા. નિત્યાનંદે એક ડહાપણ ભરેલી સૂચના કરી. તેમણે કહ્યું કે શ્રીવાસ અને બીજા ઠરેલ ભક્તોએ નવદ્વીપમાં જ રહેવું અને દુઃખીઆરાં સાસુ વહુનું સાંત્વન કરવું. હું પોતે, મુકુન્દ દત્ત, મહાપ્રભુના માસા ચન્દ્રશેખર આચાર્યરત્ન અને બીજા બે જણ અત્યારે જ કટવા જઈએ છીએ. મારા ધારવા પ્રમાણે તો મહાપ્રભુ ત્યાં જ હશે. ત્યાં જો તેમનો પત્તો નહિ લાગે તો આપણે દેશના જૂદા જૂદાં સ્થાનોમાં શોધ કરવા માટે પાંચ પાંચ દશ દશની ટોળીઓ મોકલી દઇશું અને સંન્યાસીઓને એકઠા થવાનાં તથા રહેવાનાં એકેએક સ્થાનને ખોળી વળીશું. આ યોજના સૌને ગમી.

પછી નિત્યાનંદે શચી માતાને સંબોધીને દૃઢ આગ્રહસૂચક અવાજે કહ્યું, "માતા! હું તમને ખાત્રી આપું છું કે કાં તો હું તમારા પુત્રને એકવાર તો તમારા ભેગો કરીશ નહિ તો તેની શોધ કરવામાં મારૂં જીવન હોમી દઇશ."

આટલું બોલતાની સાથે નિત્યાનંદ અને બીજા ભક્તો કટવા તરફ દોડતા થઇ ગયા.

---

## પ્રકરણ ૧૬ મું.

## સંન્યાસ દીક્ષા.

મુંડન કરિતે કેશ હેયા અતિ પ્રેમાવેશ
નાપિત કાંદયે ઉચ્ચરાય. *

રસિકાનંદ.

કટવા ગામ નવદ્વીપથી ૨૦ માઇલને અંતરે ગંગા નદીને કિનારે વસેલું છે. ત્યાં નદીના કિનારા ઉપર કેશવ ભારતી નામના કોઇ સંન્યાસી રહેતા હતા. તે પોતાની પથારીમાંથી ઉઠવાનો વિચાર કરે ત્યાર પહેલાં તો એક ખુબસુરત યુવાન આવીને તેને પગે પડયો. તેના શરીરમાંથી અત્યારે દિવ્ય તેજ ઝગારા મારતું હતું. જ્યારે જ્યારે મહાપ્રભુને ભગવદ્‌આવેશ આવતો ત્યારે હમેશાં આવા પ્રકારનું તેજ તેમના શરીરમાંથી નીકળતું. કેશવ ભારતી ચમકયા. તેમણે પૂછયું,

* ગૌરાંગ પ્રભુનું મુંડન કરતાં કરતાં હજામને એવો પ્રેમાવેશ થઈ આવ્યો કે તે પણ મ્હોટેથી રડી પડયો.

"બાપુ! તું કોણ છે? શા વાસ્તે મને પ્રણામ કરે છે?" મહાપ્રભુએ કહ્યું, "મારૂં નામ નિમાઈ. હું તમારે શરણે આવ્યો છું. મને સંસાર-સમુદ્રની પાર લઇ જાઓ, પ્રભો!"

મહાપ્રભુને જોતા વારને જ આ વૃદ્ધ તાપસના હૃદયના કોમળમાં કોમળ ભાવો ઉછળી આવ્યા અને આવા કોમળ, આવા રૂપવાન યુવાનને સંન્યાસદીક્ષાનું કઠોર વ્રત મારાથી લેવડાવાય જ કેમ એવી ધડમથલ થવા લાગી. સંન્યાસીઓનું જીવન કેટલું કઠોર છે, કેવા કેવા આકરા નિયમો પાળવા પડશે એ સર્વનું વર્ણન કરીને તેણે મહાપ્રભુને સંન્યાસી થવાનો વિચાર માંડી વાળવાને ખૂબ સમજાવ્યા. એ ઉપાય નિષ્ફળ ગયો ત્યારે તેણે કહ્યું કે તમારે વૃદ્ધ માતા છે, તરુણ પત્ની છે. તેમની રજા વગર તમારાથી સંન્યાસ લઈ શકાય નહિ. આમાં પણ ભારતીજીનું કશું ચાલ્યું નહિ, કારણ કે તેમની બધાની અનુમતિ લઇને જ મહાપ્રભુ સંન્યાસ લેવા આવ્યા હતા.

આ રકઝક ચાલતી હતી તેવામાં નવદ્વીપથી નીકળેલા ભકતો ત્યાં આવી પહોંચ્યા. તેમને મહાપ્રભુએ પ્રસન્નવદને આવકાર આપ્યો. તેમને જોતાં જ ભકતો પોતાનો શોકસંતાપ ભૂલી ગયા; અને હમેશાં બનતું પણ તેમજ. મહાપ્રભુની દૃષ્ટિ જેના ઉપર પડતી તેના હૃદયમાં પ્રેમાનંદનું પાતાળ ઝરણું ફૂટી નીકળતું. પછી ભકતોને સંબોધીને તે બોલ્યા, "મારા જીવનના આ અતિ મહત્ત્વના પ્રસંગે તમે આવી પહોંચ્યા તે ઘણું જ સારૂં કર્યું. આવતી કાલે તો હું સંસારનાં બંધનોથી મુકત થઇ જઈશ અને મારા પ્રિયતમ કૃષ્ણને મળવા દોડી જઈશ." આટલું બોલતાં તેમનાં મુખ અને નેત્ર અવર્ણનીય આનંદની આભાથી ચળકી ઉઠયાં. પછી કહ્યું, "ભાઇ મુકુન્દ! ચાલ ત્યારે કૃષ્ણકીર્ત્તનનું એકાદ પદ ગા." મુકુન્દે ગાવા માંડયું અને મહાપ્રભુનો આનંદ હૈયામાં સમાઇ ન રહેવાથી તેમણે નૃત્ય આરંભ્યું.

મહાપ્રભુની હાજરીથી ત્યાં આગળ જોતજોતામાં લોકોનું મ્હોટું ટોળું ભેગું થઈ ગયું. દક્ષિણ ભારતના પ્રવાસ દરમ્યાન જ્યાં એમને કોઇ ઓળખતું ન હતું તેવાં સ્થાનોમાં પણ તેમની તરફ લોકો ખેંચાઇ આવતા. એ ટોળું ક્રમે ક્રમે વધવા લાગ્યું અને બપોર પહેલાં તો અસંખ્ય મનુષ્યોની મેદની જામી ગઇ. સૌને ભક્તિનો ચેપ લાગ્યો. તેમણે પોતાનાં ઘરબાર તથા કુટુંબકબીલાને વિસારે મૂકયાં અને આ જગત્માં પ્રેમ અને આનંદ સિવાય જાણે બીજું કશું જ તેઓ દેખતા ન હોય તેમ હર્ષોન્મત્ત બનીને મહાપ્રભુની સાથે નૃત્ય કરવા લાગ્યા. અને એ પ્રમાણે આ વિશાળ જનસંઘ આખો દિવસ ને રાત સંકીર્ત્તનોમત્ત બનીને નાચતો જ રહ્યો. આ રીતે ગંગાના કિનારા ઉપર ભક્તિનો જે પ્રબળ તરંગ ઉત્પન્ન થયો તેની લહરીઓ ચારે દિશાએ પ્રસરી ગઇ અને હજારો સ્ત્રી પુરૂષોનાં હૃદય ભક્તિ તરફ વળવા લાગ્યાં.

રાત્રિ પૂરી થઇ અને પ્રભાત થવા આવ્યું. ભારતીએ સંન્યાસ લેવાની વિરુદ્ધમાં જે જે વાંધા બતાવ્યા તે બધાના મહાપ્રભુએ સંતોષકારક ઉત્તર આપ્યા. તેણે છેવટે એમ પણ કહ્યું કે જેને તમારા જેવી અપૂર્વ ભકિત અને કૃષ્ણાનુરાગ હોય તેને સંન્યાસ-દીક્ષાની જરૂર જ શી ? તમે તો સાક્ષાત્ કૃષ્ણ હોઇ બ્રાહ્મણને વેશે મારી આગળ આવ્યા છો; તમારા ગુરુ થવાનું સાહસ મારાથી થાય જ કેમ ? પણ મહાપ્રભુએ પોતાની જીદ મૂકી નહિ. લોકોએ પણ તેમને સમજાવવામાં મણા ન રાખી. સ્ત્રીઓને તો ઘણું જ લાગી આવ્યું. જાણે પોતાનો જ પુત્ર સંન્યાસી થતો હોય તેવું દુઃખ તેમને થવા લાગ્યું. સૌની આંખોમાંથી ચોધાર આંસુ વહેતાં હતાં. કેટલાંએ સ્ત્રીપુરુષો જેને જેમ આવડે તેમ મહાપ્રભુને ઘેર જવાને સમજાવતાં હતાં. મહાપ્રભુ તેમના તરફ એવી કરુણાભરી નજર કરતા કે તેમની બધી દલીલો વ્યર્થ બની જતી અને તેમનાં જ હૃદયમાં વૈરાગ્યનો ઉદય થઇ જતો.

આખરે કેશવ ભારતીએ સંન્યાસદીક્ષા આપવાનું કબૂલ કર્યું ત્યારે લોકોએ રડારોળ કરી મૂકી. કેટલાક જડવત્ બની ગયા. કેટલાક જમીનપર પછાડા મારવા લાગ્યા. કેટલાકની આવી ઉન્મત્ત અવસ્થા ઘણા દિવસ સુધી રહી. આ રીતે સંન્યાસી બનતાં બનતાં જ મહાપ્રભુએ ઘણાંનાં ચિત્તને વિશુદ્ધ કરીને ત્યાં ભક્તિનું બીજ રોપ્યું. ભારતીજીના સંમતિસૂચક શબ્દો ભક્તોના કાનને વજ્રનિનાદ જેવા સંભળાયા. તે વૃદ્ધ, વીતરાગ તાપસનું દિલ પણ દ્રવી ગયું. આ બધા જનસમુદાયમાં જો કોઇ પણ અતિ પ્રસન્ન હોય તો એકલા મહાપ્રભુ. તેમણે કૃતજ્ઞતા પૂર્વક ભારતીજીને પ્રણામ કર્યાં અને હાથ જોડીને સૌને કહ્યું, " માતાઓ અને પિતાઓ !. મને એવો આશીર્વાદ આપો કે હું કૃષ્ણની પ્રાપ્તિ કરૂં, તે નયનાનંદને જોઇને નેત્રને કૃતાર્થ કરૂં." તેનો જવાબ લોકોએ ઉચ્ચ ક્રન્દન અને અશ્રુપાત વડે આપ્યો.

હવે સંન્યાસદીક્ષાની તૈયારી કરવાનો વખત થયો હતો. કોઇ સ્ત્રી સતી થતી હોય ત્યારે જેમ તેનાં સગાં સંબંધીઓ રડતાં જાય અને લાકડાં, ઘી વગેરે સામગ્રી આણતાં જાય તેમ આજે લોકો સંન્યાસદીક્ષાને માટે જરૂરની વસ્તુઓ લાવી લાવીને ભારતીજીના આશ્રમના ચોકમાં એકઠી કરવા લાગ્યા. પછી મહાપ્રભુને મુંડન કરાવવાનો સમય થયો. તેમના કાળા ભ્રમર જેવા સુંદર સ્નિગ્ધ વાળને સંસારમાંથી મુક્તિની નિશાની તરીકે મૂંડી નાખવાનો ક્રૂર વિધિ કરવા હજામ આવ્યો તો ખરો, પણ તેણે ચોકખી ના પાડી. તેણે કહ્યું કે મેં ઘણાંએ માથાં મૂંડયાં છે, પણ આવા કોમળ કેશ મેં કદી જોયા નથી. મારાથી એ નિષ્ઠુર કામ નહિ જ થાય. મહાપ્રભુએ તેને પણ વિનવ્યો અને લલચાવ્યો કે " ભાઇ ! મને સંસારમાંથી મુક્તિ અપાવ અને તેના પુણ્યે તને સ્વર્ગ મળશે." હજામ કહે " નારે, મહારાજ, ભલે હું અને મારી સાત પ્હેડી નરકે જઇએ

પણ તમારે માથે હું અસ્ત્રો નહિ અડકાડું." લોકોએ હર્ષનાદ કરીને તેને ધન્યવાદ આપ્યો. પણ જેમણે સગી માતા અને પત્ની પાસેથી રજા મેળવી હતી તે કાંઇ હજામથી ખાળ્યા ખળે ખરા ? આખરે મહાપ્રભુએ તેનું મન પલાળ્યું અને તે મુંડન કરાવવા બેઠા.

તેમને પોતાને માટે તો આ અપૂર્વ આનંદનો અવસર હતો અને મુંડન કરાવતાં કરાવતાં તેમને એટલો આનંદ થવા લાગ્યો કે વારંવાર ઉઠી ઉઠીને નૃત્ય કર્યા વગર કેમે કર્યું રહેવાય જ નહિ. વળી હજામને તેમના આનંદનો ચેપ લાગ્યો એટલે તે પણ હજામત પડતી મૂકીને નાચવા ઉઠે. એમ મહાપ્રભુ અને હજામ બેઉ કોઇવાર વારા ફરતી, કોઈવાર એક સાથે નૃત્ય કરવા લાગ્યા. એમ કેટલીએવાર પછી મુંડનવિધિ પૂરો થયો એટલે મહાપ્રભુ અને તેમની સાથે બધા લોકો ગંગાસ્નાન કરવા ગયા. સ્નાન કરી રહ્યા પછી તેમને ભારતીજીએ બે ભગવાં વસ્ત્ર પહેરવા આપ્યાં અને તે પહેરીને મહાપ્રભુ મંત્રદીક્ષા લેવા બેઠા.

પછી કેશવ ભારતીએ તેમના કાનમાં મંત્ર સંભળાવ્યો અને "કૃષ્ણચૈતન્ય" કહીને તેમનું સંબોધન કર્યું. એક ક્ષણવારમાં નવીન સંન્યાસીનું નામ જનસંઘના જાણવામાં આવી ગયું એટલે ચારે દિશાએથી "કૃષ્ણચૈતન્યનો જય હો" ના પોકારથી આકાશ ગાજી રહ્યું. હવે તે નિમાઇ પંડિત મટી ગયા, અને સંન્યાસી કૃષ્ણચૈતન્ય થયા. શચીનો દુલાલ, વિષ્ણુપ્રિયાનો પ્રાણવલ્લભ, ભક્તોનો હૃદયેશ્વર આજે ગૃહત્યાગી પરિવ્રાજક બની ગયો. ચારસો વર્ષ પછી પણ અત્યારે એ પ્રસંગનાં* કરુણ પદો વૈષ્ણવ સાધુઓ

---

શ્રીરાગ.

* હરિ હરિ એ બડો વિસ્મય લાગે મને.
જિનિ નવ જલધર પૂર્વે જાર કલેવર,

ગાય છે અથવા ગિરીશચંદ્ર ઘોષના રચેલા "નિમાઈ સંન્યાસ" નાટકનો અભિનય થાય છે ત્યારે આસપાસનું વાતાવરણ કરુણ રસથી ભરાઇ જાય છે. કેટલાક શ્રોતાઓને મૂર્છા આવી જાય છે અને કેટલાકના હૃદયમાં ભક્તિ અને વૈરાગ્યનાં બીજ સદાને માટે

---

સે એવે ગૌરાંગ ભેલો કેને ? ધ્રુવ.
શિખિપુચ્છ ગુંજા વેડા મનોહર જાર ચૂડા
સે મસ્તક કેશશૂન્ય દેખિ.
જાર બાંકા ચાહનિતે મોહે રાધિકાર ચિતે
એવે પ્રેમે છલછલ આંખિ.
સદા ગોપગોપી સંગે વિલસયે રસરંગે
એવે નારીનામ ના શુનય.
ભુજ જુગે બંશી ધરિ આકર્ષયે વ્રજનારી
સેઈ ભુજે દંડ કેને લય ?
પિયલ પાટેર ધટી શોભા કરે જાર કટિ
તાહે કેને અરુણ વસન ?
ના પાઇયા ભાવેર ઓર બલરામદાસ ભોર
વિષાદ ભાવયે મને મન.

કૃષ્ણનો વર્ણ મેઘના જેવો શ્યામ હતો તે આજે ગૌર શાથી થયો હશે ? જેને માથે મયૂરનાં પિચ્છ અને ગુંજા માલા શોભતાં તેનું મસ્તક કેશ વગરનું શા માટે ? જેના કટાક્ષ વડે રાધા મોહ પામતી તેની આંખોમાં આજે પ્રેમાશ્રુ શાને ? જે ગોપગોપીની સાથે વિલાસ કરતો તે આજે સ્ત્રીનું નામ પણ ન સાંભળે તેનું કારણ શું ? જે મુરલી વગાડીને વ્રજની સ્ત્રીઓને આકર્ષતો તેણે આજે દંડ શા માટે ધારણ કર્યો હશે ? જે પીળા પીતાંબર પહેરતો તેની કેડે આજે ભગવો અંચલો જ શા માટે ?

રોપાઈ જાય છે. જો વાચક પોતાની કલ્પના વડે ચોવીશ વર્ષના પરમ સુંદર, દિવ્ય તેજોમંડિત યુવાનનું ચિત્ર નજર આગળ ખડું કરે, અગાધ વિદ્યા, અને વિશાળ કીર્તિ મેળવ્યા પછી તેમને અતિ તુચ્છ ગણીને ફાટેલ ચીંથરાની માફક ફગાવી દેતા તે યુવકને જુએ, તેની વૃદ્ધ માતાના, પ્રેમાળ પત્નીના અને અનુરકત ભકતોના વિલાપના ભણકારા સાંભળે અને કેડે લંગોટી વાળીને હાથમાં દંડ કમંડલુ લઇને પોતાની આગળ હરિનામની ભિક્ષા માગતો કલ્પે તો તેને પણ આ કરુણ રસની લહરીનો સ્પર્શ થયા વિના નહિ જ રહે. હવે મહાપભુ સંન્યાસીના વેશે ડુસકાં ભરતા લોકોને સંબોધીને અતિ કરુણ સ્વરે બોલ્યા, "માતાઓ અને પિતાઓ! સંન્યાસી તરીકે તમારી પાસે ભિક્ષા માગવાનો મારો અધિકાર છે. હું એટલી જ ભિક્ષા માગું છું કે તમે કૃષ્ણને કદી પણ વિસરશો નહિ." લોકસમુદાયે જવાબ આપ્યો, "કદી નહિ, કદી નહિ."

પછી તેમણે ગુરુને પ્રણામ કરી લીધા. રડતા કકળતા ભકતો તરફ ફરીને કહ્યું, "સૌ કૃષ્ણનું ભજન કરજો અને મારી માતાને સાંત્વન આપજો." અને પછી "ઓ પ્રિયતમ! ઓ કૃષ્ણ! ઓ કૃષ્ણ! આ ક્ષણે જ તારી પાસે દોડયો આવું છું," એવો ઉદ્ગાર કહાડીને તેમણે પ્રેમોન્મત્ત દશામાં વૃન્દાવન તરફ દોડવા માંડયું. લોકોએ પણ તેમની પૂંઠ લીધી પણ તે તો ખૂબ આગળ નીકળી ગયા. ધીમે દોડવાની લોકોની વિનતિને તેમણે લક્ષમાં ન લેતાં પૂર વેગે દોડવા માંડયું. માત્ર એક જ વાર સૌને ઘેર જઇને કૃષ્ણનું ભજન કરવાની શીખામણ દેવા પાછું ફરીને જોયું અને પછી પૂરપાટ દોડી ગયા. લોકો પણ ગાંડા જ બની ગયા હતા તેથી તેઓ થાકીને પૂરેપૂરા અશકત થતા સુધી દોડયા અને મહાપ્રભુ ઝાડીમાં અદૃશ્ય થઇ ગયા ત્યારે જ નિરાશ થઇને પાછા વળ્યા.

આ પ્રસંગનું સ્મરણ આજે ચારસો વર્ષ પછી પણ તાજું જ રહ્યું છે અને જ્યાં આગળ મહાપ્રભુએ સંન્યાસ લીધો ત્યાં તેમની કેશસમાધિ હજી જોવા આવનારને તેની યાદ આપે છે.

---

## પ્રકરણ ૧૭મું.

### પ્રગાઢ કૃષ્ણચેતના

આ પ્રમાણે પ્રેમોન્મત્ત અવસ્થામાં મહાપ્રભુ વૃન્દાવન તરફ દોડયા જ ગયા, અને તે દોડવા માંડે ત્યારે કોની મગદૂર કે તેમની બરોબરી કરી શકે? તેમણે ઘેર છેલ્લું ભોજન લીધું હતું તે જ. ત્યાર પછી બે દિવસમાં તેમણે અન્નનો દાણો ચાખ્યો ન હતો. તો પણ પોતાના પ્રાણેશ્વર કૃષ્ણને મળવાને માટે પોતે દોડયા જાય છે એ વિચારથી તેમને એટલું બળ મળતું હતું કે તેમને શ્રમ અને ભૂખ લગારે દાખવતાં ન હતાં. ઘણી જ મુશીબતે ભક્તો તેમને પોતાની દૃષ્ટિમર્યાદાની બહાર જવા દેતા નહિ. પણ તે બાપડાઓનું બળ પળે પળે ક્ષીણ થતું જતું હતું. તેઓ પણ બે દિવસના ઉપવાસી હતા, છતાં તેઓ ગમે તેમ કરીને દોડયા જતા હતા. આ પ્રમાણે મહાપ્રભુ અને તેમના ભક્તો હાલ જેને વર્દ્ધમાન (બરદ્વાન) કહે છે તેનાં જંગલોમાં દોડયા ગયા.

પણ હવે મહાપ્રભુની બાહ્યચેતના ધીમે ધીમે ઓછી થવા લાગી હતી; અને તેટલા જ પ્રમાણમાં કૃષ્ણચેતના ગાઢ બનતી હતી. આને પરિણામે તેમની કર્મેન્દ્રિયો તેમના ધર્મ બજાવતી બંધ થવા લાગી. તેમને શ્રમ, ભૂખ, તરસ, ઉજાગરો, એમાંનું કશુંએ જણાતું નહતું. કેવળ યંત્રની માફક તેમનો દેહ દોડયો જતો હતો.

તેમની વૃત્તિઓ કૃષ્ણમાં લય પામવા આવી હતી. પાછળ રહ્યા રહ્યા ભક્તો તેમને મ્હોટે સાદે બોલાવતા પણ સાંભળે જ કોણ ? નિત્યાનંદ જે સૌથી આગળ દોડતા હતા તેમણે મહાપ્રભુને કેટલાંએ પ્રેમપૂર્ણ સંબોધનો કર્યાં પણ તેમની કર્ણેન્દ્રિય કામ કરતી બંધ પડી ગઇ હતી તેથી તેમણે કશુંએ સાંભળ્યું નહિ. એટલામાં અંધારૂં થવા આવ્યું. દિવસનો છેલ્લો પ્રકાશ અન્ધકારમાં વિલીન થવા લાગ્યો. તેવામાં મહાપ્રભુ એટલા આગળ નીકળી ગયા કે ભક્તો તેમને જોઈ શકયા નહિ. બિચારા ભક્તો હતાશ થઇ ગયા. તોપણ તેઓ માર્ગની આજુબાજુનાં ગામડાંમાં શોધી વળ્યા. બધે પૂછપરછ કરી, પણ કશોએ પત્તો લાગ્યો નહિ. બધે ગાઢ અંધકાર છવાઈ રહ્યો હતો અને ભક્તોનાં હૃદયમાં તેથીએ વધારે ગાઢ અંધકાર વ્યાપ્યો હતો. છેવટે તેઓ મહાપ્રભુને ફરીથી જોવાની આશા છોડી બેઠા. એવામાં તેમણે દૂરથી કોઇનું કરુણ ક્રન્દન સાંભળ્યું. અરે ! એ તો મહાપ્રભુનો જ અવાજ ! તીરને વેગે તેઓ તે શબ્દની દિશા તરફ દોડયા, અને શું જોયું ? એક ઝાડની નીચે લમણે હાથે દઇને મહાપ્રભુ બેઠા હતા અને પત્થરને પીગળાવે એવા કરુણ સ્વરથી કૃષ્ણને માટે કલ્પાંત કરતા હતા. ત્રણ જ દિવસ અગાઉ તે પોતાને ઘેર પત્નીના પ્રેમોચ્છ્વાસથી મઘમઘી રહેલા નરમ બિછાનામાં સૂતા હતા. આજે તે ઝાડ નીચે બેઠા હતા. શિયાળાની ઠંડીથી શરીરનું રક્ષણ કરવા માટે વસ્ત્રના એક ટૂકડા ઉપરાંત બીજું કશુંએ પાસે ન હતું. ત્રણ દિવસના ઉપવાસ થયા હતા. પાણીનું એક ટીપું પણ ગળે ઉતાર્યું ન હતું. આટલું છતાં પણ શરીરનું કોઈ પણ પ્રકારનું કષ્ટ તેમના ચિત્તને કૃષ્ણના ધ્યાનમાંથી ખસેડી શકતું ન હતું. આવી પ્રગાઢ કૃષ્ણચેતનાનું દર્શન આજે તેમણે જગતને કરાવી દીધું.

ભક્તો તેમની સામે જ ઉભા હતા. પણ તેની તેમને કશી એ ખબર પડી નહિ. થોડીવાર પછી વળી પાછું તેમણે ઉઠીને દોડવા

માંડયું અને વળી પાછા તે ભકતોની દષ્ટિમર્યાદાની બહાર નીકળી ગયા હોત; પરંતુ તેમની કર્ણેન્દ્રિયની સાથે નેત્રો પણ કામ કરતાં બંધ થઈ ગયાં. કીકીઓ ઊંચી ચડી ગઇ અને ડોળાનો થોડોક ધોળો ભાગ જ ઉઘાડો રહ્યો. આથી તેમને પગ વડે રસ્તો શોધી શોધીને ચાલવું પડયું અને તેમ કરતાં તે વારંવાર લથડીઆં ખાવા લાગ્યા. આ દશ્ય જોઇને ભકતોનાં હૃદય ચીરાઈ જતાં. નિત્યાનંદ તેમની નજીક જ ચાલવાનો પ્રયત્ન કરતા અને તે લથડીયું ખાવા માંડે કે તરત તેમને સમાલી લેતા. રસ્તામાં ઝાડ આડાં અવળાં પડયાં હતાં. ઉંડા ખાડા અને કોતરો હતાં. તેથી નિત્યાનંદની અત્યંત કાળજી છતાં મહાપ્રભુ ઘણીવાર પડી ગયા અને તેમના શરીરને ઘણું વાગ્યું પણ ખરૂં. તે છતાં પણ તેમની કૃષ્ણચેતના ઓછી થઇ નહિ. આ પ્રમાણે વળી બીજો એક આખો દિવસ ગયો.

દષ્ટિ બંધ થઇ ગઇ ત્યાર પછી તેમની ગતિ અત્યંત ધીમી પડી. તેમ એક જ દિશ એ જવાનું તેમનાથી ન બન્યું. તે રસ્તો ચૂકયા અને ઘડીકમાં ઉત્તર તરફ તો ઘડીકમાં દક્ષિણ તરફ જવા લાગ્યા. ત્રીજે દિવસે તો તે બરાબર નવદ્વીપની તરફ જ જતા જોવામાં આવ્યા. ભકતોને હવે હિંમત આવી હતી અને તેઓ તેમની લગોલગ જ ચાલ્યા કરતા હતા. પણ તેમનું લક્ષ ખેંચવાની હજી ભકતોની હિંમત ચાલતી ન હતી. તેમને ડર એ હતો કે રખેને તે પૂરેપૂરા શુદ્ધિમાં આવી જાય અને પાછા પહેલાંની માફક દોડવા માંડે. મહાપ્રભુના મનમાં એકજ સુખદ વિચાર રમી રહ્યો હતો કે હું વૃન્દાવન જાઉં છું અને ત્યાં જઇશ એટલે મને કૃષ્ણનો મેળાપ થશે. પછી બસ, હું મારૂં બાકીનું જીવન કૃષ્ણની સેવામાં વીતાડી દઇશ. આવી જ મતલબનો * ભાગવતનો એક શ્લોક બોલતા બોલતા તે જતા હતા.

* ભાગવત, ૧૧-૨૩-૧૫૩.

એવામાં એક સરસ પ્રસંગ ઉભો થઇ ગયો. રસ્તાની બાજુએ કેટલાક ગોવાળીઆના છોકરા ગાયો ચારતા હતા. મહાપ્રભુને જોઇને તેમનાથી "હરિ હરિ" એવું બોલી જવાયું. તેમના દર્શનથી બધાના મુખમાંથી અનિચ્છાએ પણ હરિનામ નીકળી જતું. તેમણે મધુર હરિનામ સાંભળયું અને મુરલીનાદ થતાં હરિણ કે સર્પ મંત્ર-મુગ્ધ બનીને ઉભાં રહે તેમ તે ઉભા રહી ગયા. ભક્તોના પોકાર જેમની કર્ણેન્દ્રિયને પહોંચી શકતા ન હતા તેમને કર્ણરસાયન સમા હરિનામે સાવધ કર્યા. તેમણે ગોપબાળ તરફ અમીદષ્ટિ કરીને કહ્યું, "કલ્યાણ થજો તમારૂં! આજ બે બે દિવસ થયાં મારા કાન હરિનામ સાંભળવા તરસ્યા હતા. આજે તમે મારા કાનમાં અમૃત રેડયું. કોણ છો તમે? તમે વૃન્દાવનના જ ગોવાળીઆ હશો; નહિ તો તમારે હોઠે હરિનામ આવે ક્યાંથી?" પોતે વૃન્દાવનથી ઝાઝા દૂર નથી એવા જ ખ્યાલ તેમના મનમાં હતો તેથી તેમણે ફરીથી કહ્યું, "ભાઇઓ, મને વૃન્દાવનનો ટૂંકામાં ટૂંકો રસ્તો બતાવશો?" આ તક સાધીને નિત્યાનંદે મહાપ્રભુ ન જોઇ શકે તેમ ગોવાળીઆઓને ઇસારત કરી કે શાંતિપુરનો રસ્તો બતાવજો. તેઓ સમજી ગયા અને તેમના કહેવા પ્રમાણે હજી અર્ધશુદ્ધિમાં આવેલા મહાપ્રભુએ શાંતિપુરને રસ્તે ચાલવા માંડયું.

નિત્યાનંદે પછી ચન્દ્રશેખરને એક બાજુએ લઇ જઇને કહ્યું કે તમે દોડતા શાંતિપુર જાઓ અને અદ્વૈત આચાર્યને ખબર આપો કે શાંતિપુરને સામે કિનારે હોડી લઇને હાજર રહે. હું મહાપ્રભુને ગમે તે ઉપાયે છેતરીને ત્યાં આગળ લઇ આવીશ.

આટલું કર્યા પછી નિત્યાનંદે મહાપ્રભુની આગળ જઇને તેમની સામે ઉભા રહેવાનું સાહસ કર્યું. પણ હજી તેમને પૂરેપૂરૂં દેહનું ભાન આવ્યું ન હતું, તેથી તેમણે પૂછ્યું કે તમે કોણ છો? તમને

અગાઉ દીઠા હોય એમ લાગે છે. તેમણે યાદ કરવાનો પ્રયત્ન પણ કર્યો. પરંતુ નિત્યાનંદે જ કહ્યું, "મને તમે ન ઓળખ્યો ? જેને તમે પોતાનો મ્હોટો ભાઇ કહેતા આવ્યા છો તે ભાગ્યહીન નિતાઇ હું જ." પોતે વૃન્દાવન જાય અને નિતાઇ પણ સાથે ! મહાપ્રભુ તો ખુશ ખુશ થઇ ગયા. તેમણે કહ્યું, "વાહ ! તમે પણ વૃન્દાવન આવો છો ? આપણે બેઉ સાથે કૃષ્ણનું ભજન કરીશું. ભારે મજા પડશે, હો !" નિત્યાનંદને ડર લાગ્યો કે રખેને કૃષ્ણની વાત નીકળતાં પાછી મહાપ્રભુને પહેલાંના જેવી કૃષ્ણચેતના આવી જાય અને બધી બાજી બગડી જાય. તેથી તેમણે તેમના મનને બીજા વિષયમાં વાળવાનો યત્ન કર્યો. તેમણે જવાબ આપ્યો કે આપણે એકવાર ત્યાં જઇએ તો ખરા. ત્યાં ગયા પછી નિરાંતે ખાઇ પીને તાજા થઇએ. પછી શું કરવાનું છે તે જોઇ લેવાશે. થોડીવાર તો મહાપ્રભુ બોલ્યા વગર રહ્યા. પણ વળી પૂછ્યું, "ત્યારે, ભાઇ, હવે વૃન્દાવન કેટલું રહ્યું ? ત્યાં આપણને કૃષ્ણનો મેળાપ થશે કે નહિ ?" નિત્યાનંદે કહ્યું, "હવે આવવાની તૈયારીમાં; ચાલો તો ખરા." એમ કહીને પોતે આગળ થયા.

હવે ખૂબ દૂર સુધી નજર પહોંચાડીને જોતાં ગંગાનો વિશાળ પટ ઝાંખો ઝાંખો દેખાવા લાગ્યો અને નિત્યાનંદના પગમાં જોર આવ્યું. મહાપ્રભુ અત્યાર સુધી મૂંગા રહ્યા હતા તેમણે વળી પાછો સવાલ કર્યો, "પણ મને કહો તો ખરા કે વૃન્દાવનથી આપણે કેટલે છેટે છીએ." નિત્યાનંદે ગંગાના પ્રવાહ સામે આંગળી ચીંધીને કહ્યું, "જુઓ, પેલી જમુના દેખાય !" મહાપ્રભુ તો ગાંડા ઘેલા થઇ ગયા અને હે જમુને ! હે જમુને ! કરતા દોડયા પણ હવે નિત્યાનંદને કશી ફિકર ન હતી.

ગંગાને જમુના માનીને મહાપ્રભુએ એકદમ પાણીમાં ભુસકો માર્યો. પાસેજ અદ્વૈત આચાર્ય ઉભા હતા પણ યમુનાસ્નાનથી

હર્ષોન્મત્ત બનેલા મહાપ્રભુને આસપાસ નજર કરવાનું ભાન જ શાનું હોય ? આચાર્યે તેમને પગે પડીને કહ્યું, "મારા પ્રભુ ! આપ ભીનું કૌપીન બદલીને કોરું પહેરશો ?" હવે તેમણે આચાર્યને ઓળખ્યા અને પૂછ્યું, "આ શું ? કોણ આચાર્ય ? તમે પણ અહિં ? આ બધું છે શું ? નિત્યાનંદ વૃન્દાવન આવવા નીકળયા અને તમે પણ ?" અદ્વૈતે કિનારે ઉભેલા નિત્યાનંદ તરફ જોયું અને તેમની આંખની ઇસારતથી સમજી ગયા કે તે ભારી ચાલાકી કરીને મહાપ્રભુને શાંતિપુર તરફ વાળી લાવ્યા છે. તેથી તે બોલ્યા, "પ્રભો ! તમે જ્યાં હો ત્યાં વૃન્દાવન જ છે ને ?"

હવે મહાપ્રભુનું ચિત્ત તેમની બાહ્ય ઇન્દ્રિયોમાં ખેંચાઈ આવ્યું. તેમણે આસપાસ જોયું તો નિત્યાનંદનું તર્કટ સમજાઇ ગયું. પોતે જમુનાને કિનારે નહિ પણ શાંતિપુરને સામે કિનારે ગંગાના ઘાટ ઉપર જ ઉભા હતા અને નવદ્વીપથી માત્ર ત્રણ ચાર ગાઉને જ અંતરે હતા એ બધું જાણી લીધું. તેમના મુખ ઉપરથી નિરાશાનું શ્યામ વાદળ પસાર થઈ ગયું પણ નિત્યાનંદ દોડીને તેમને પગે પડયા અને બોલ્યા, "પ્રભુ ! અમારા ઉપર જરા તો દયા લાવો. તમારા ભક્તો શોકથી મરવા જેવા થઇ ગયા છે. જરા તેમનાં દયામણાં મ્હોડાં તો જુઓ. શાંતિપુર પધારો અને મરવા પડેલાને જીવન આપો." અદ્વૈતે પોતાના તરફથી પણ જે કહેવું ઘટે તે કહ્યું. તેથી મહાપ્રભુ શાંતિપુર જવા કબૂલ થયા.

---

## પ્રકરણ ૧૮ મું.



## મહાપ્રભુ શાંતિપુરમાં.

પાંચ દિવસના ઉપવાસ પછી મહાપ્રભુએ મ્હોડે અન્ન અડકાડયું અને તેમના ભકતો પણ જમ્યા. જમી રહ્યા પછી અદ્વૈત આચાર્યે ખૂબ આગ્રહ કરીને મહાપ્રભુને પલંગ ઉપર સૂવાડયા. સંન્યાસી તરીકે હવે પલંગ અને નરમ બિછાનું તેમને માટે ત્યાજ્ય છે એવી તેમની દલીલને અદ્વૈતે ગણકારી જ નહિ. મહાપ્રભુ પણ તેમની ઇચ્છા વિરુદ્ધ ન ગયા. પણ જ્યારે તેમણે પગ દાબવા માંડયા ત્યારે તો તેમને ચોકૂખી ના પાડવી જ પડી.

સાંજે શાંતિપુરના ભકતો તેમનાં દર્શને આવ્યા અને કીર્તનનો આરંભ કર્યો. આજે અદ્વૈતનો આનંદ માતો ન હતો. તેમના હૃદયેશ્વર જેમને ફરી મળવાની આશા જ ન હતી તે જ હાલ્યા ચાલ્યા તેમને જ ઘેર આવ્યા પછી આનંદનું પૂછવું જ શું ? તેમણે એક પ્રાચીન પદ ઉપાડયું અને નૃત્ય કરવા માંડયું:

કિ કહવો રે સખિ આનંદ ઓર ?
ચિર દિને માધવ મંદિરે મોર.

પરંતુ મહાપ્રભુને આવી ભાવનાવાળા પદને માટે રુચિ ન હતી. તેમનું હૃદય તો કૃષ્ણવિરહથી જર્જરિત થઇ જતું હતું. તેથી જ્યારે તેમના કહેવાથી મુકુન્દ દત્તે રાધાની વિરહદશાનાં પદ ગાવા માંડયાં ત્યારે તેમના હૃદયમાં દબાઇ રહેલા ભાવે ઉછાળો માર્યો અને તેમને નૃત્ય કરવાની ઇચ્છા થઈ આવી. તેમણે નૃત્ય કરવા માંડયું એટલે તો થોડીવારમાં કૃષ્ણપ્રેમનું પૂર વહેતું થઇ ગયું. પણ તેમને લાંબા ઉપવાસ અને પરિશ્રમ પછી આરામની જરૂર છે એમ

જાણીને અદ્વૈત આચાર્યે ગાયન થંભાવ્યું અને મહાપ્રભુને આગ્રહ કરીને સૂવા તેડી ગયા.

રાત્રે નિત્યાનંદ તેમની પાસે ગયા અને હળવે હળવે વાત છેડી. નિત્યાનંદે કહ્યું, " મારે એક પ્રાર્થના છે." "શાની ?" મહાપ્રભુએ પૂછ્યું. નિતાઇ કહે, "તમારા નવદ્વીપના ભક્તો તમારા વગર ઝૂરી મરે છે. તમે રજા આપો તો હું તેમને અહિં તેડી લાવું. શચીમાતાની દશાનો તમે વિચાર કર્યો છે ? તેમને બધાંને એકવાર મળી લેવામાં તમને હરકત ન હોય તો મને નવદ્વીપ જવાની આજ્ઞા આપો." મહાપ્રભુએ થોડીવાર વિચાર કરીને કહ્યું કે જેમની મને મળવા ઇચ્છા હોય તેમને બધાંને ભલે તેડી લાવો પણ એકને નહિ. તે એક એટલે વિષ્ણુપ્રિયા એ તો ઉઘાડું જ હતું.

બીજે જ દિવસે નિત્યાનંદ નવદ્વીપ જવા ઉપડી ગયા. તે સીધા જ મહાપ્રભુને ઘેર ગયા. તેમને જોઇને શચીદેવી વ્હેલાં વ્હેલાં બહાર આવ્યાં. નિતાઇ કહે, "માતા ! તે મારી સાથે નથી. પણ શાંતિપુર છે. તમને સૌને ત્યાં તેડી જવા માટે હું આવ્યો છું."

મહાપ્રભુએ સંન્યાસ લીધો એવી ઉડતી વાત જે નવદ્વીપમાં ફેલાઇ ગઇ હતી તે નિત્યાનંદના આવવાથી સાચી ઠરી. આખું નગર ખળભળી ઉઠયું. આપણા લોકો સ્વાભાવિક રીતે ત્યાગ અને આત્મબલિદાનને પૂજતા આવ્યા છે; અને જ્યારે મહાપ્રભુ જેવો કોઇ રૂપવાન, વિદ્વાન, લબ્ધપ્રતિષ્ઠ યુવક સંસાર ત્યાગ કરે ત્યારે તો સૌ તેને ધન્યવાદ આપે એમાં સંદેહ શો ? તે ઉપરાંત શોકથી બેવડ વળી ગએલાં વૃદ્ધ શચીદેવી અને પુષ્પની કળી જેવાં વિષ્ણુ-પ્રિયા જે દુઃખના ભારથી પત્થરના મૂર્તિ જેવાં બની ગયાં હતાં તેમને જોઇને લોકોનાં હૃદયને ભારે અસર થઈ. જોત જોતામાં મહાપ્રભુની શેરી લોકોથી ભરાઇ ગઈ.

* જેમણે તેમને મારવાનો વિચાર કર્યો હતો તેઓ પણ આજે પોતાનું વૈર ભૂલીને આવી પવિત્ર ત્યાગમૂર્તિને જોવા ઉત્સુક થયા. મહાપ્રભુના આત્મબલિદાને તેમનાં હૃદયને નિર્વૈર બનાવી દીધાં, અને તેઓ તેમના ગુણો જ સંભારવા લાગ્યા. તે યુવાન પંડિતે કેશવ કાશ્મીરીનો પરાજય કરીને નવદ્વીપના પંડિતસમાજનું નાક જાળવ્યું હતું તે વાત યાદ આવી. તે કેવા નમ્ર હતા, મિલનસાર હતા, સૌના દુઃખે દુઃખી થતા તે બધું સાંભરતું ગયું. નવદ્વીપના તે ગૌરવરૂપ હતા અને ઓછામાં ઓછું કહીએ તો પણ આદર્શ ભક્ત તો હતા જ. જે નિમાઈ પંડિત થોડાજ દિવસ અગાઉ રાજકુમાર જેવા ફરતા તે આજે સર્વસ્વત્યાગી થયા! કેડે કૌપીન પહેરીને પરિવ્રાજક વેષે ઘેરે ઘેર માધુકરી માગતા થયા! આ બધું તેમને શા માટે કરવું પડયું? કારણ કે તેમને સંસારનાં સુખસાધનોનો ઉપભોગ કરતા જોઇને આપણે તેમની અવગણના કરીને તેમનો બતાવેલો કલ્યાણનો માર્ગ ગ્રહણ ન કર્યો. અરે! ત્યારે તો આપણે જ તેમને ઘરબાર વગરના કંગાલ ભિક્ષુક બનાવી દીધા. આપણે જ તેમના સુખી સંસારને આગ લગાડી. આપણે જ તેમની વૃદ્ધમાતાને પુત્ર વગરની અને તેમની સ્ત્રીને પતિ વગરની કરી દાધી! અરે! આપણાં જ પાપ ધોવાને વાસ્તે તેમણે સ્નેહના સંબંધોને તરછોડીને કઠોર સંન્યાસધર્મ સ્વીકાર્યો. ચાલો ત્યારે આપણે તેમની પાસે જઇને આપણા અપરાધની ક્ષમા માગીએ.

---

* કાંદયે નિંદુક સબ કરે હાય હાય,
એઇવાર નદીયા આઇલે ધરિબો તાર પાય.

વૃન્દાવનદાસ.

નિંદાખોર લોક પ્રશ્ચાત્તાપ કરવા લાગ્યા અને બોલ્યા કે જો તે હવે નવદ્વીપમાં આવે તો આપણે તેના ચરણ પકડીને ક્ષમા માગીએ.

આવા આવા ઉદ્‌ગાર જનસમુદાયમાંથી સંભળાવા લાગ્યા અને વારે ઘડીએ “ શચીકુમારનો જય,” “ નિમાઈ પંડિતનો જય, ” “પતિત પાવન અનાથના બેલી ગૌરાંગનો જય ” એવા વિવિધ પ્રકારના જયનાદ નવદ્વીપની શેરીએ શેરીએ સંભળાવા લાગ્યા; અને જ્યારે શચીદેવીને મિયાનામાં બેસાડીને તેમને શાંતિપુર લઈ જવા માટે ભક્તો તૈયાર થયા ત્યારે તેમની સાથે જવા માટે આખું નવદ્વીપ તૈયાર થયું એમ કહેવામાં જરાએ અતિશયોક્તિ નથી.

પણ નવદ્વીપના ભક્તો ત્યાં જઈ પહોંચે તે પહેલાં તો શાંતિપુર જનતાનો સમુદ્ર બની ગયું. મહાપ્રભુના સંન્યાસના સમાચાર ચારે દિશાએ ફેલાઈ ગયા. એક જ દિવસમાં આસપાસનાં બધાં ગામોના લોકોને જાણ થઈ ગઈ અને એ સમાચારે ઘણાનાં હૃદય ઉપર એવી જાદુઈ અસર કરી કે તેમને તેમની પતિતાવસ્થાનું ભાન થયું. તેથી જેમ માંદા માણસો કોઈ કુશળ વૈદ્યની પાસે દોડી જાય તેમ હજારો માણસો “અમારો ઉદ્ધાર કરો ” એવા પોકાર કરતા અદ્વૈત આચાર્યના ઘર આગળ એકઠા થયા અને એ ઉપરાંત હજી બીજા ચાલ્યા આવતા જ હતા.

“દર્શન આપો, દર્શન આપો” એવા ચાલુ પોકાર સાંભળીને મહાપ્રભુને અગાસીમાં આવવાની જરૂર પડી. ત્યાંથી સૌ તેમને ઘણી સારી રીતે જોઈ શક્યા. ભગવાં વસ્ત્રને લીધે તેમની સ્વાભાવિક ભવ્યતામાં ખૂબ વધારો થયો હતો. લોકો તેમને જોતાં ધરાતા ન હતા. બધી બાજુએથી આતુર નેત્રો તેમનું દર્શન કરીને આત્માની તરશ છીપાવતાં હતાં. તે વખતે દરેકને એવો અનુભવ થતો હતો કે જાણે ભગવાનની નિઃસીમ કરુણાની મૂર્તિ તેમની આગળ ઉભી છે અને સૌને પ્રેમબંધનથી બાંધી લે છે. મહાપ્રભુએ જમણો હાથ ઊંચો કરીને ગંભીર સ્વરથી “હરિબોલ” એવો ઉદ્‌ગાર કહાડ્યો કે

તરત જ હજારો કંઠમાંથી તેનો પ્રતિધ્વનિ નીકળ્યો અને આકાશ તે પવિત્ર ધ્વનિથી મુખરિત થઈ ગયું.

એટલામાં નવદ્વીપના ભકતો આવી પહોંચ્યા. તેમને માટે તરત જ જનસંઘે માર્ગ કરી આપ્યો. માતાને વંદન કરવા મહાપ્રભુ નીચે આવ્યા અને અપરાધી બાળકની માફક હાથ જોડીને નીચી દૃષ્ટિ કરીને માતાની આગળ ઉભા રહ્યા. તે મિયાનામાંથી બહાર આવ્યાં એટલે તેમણે પ્રણામ કરીને માતાના ચરણની રજ પોતાને માથે લગાડી. આ વખતે તે વૃદ્ધ શોકવિદ્ધ માતાના હૃદયને શું શું થયું હશે તેની વાચક કલ્પના કરી લે. જે થોડાક શબ્દો તેમણે પુત્રને કહ્યા તે ઉંડા દર્દથી ભરેલા હતા. તેના ઉત્તરમાં મહાપ્રભુએ કહ્યું, "લાગણીના વેગને વશ થઇને મેં સંન્યાસદીક્ષા લીધી છે તો પણ હું સદાએ તમારો જ રહીશ."

અદ્વૈત આચાર્યે મહોત્સવ કર્યો અને સૌને જમાડયાં. ત્રણ દિવસ સુધી દિવસે ભોજન મહોત્સવ અને રાત્રે કીર્તન મહોત્સવનો કાર્યક્રમ ચાલુ રહ્યો. તે આનંદમાં ભક્તો તેમનો શોક વીસરી ગયા અને થોડા જ દિવસ પછી વળી પાછો તેમને મહાપ્રભુનો લાંબો વિયોગ થશે એ વિચાર પણ તેમને આવી શકયો નહિ.

ચોથે દિવસે મહાપ્રભુએ ભક્તોને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "મેં મારી જનેતાને વચન આપ્યું છે કે હું તેની ઇચ્છા વિરુદ્ધ કામ નહિ કરૂં. તોપણ સંન્યાસ લીધા પછી કુટુંબની સાથે રહેવાથી સંન્યાસ ધર્મનો ભંગ થાય અને લોકનિંદાને પાત્ર થવાય. માટે ઉભય ધર્મ સચવાય એવો માર્ગ કહાડજો. માતા પાસે જાઓ અને હવે મને તે શી આજ્ઞા આપે છે તે જઇને પૂછી આવો."

ભકતો તો ખુશ ખુશ થઈ ગયા. તેઓ બધા એમ જ સમજતા હતા કે શચીદેવી વળી બીજું શું કહેવાનાં છે? તે તો

એમ જ ઇચ્છે કે નિમાઇ પાછા ઘેર આવે. પણ તે વૃદ્ધ માતાએ થોડીવાર વિચાર કરી લીધો અને પછી દૃઢતાસૂચક અવાજથી જવાબ આપ્યો. તેમણે કહ્યું, "નિમાઇને ઘેર તેડી જઇને શા માટે હું તેની ઉજ્જ્વલ કાંતિને કલંકિત કરૂં ? શા માટે હું તેની પાસે વ્રતભંગ કરાવું ? તેણે દીક્ષા ન લીધી હોત તો જૂદી વાત હતી. પણ જો તેણે દીક્ષા લીધી જ છે તો તેનું તેણે પાલન કરવું જ જોઇએ. માત્ર હું એટલું ઇચ્છું કે તે જગન્નાથપુરીમાં રહે; તેથી કરીને મને તેના સમાચાર મળતા રહેશે."

ભક્તોએ માતાની આજ્ઞા કહી સંભળાવી કે તરત મહાપ્રભુ દંડ કમંડલુ લઇને ઉભા થયા અને ચાલવા માંડ્યું. પણ તેઓ બધા સામટા કકળી પડ્યા તેથી તેમને રાજી કરવા માટે તેમણે બીજા સાત દિવસ રહેવાનું કબુલ કર્યું. આઠમે દિવસે મહાપ્રભુએ માતાને પ્રણામ કર્યાં. રડતા ભક્તોને આશ્વાસન આપ્યું અને વૈષ્ણવ સમાજનું રક્ષણ કરવાનો ભાર અદ્વૈત આચાર્યને સોંપીને પુરી જવા તૈયાર થયા. આ વખતે તેમણે નિત્યાનંદ, મુકુન્દ, જગદાનંદ તથા બીજા ભક્તોને પોતાની સાથે લીધા.

શચીદેવી બારણે ઉભાં ઉભાં ચાલ્યા જતા પુત્રની પૂઠ જોઈ રહ્યાં અને જ્યારે તે દેખાતા બંધ થયા ત્યારે જડવત્ બનીને જમીન પર ઢળી પડયાં.

———

## પ્રકરણ ૧૯મું.

—(૦)—

### જગન્નાથપુરીને રસ્તે.



ચલિલા નીલાચલે ગૌરહરિ,
દંડકમંડલુ શ્રીકરે ધરિ.

પ્રેમદાસ.

"હે જગન્નાથ! આ આવ્યો તમારી પાસે!" એવો આર્ત પોકાર કરીને મહાપ્રભુએ ચાલવા માંડયું અથવા દોડવા માંડયું એમ કહીએ તો ચાલે. થોડા દિવસ અગાઉ આ જ પ્રમાણે તેમણે વૃન્દાવન તરફ દોડવા માંડયું હતું. ભકતોને તેમનો સાથ કરતાં નાકમાં દમ આવી જતો. માર્ગમાં તે ઘણુંજ થોડું બોલતા, અલ્પ આહાર કરતા અને રાત પડતી ત્યારે ભોંય ઉપર જ પોતાના હાથનું ઓશીકું કરીને સૂતા. એકવાર તેમણે પોતાના સાથીઓને પૂછી જોયું કે તમે શાંતિપુરથી વાટ ખરચીને માટે અનાજ અથવા નાણું લાવ્યા છો કે નહિ? ભકતોએ કહ્યું, "તમારી રજા વગર અમારાથી કેમ લવાય?" આ ઉત્તરથી મહાપ્રભુ રાજી થયા અને બોલ્યા, "આપણે કાલે શું ખાઇશું અથવા આપણું શું થશે તેનો વિચાર ભગવાનના ભકતોથી કરાય જ નહિ. કૃષ્ણના ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખો. તમારે જે જોઇશે તે મળી જ રહેશે." આ પ્રમાણે તેઓ ગંગાને કિનારે કિનારે ચાલવા લાગ્યા. રસ્તામાં ગામ આવતાં ત્યાંથી ભિક્ષા માગી લાવતા. એકવાર મહાપ્રભુને ભિક્ષા માગવાનું મન થયું અને એક ગામમાં પેઠા. ત્યાંથી એટલી બધી ભિક્ષા લઈ આવ્યા કે બધાએ પેટ ભરીને ખાધું અને વધ્યું તે ગરીબોને આપી દીધું. રાત પડતી એટલે જે ગામ આવે ત્યાં મુકામ કરતા,

અને વિશ્રાન્તિ લેતા. તેમની વિશ્રાન્તિ એટલે નૃત્ય અને કીર્તન. મુકુન્દ ગાય અને મહાપ્રભુ નૃત્ય કરે. ગામે ગામ ભક્તિનાં બીજ રોપતા રોપતા જ્યાં આગળ ગંગા સમુદ્રને મળે છે ત્યાં આવી પહોંચ્યા.

અહિંથી ઓરિસ્સાના રાજ્યની સરહદ શરૂ થતી હતી. એ એટલું જ હિન્દુ રાજ્ય મુસલમાનોની સામે પોતાનું સ્વાતંત્ર્ય સાચવી રહ્યું હતું. જે સમયની વાત ચાલે છે તે વખતે ઓરિસ્સાના રાજા પ્રતાપરુદ્ર અને બંગાળાના મુસલમાન પાદશાહ વચ્ચે યુદ્ધ જાહેર થઈ ચૂક્યું હતું. તેથી કરીને બંગાળામાંથી ઓરિસ્સામાં દાખલ થવાના એકેએક માર્ગ અને નદીઓના ઘાટ ઉપર ચોકી પહેરા રાખવામાં આવ્યા હતા. રાજાની રજાચિઠ્ઠી વગર પસાર થનારને જાસુસ ગણીને ગોળાથી વીંધી નાખવામાં આવતા. હવે શું કરવું તેનો ભારે ચિંતા સહિત ભક્તો વિચાર કરવા લાગ્યા. પણ મહાપ્રભુને બાહ્ય જગતનું ભાન થોડું જ હતું કે પોતાની આસપાસની પરિસ્થિતિનો તે વિચાર કરી શકે? તે તો ગંગા કિનારે ભાવમગ્ન દશામાં બેઠા બેઠા "હે જગન્નાથ! હે જગન્નાથ!" એવા દુઃખ ભર્યા પોકાર કરતા હતા અને તેમની આંખોમાંથી ટપકતાં આંસુવડે તેમના ગાલ અને વક્ષસ્થલ પલળી જતાં હતાં. બધે બનતું હતું તેમ આ ઠેકાણે પણ આ અલૌકિક મૂર્તિને જોવા માટે લોકો ભેગા થઈ ગયા. તેમાં બંગાળાની સરહદ ઉપરના થાણાનો કિલ્લેદાર રામચન્દ્ર ખાન હતો. મહાપ્રભુને જોતાં જ તેનું હૃદય ભક્તિપૂર્ણ બની ગયું અને તેને એમ જ લાગ્યું કે સ્વયં ભગવાન જ સંન્યાસીના વેશમાં આવેલા છે. તેણે ભક્તોની પાસે જઇને બધી હકીકત જાણી લીધી અને પ્રતિજ્ઞા કરી કે મારા જીવના જોખમે તમને સૌને આજ રાત્રે ઓરિસ્સાની હદમાં પહોંચતા કરી દઈશ. તેણે હોડી અને માછીઓ માટે તજવીજ કરી અને રાત્રિના અંધકારનો લાભ

લઇને હોડી હંકારી મૂકવાની તદબીર રચી. પહેરેગીરો ઉપરાંત તેમને ચાંચીઆઓની પણ નજર ચૂકવવાની હતી. ચાંચીઆ લૂંટારૂઓનાં વહાણ પણ બધી દિશાએ ભમતાં હતાં. તેથી કરીને માછીઓને ખાસ સૂચના આપી હતી કે જરા પણ અવાજ ન થાય એવી રીતે તેમણે સામે કિનારે નૌકા પહોંચાડીને ચાલ્યા આવવું. ગંગાના પ્રશાન્ત પ્રવાહ ઉપર થઇને નૌકા ચાલતી થઈ એટલે મહાપ્રભુને એવું આનંદનું મોજું આવ્યું કે તેમને કીર્તન કરવાનું મન થઈ આવ્યું. તેમણે મુકુન્દને કહ્યું કે તું ગા અને હું નૃત્ય કરૂં. મુકુન્દે ગાવા માંડયું અને મહાપ્રભુએ નિર્ભયપણે નૃત્ય કરવા માંડયું. હોડી ડામાડોલ થવા લાગી અને અંદર પાણી ભરાતું ગયું. માછીઓ કહે, ઓ મહારાજ! હમણાં નાચવાનું રહેવા દો. તમારે તો કાંઈ નથી પણ ચાંચીઆ આવી લાગશે તો અમારા બાર વાગી જશે." પણ સાંભળે જ કોણ? આજે તેમનાથી નાચ્યા વગર રહેવાય જ કેમ? પોતે જગન્નાથનું દર્શન કરવા જાય છે તેથી મનમાં આનંદનો ઉભરો આવે અને નચાઇ જવાય એમાં આશ્ચર્ય શું? ભક્તો પણ ગભરાયા તો હતા જ. તેમને મહાપ્રભુએ કહ્યું, "વૈષ્ણવને વળી ડર કેવો? વિષ્ણુનું સુદર્શન ચક્ર તેમની રક્ષા કરવા રાત દિવસ તૈયાર જ છે. તમે તમારે કીર્તન કરો." આ પ્રમાણે નૃત્ય અને કીર્તન કરતા કરતા મહાપ્રભુ ઓરિસ્સાને કિનારે ઉતર્યા.

રાજમાર્ગ ઉપર લશ્કરની ધમાલ હતી તેથી મહાપ્રભુએ આડી વાટ લીધી. એમ કરવાથી જગન્નાથપુરી થોડા વખતમાં પહોંચી જવાશે એવી તેમની ધારણા હતી. રસ્તામાં ક્ષીરચોરા ગોપીનાથનું ધામ આવ્યું. એકવાર આ ગોપીનાથજીએ પોતાના પ્રિય ભક્ત માધવેન્દ્ર પુરીને સારૂ ખીરની ચોરી કરી હતી તે કથા નિત્યાનંદજીએ કહી સંભળાવી. એ માધવેન્દ્રપુરી મહાપ્રભુને ગયા ધામમાં કૃષ્ણમંત્ર આપનાર ઈશ્વરપુરીના ગુરુ હતા. આખું જીવન કૃષ્ણની

ભક્તિમાં વ્યતીત કરીને અવસાન સમયે રાધાની માફક કૃષ્ણવિરહને લીધે કલ્પાંત કરતાં કરતાં તેમણે દેહ છોડેલો. સૂર્યોદય પહેલાં જેમ શુક્રનો તારો ઉગીને પ્રભાતનું સૂચન કરે તેમ મહાપ્રભુના જન્મ પહેલાં માધવેન્દ્રપુરીએ રાધાના પ્રેમના મહિમાનું દર્શન કરાવ્યું. તેમની કથા સાંભળીને મહાપ્રભુ મૂર્ચ્છિત થઈ ગયા. ત્યાર પછી તેઓ ઓરિસ્સાની રાજધાની કટક આગળ આવી પહોંચ્યા. ત્યાં સાક્ષી-ગોપાલના મંદિરમાં મહાપ્રભુએ નૃત્ય કર્યું. તે વખતે ગોપાલના મુકુટમાંનો ફુલનો તોરો ત્યાંથી ખરીને બરાબર મહાપ્રભુના ઉપર પડયો. મંદિરના સેવકો અને દર્શકો ગોપાલ અને મહાપ્રભુ બેઉની સામે જોઈ જ રહ્યા. તેમને બેઉ બરાબર એક સરખા દેખાયા. એક જ ફરક કે ગોપાલ શ્યામ અને મહાપ્રભુ ગૌરવર્ણ.

કટકથી આગળ ચાલતાં ભુવનેશ્વર આવ્યું. તે પ્રખ્યાત શૈવમંદિર હતું. મહાપ્રભુએ અહિં પણ સંકીર્ત્તન અને નૃત્ય કર્યાં, તે જોઈ શૈવ ભક્તો ખૂબ રાજી થયા. ત્યાંથી થોડા દિવસની મજલ કર્યા પછી તેઓ પુરીની લગભગ આવી પહોંચ્યા. આ પ્રવાસ દરમ્યાન નિત્યાનંદે પ્રેમાવેશમાં મહાપ્રભુનો દંડ ભાંગી નાખ્યો અને નદીમાં ફેંકી દીધો. ત્યાર પછી તેમણે ફરીથી દંડ ગ્રહણ કર્યો નથી. હવે તેઓ પુરીથી એટલા નજીક આવી લાગ્યા હતા કે જગન્નાથ મંદિરનું શિખર તેમની દૃષ્ટિએ પડયું. મહાપ્રભુએ તે શિખરપર કૃષ્ણની બાલમૂર્તિ ત્યાં ઉભી ઉભી તેમને આવકાર આપતી હોય એવું દીઠું, અને ભક્તોને કહ્યું, "જુઓ, જુઓ." પણ તેમણે કશું દીઠું નહિ.

પછી તેમણે ભક્તોને કહ્યું કે કાંતો તમે એકલા આગળ જાઓ અથવા તો મને જવા દો. ભક્તોએ કહ્યું કે ભલે તમે જ જાઓ. એટલે મહાપ્રભુ તીરની પેઠે છૂટયા. પણ તેમને વારંવાર મૂર્ચ્છા આવતી હોવાથી તે ઘણા વહેલા પહોંચ્યા ન હતા. મંદિર જેમ

જેમ નજીક આવતું ગયું તેમ તેમ મૂર્છાની સંખ્યા વધવા લાગી અને નખથી શિખા સુધી અલૌકિક તેજ નીકળવા લાગ્યું. આવી અવસ્થામાં તે દોડતા મંદિરમાં દાખલ થયા અને પહેરેગીરો તેમને અટકાવે તે પહેલાં તો નિજમંદિરમાં જઇને જગન્નાથની મૂર્તિને ભેટવા જતાં મૂચ્છિત થઇ ગયા.

જગન્નાથની મૂર્તિ દેખીતી રીતે અતિ કુરૂપ છે, અને ઘણાક તો તેને બૌદ્ધ લોકોએ સ્થાપેલી હતી એમ માને છે. બુદ્ધ, ધર્મ અને સંઘ એ બૌદ્ધ ધર્મની ત્રિમૂર્તિને હિન્દુઓએ કૃષ્ણ, બલરામ અને સુભદ્રાની મૂર્તિઓ માની લીધી અને ધર્મચક્રને સુદર્શન ચક્ર માની લીધું એવું પુરાતત્ત્વવેત્તાઓનું મત છે. તે બધું ગમે તે હોય પણ મહાપ્રભુની દૃષ્ટિએ તો તે મૂર્તિ કૃષ્ણનું અભિન્ન સ્વરૂપ જ હતી. પ્રેમાંજનથી અંજાએલાં તેમનાં નેત્રો પદાર્થનું બાહ્ય સ્વરૂપ જોઈ શકતાં ન હતાં. ભાવમગ્ન અવસ્થા વખતે આખું જડ વિશ્વ તેમનાં નેત્ર આગળથી સરી જતું અને એ જડ સૃષ્ટિના અણુ-અણુમાં રમી રહેલી કૃષ્ણની મૂર્તિજ તેમની નજરે પડતી. તેથી જ વૃક્ષલતાનાં પત્રોના ખેલનમાં, સમુદ્રના ગંભીર ગર્જનમાં, ચંદ્ર કે તારાના પ્રકાશમાં, પર્વતોમાં અને નદીઓનાં વહનમાં તેમને તે રાસેશ્વરની સનાતન રાસક્રીડાનું જ દર્શન થતું.

આ અલૌકિક તેજસ્વી મૂર્તિને જોઇને પહેલાં તો પહેરેગીરો ચમક્યા. પણ સાવધ થયા એટલે જગન્નાથની મર્યાદાનો ભંગ કરનાર યુવાન સંન્યાસીને મારવા દોડયા; પણ મૂચ્છિત થએલા મહાપ્રભુના અંગને તેઓ હાથ અડકાડે તે પહેલાં તો "સબૂર કરો" એવી આજ્ઞા કોઇએ કરી એટલે તેઓ અટકયા. આ આજ્ઞા કરનાર વાસુદેવ સાર્વભૌમ હતા અને પુરીમાં રાજા પ્રતાપરુદ્રના જેટલું જ તેમનું માન હતું. બંગાળાના નવન્યાયના પિતા રઘુનાથના તે ગુરુ હતા; અને પ્રતાપરુદ્રના નિમંત્રણને માન આપીને પુરીમાં ન્યાય

અને વેદાંતનું વિદ્યાલય ચલાવતા હતા. સાર્વભૌમ એટલે નૈયાયિકો અને વેદાંતીઓનો સમ્રાટ્ એમ કહેવામાં કશી હરકત નથી.

સાર્વભૌમે પોતાની નજીક મૂર્ચ્છિત થઇ પડેલા ખુબસુરત તરુણ સંન્યાસીને દીઠો. પહેલાં તો તેને એમ જ થયું એ કોઈ દેવ હોવો જોઇએ અથવા મહાપુરુષ તો હશેજ. કૃષ્ણપ્રેમને લીધે ભકતોની આવી દશા થાય છે એવું તેણે જે વાંચ્યું હતું તે આજે પ્રત્યક્ષ દીઠું. એક ક્ષણવારને માટે તો તેને એવો વિચાર પણ આવી ગયો કે મારા બુદ્ધિવિલાસમય જીવન કરતાં આવું પ્રેમભકિતમય જીવન વિશેષ ઉચ્ચ અને આનંદપ્રદ છે. ત્યારે તો કૃષ્ણપ્રેમ એ કોઇ મહા મૂલ્યવાન વસ્તુ હોવી જોઇએ અને આ યુવાન સંન્યાસીએ તે પ્રાપ્ત કરી લીધી છે. તેને તે વખતે એવું પણ સમજાઈ ગયું કે કૃષ્ણપ્રેમ એ કોઇ મનઃકલ્પિત વસ્તુ નથી પરંતુ સત્ય અને અનુભવ કરી શકાય એવો પદાર્થ છે. તદુપરંત તેને તે યુવાન સંન્યાસી કોણ જાણે શાથી પોતાના જ પુત્રના જેટલો પ્રિય લાગવા માંડયો.

તેથી તેણે પોતાના વિદ્યાર્થીઓને આજ્ઞા કરી કે આ સંન્યાસીને ડોળીમાં સૂવાડીને મારે ઘેર લઇ જાઓ. ત્યાં તેને શુદ્ધિમાં લાવવાના ઘટતા ઉપાય કરી શકાશે. જેવો તે વિદ્યાર્થીઓએ મહાપ્રભુના અંગને સ્પર્શ કર્યો કે તેમને એકાએક હરિનામનો ઉચ્ચાર કરવાની વૃત્તિ થઇ આવી.

આ રીતે મહાપ્રભુ હરિનામ સંકીર્તન સહિત સાર્વભૌમને ઘેર તેના વિદ્યાર્થીઓની ખાંધે ચડીને ગયા. હરિનામ એ તેમનું જીવન હતું અને ઘણીવાર તેમનાં દર્શનથી અથવા સ્પર્શથી લોકોનાં હૃદયમાં હરિનામ ઉચ્ચારવાની વૃત્તિને મહાપ્રભુ વિના પ્રયાસે જાગૃત કરતા તેનું આ એક દૃષ્ટાંત છે.

---

## પ્રકરણ ૨૦ મું.

### સાર્વભૌમ વૈષ્ણવ થયા.

वैराग्यविद्या निज भक्तियोग
शिक्षार्थमेकः पुरुषः पुराणः ।
श्रीकृष्णचैतन्यशरीरधारी
कृपाम्बुधिर्यस्तमहंप्रपद्ये ॥*

વાસુદેવ સાર્વભૌમ.

મહાપ્રભુને સાર્વભૌમના વિદ્યાર્થીઓ ઉપાડી ગયા ત્યાર પછી થોડી વારે નિત્યાનંદ વગેરે ભક્તો મંદિર આગળ આવી પહોંચ્યા. ત્યાં તો સૌને મ્હોંડેથી કોઇ તરુણ સંન્યાસીને મંદિરમાં મૂર્ચ્છા આવી ગઇ તે જ વાત ચર્ચાતી હતી. એ ચર્ચાનો વિષય મહાપ્રભુ સિવાય બીજો કોઇ જ હોઇ શકે નહિ એવું અનુમાન કરતાં તેમની ટેવોથી જાણીતા થએલા ભક્તોને વાર લાગી નહિ. પણ હવે સાર્વભૌમ જેવા મ્હોટા માણસને ઘેર વગર ઓળખાણ પિછાણે જવાય શી રીતે ? ક્ષણે ક્ષણે તેમની ચિન્તા અને અધિરાઇ વધતાં જતાં હતાં. એવામાં એક જાણીતી વ્યક્તિ ત્યાં આવી પહોચી. તે સાર્વભૌમના બનેવી ગોપીનાથ આચાર્ય હતા. થોડા જ વખત થયાં તે પોતાના સાળાને ઘેર આવ્યા હતા. પણ તે નવદ્વીપના જ વતની હતા અને મહાપ્રભુનો મહિમા જાણતા હતા. પણ તેમણે સંન્યાસ-દીક્ષા લીધી અને ત્યાર પછી તે ખુદ પુરીમાં જ આવ્યા છે એ વાત ગોપીનાથે જાણી ત્યારે તેને ખેદ અને આનંદની મિશ્ર લાગણી થઇ.

---

* વૈરાગ્ય, વિદ્યા અને પોતાની ભક્તિ શીખવવાને માટે કૃષ્ણચૈતન્ય રૂપે પ્રકટ થએલા કૃપાસિન્ધુ પુરાણ પુરુષનું હું શરણ લઉં છું.

હવે સાર્વભૌમને ઘેર જવામાં કશી મુશ્કેલી રહી નહિ. ગોપીનાથની સાથે ભકતો ત્યાં જઇ પહોંચ્યા ત્યારે પણ મહાપ્રભુની મૂર્ચ્છા વળી ન હતી, અને સાર્વભૌમ તેમની બરદાસ્ત કરતા બેઠા હતા. ભકતોએ કીર્ત્તન કરવા માંડયું એટલે મહાપ્રભુને શુદ્ધિ આવવા લાગી, અને થોડી વારે હુંકાર કરી બેઠા થયા. સાર્વભૌમે તેમને પ્રણામ કર્યા અને મહાપ્રભુએ પોતાના રિવાજ પ્રમાણે "કૃષ્ણમાં તમારી મતિ સ્થિર થાઓ" એવો આશીર્વાદ દીધો.

ત્યાર પછી મહાપ્રભુ અને તેમના ભકતો સમુદ્રસ્નાન કરવા ગયા. સાર્વભૌમે તેમને બધાને માટે મંદિરમાંથી સારામાં સારો પ્રસાદ મંગાવી રાખ્યો હતો તે વડે સૌને ભિક્ષા કરાવી. ભોજન પછી તેણે પોતાને હાથે જ સૌને ચંદન લગાડયું, અને પુષ્પની માળાઓ પહેરાવી. તેમના વાસસ્થાન માટે તેણે પોતાની માસીનું ઘર ખાલી કરાવી આપ્યું.

ત્યાર પછી ગોપીનાથની માર્ફતે સાર્વભૌમના જાણવામાં આવ્યું કે તે સંન્યાસી તો નવદ્વીપના વતની અને જગન્નાથ મિશ્રના પુત્ર છે. વળી સાર્વભૌમના પિતાના સહાધ્યાયી નીલાંબર ચક્રવર્તી તેની માતાના પિતા થાય એ પણ જાણ્યું. તેથી કરીને પ્રથમ દર્શને તે સંન્યાસીને માટે તેને જે માન અને ભક્તિ પેદા થયાં હતાં તેમાં એકદમ ઘટાડો થઇ ગયો. એકવાર જેને દેવ અથવા મહાપુરુષ ધારેલો તે તો નવદ્વીપના એક અતિ સામાન્ય પંડિતનો છોકરો નીકળ્યો; વયમાં તો તે છોકરવાદ જ હતો અને વિદ્યા તેમજ બુદ્ધિમાં પણ તે પોતાનાથી ઘણો જ ઉતરતો હોવો જોઇએ એમ સાર્વભૌમે માની લીધું. છતાં તેમના તરફનો તેનો પ્રેમ તો કાયમ રહ્યો જ.

તેથી કરીને બીજે દિવસે જ્યારે તેઓ મળ્યા ત્યારે તે ભલે સંન્યાસી હોય: તોપણ :વય અને વિદ્યામાં તેને પોતાનાથી નિકૃષ્ટ

માનીને તેને નમસ્કાર કરતાં સાર્વભૌમને સંકોચ થયો. તોપણ તેમનામાં પંડિતોચિત વિનય હતો. તેથી તેમણે કહ્યું, "સ્વામી! તમારા પિતા અને હું એકજ વિદ્યાલયમાં ભણતા હતા. વળી મારા પિતા અને તમારી માતાના પિતા નીલાંબર પણ સહપાઠીઓ હતા. એથી કરીને તમે તો મારા સંબંધી કહેવાઓ. વળી સંન્યાસી તરીકે તો તમે વિશેષ પૂજ્ય ગણાઓ." મહાપ્રભુએ તેમની લક્ષણગત નમ્રતાથી ઉત્તર આપ્યો, "હું તો છોકરવાદ અને અણસમજુ છું. લાગણીના આવેશમાં મેં સંન્યાસદીક્ષા તો લઇ લીધી. હવે તો હું તમારે શરણે આવ્યો છું. મને તમારા પુત્રના જેવો જ માની લેજો અને જેથી મારૂં હિત થાય અને હું કર્તવ્યભ્રષ્ટ ન થાઉં એવો ઉપદેશ આપજો."

દુશ્મનના દિલને પણ પીગળાવે એવી મહાપ્રભુની નમ્રતાએ સાર્વભૌમના ઉપર ઉંડી અસર કરી. તેના મનમાં જાગૃત થએલી ક્ષુદ્ર વૃત્તિઓ દબાઈ ગઇ. મહાપ્રભુની દીન, અભિમાન રહિત નમ્ર વર્તણુકથી સાર્વભૌમ તેમના ઉપર ઘણા જ પ્રસન્ન થયા તેથી તેમના શ્રેયને માટે બનતો પ્રયત્ન કરવાનો અને તેમને પોતાના શિષ્ય તરીકે પોતાની જાત દેખદેખ નીચે રાખવાનો નિશ્ચય કર્યો.

એક દિવસ વાતમાં ને વાતમાં સાર્વભૌમે ગોપીનાથને કહ્યું, "આ કૃષ્ણચૈતન્ય ઘણો ભલો માણસ છે. કોણ જાણે શાથી તે મને ઘણો જ પ્રિય લાગે છે. તેનામાં અભિમાનનો છાંટો એ નથી તે મને ઘણુંજ ગમે છે. પણ સંન્યાસી થવા માટે જોઇએ તેવી પાકટ વયનો નથી. ભરજુવાનીમાં તેનાથી ઇન્દ્રિયોનો નિગ્રહ થઇ શકશે કે નહિ તે વિષે મને ભારે ચિન્તા રહ્યા કરે છે. એટલા જ માટે તેને વેદાંતનો અભ્યાસ કરાવવાનો મારો વિચાર છે. બીજું દુઃખ એ છે કે તેની આસપાસના માણસો તેને ઈશ્વરનો અવતાર માની બેઠા છે. આથી કરીને તે બધા મળીને તેને બગાડી મૂકશે એવો મને ડર રહે છે. એટલું સારૂં છે કે તે પોતે હજી ઈશ્વર હોવાનો દાવો કરતો નથી.

પણ એ તો ઠીક, પરંતુ એણે સંન્યાસ લીધો તો ભારતી જેવા સૌથી ઉતરતા દરજ્જાના સંન્યાસી પાસે શા વાસ્તે લીધો? એ ભૂલ મારે સુધરાવવી પડશે. હું તેને સરસ્વતી અથવા એવા કોઈ ઊંચા દરજ્જાના સંન્યાસી પાસે ફરીથી દીક્ષા અપાવરાવીશ." આ પ્રમાણે સાર્વભૌમ બબડી ગયા.

ગોપીનાથ મહાપ્રભુના ભક્ત હતા. તેમના હૃદયમાં તો આ વાક્યો તીક્ષ્ણ બાણ જેવાં લાગ્યાં. તેનું લોહી ઉકળી આવ્યું અને કહ્યું, "પંડિત! તે સંન્યાસીને માટે તમારે આટલી બધી કાળજી રાખવાની કશી જ જરૂર નથી. તમે તેને હજી નથી ઓળખ્યો. તે સાક્ષાત્ કૃષ્ણ છે."

આખા ભરતખંડમાં જે સર્વોપરિ નૈયાયિક ગણાતો હતો તેને, તેના શિષ્યો, જેઓ પણ સારા સારા પંડિતો હતા, તેમનાં દેખતાં આવાં વચનો ઉચ્ચારવામાં ગોપીનાથે ભારે ભૂલ કરી. ચારે દિશાએથી "પ્રમાણ બતાવો," "પ્રમાણ બતાવો" એવાં આહ્વાન થવા લાગ્યાં. તેના જવાબમાં ગોપીનાથ બીજું કહે પણ શું? તેણે સાર્વભૌમને જે કહ્યું હતું તેની પુનરુક્તિ કરી અને વધારામાં માત્ર એટલું જ કહ્યું કે મેં તેમનાં એવાં એવાં કામો જોયાં છે કે જે ઈશ્વર સિવાય બીજા કોઈથી થાય નહિ. વળી તેમનામાં એવા પ્રકારનાં લક્ષણ છે કે તે જોતાં તે ઈશ્વર જ છે તેનો કશો સંદેહ રહેતો નથી."

સાર્વભૌમે ખૂબ શાંત ભાવે ઉત્તર આપ્યો, "ભાઈ, અમે તો નૈયાયિકો રહ્યા એટલે વગર સાબિતીએ કશું જ ન માનીએ. અમને બધી જ વાતનું પ્રમાણ માગવાની ટેવ પડી ગઈ. ત્યારે તમે જેને ઈશ્વર માની બેઠા છો તે ઈશ્વર જ છે અને મનુષ્ય નથી એવું તમે શાસ્ત્રપ્રમાણથી અથવા તર્કવડે સાબિત કરી શકો છો? હું ધારું છું કે કસોટીએ ચડાવતાં તમારી માન્યતા સાચી ઠરે એવી

નથી.' ગોપીનાથે મિજાજ ખોયો. તેણે કહ્યું, "ઓ પાંડિત્યાભિમાની! એટલું નક્કી જાણજે કે ઈશ્વર તર્કવડે ઓળખાય એવો નથી. તેને જાણવા માટે તો તેની કૃપા જોઇએ—કૃપા."

સાર્વભૌમે કહ્યું, "તમે તેની કૃપા પ્રાપ્ત કરી છે તેની પણ કાંઈ સાબિતી આપશો ને?"

ગોપીનાથથી હવે સહન ન થયું, તેથી તે, મુકુન્દ અને બીજા ભક્તો ત્યાંથી ચાલ્યા ગયા. તેમના ગયા પછી સાર્વભૌમે શિષ્યોને કહ્યું, "એ સંન્યાસી કેવો નિરભિમાની અને પ્રિયદર્શન છે? પણ આ લોકો જ તેને બળ જબરાઇથી ઈશ્વર બનાવવા માગે છે. સારૂં છે કે તે મારી દેખરેખ નીચે છે. નહિ તો આ બધા ભેગા થઇને તેને બગાડી જ મૂકત."

આ પ્રસંગ બન્યા પછી જ્યારે મહાપ્રભુ અને સાર્વભૌમ પાછા એકઠા થયા ત્યારે આ વખતે તે પંડિતે જરા વડપણનો ડોળ કરીને બોલવા માંડયું. તેણે કહ્યું, "કૃષ્ણચૈતન્ય, તમારૂં બીજું બધું તો ઠીક છે, પણ તમે હજી બહુ કાચી વયના છો." મહાપ્રભુએ હાથ જોડીને નમ્ર ઉત્તર આપ્યો, "તમે ખરૂંજ કહો છો. મેં તમને એકવાર કહ્યું જ હતું કે પૂરૂં સમજ્યા વગર માત્ર લાગણીના વેગને વશ થઇને મેં સંન્યાસદીક્ષા લઇ લીધી. પણ હવે તો જે થયું તે થયું."

સાર્વભૌમ—"પણ ભારતી પાસે કેમ દીક્ષા લીધી? મારો તમને ફરીથી દીક્ષા અપાવવાનો વિચાર છે."

મહાપ્રભુ—"તમને જેમ યોગ્ય લાગે તેમ કરો."

સાર્વભૌમ—"તમારી આ નમ્રતા મને બહુ ગમે છે. જાણે તમે મારા પુત્ર હો એટલા વ્હાલા લાગો છો. પણ ભાઈ, તમે બહુ નાદાન છો. ઇન્દ્રિયોના વેગને જીતવા એ તો મહા કપરૂં છે. તમે

તમારી ઇન્દ્રિયોનો નિગ્રહ કરશો કેવી રીતે ? રોજરોજ ભજનો ગાઇને અને નાચીકૂદીને ? એ મૂર્ખાઈ અને ઘેલછા નહિ તો બીજું શું ? એમ કરવાથી તો તમે ઉલટા બગડશો, અને તમારૂં અધઃપતન થશે. માટે તમારી ભાવોન્મત્તતાને છોડી દઇને મારી પાસેથી સ્થિર બુદ્ધિથી વેદાંતનો અભ્યાસ કરો. વેદાંતનું શ્રવણ અને મનન એ જ ઇન્દ્રિયનિગ્રહ કરવાનો સર્વોત્તમ ઉપાય છે અને ઇન્દ્રિયનિગ્રહ એ સંન્યાસી માત્રનો ધર્મ છે.”

મહાપ્રભુ—“આપને મ્હોંડેથી વેદાંતનું શ્રવણ કરવાનો સુયોગ મળે એને હું અહોભાગ્ય માનું છું. આપના ઉપદેશથી અને સંગતિથી પવિત્ર થવાને માટે જ હું અહિં સુધી આવ્યો છું.”

આ સંવાદ ભક્તોએ સાંભળ્યો અને તેમના હૃદયને ભારે દુઃખ થયું. ગોપીનાથે તો તે જ ઘડીએ પ્રતિજ્ઞા લીધી કે મહાપ્રભુ તે ગર્વિષ્ટ પંડિતને ભક્ત બનાવે અને તેનો ઉદ્ધાર કરે તો જ અન્ન ખાઉં. આ વાત મહાપ્રભુ પાસે પહોંચી ગઈ. ત્યારે તે જરા હસ્યા અને બોલ્યા, “એમાં ગોપીનાથે માઠું શા માટે લગાડવું જોઇએ ? પંડિતની સાથે આપણે એકમત થઈએ કે ન થઇએ તે જૂદી વાત છે પણ તેનો હેતુ તો શુદ્ધ જ છે ને ? અને ગોપીનાથ જેવા પરમ ભક્ત જેના કલ્યાણની કામના કરે તેનું કલ્યાણ તો થઈ ગયું જાણવું. કૃષ્ણ તેના ભક્તોની કામના પૂર્ણ કર્યા વગર રહે ખરા ?”

બીજે દહાડેથી સાર્વભૌમે વેદાંતનું પ્રવચન શરૂ કર્યું. વેદાંત :એટલે વ્યાસસૂત્રો ઉપર શંકરાચાર્યે લખેલું શારીરકભાષ્ય. સાત દિવસ સુધી આ વ્યાખ્યાનમાલા ચાલુ રહી. તે દરમ્યાન વાસુદેવ પંડિત જ્યારે તક મળે ત્યારે ભક્તિ એ જ્ઞાનથી નીચી કોટિની છે, શંકરાચાર્યે નિર્દિષ્ટ કરેલો અદ્વૈતભાવ એ જ પરમ સિદ્ધિ છે અને કૃષ્ણ તથા તેની વિવિધ લીલાઓ માયાના પ્રદેશની છે એવી એવી વાતો આગળ કરવાનું ચૂકતા નહિ. કૃષ્ણપ્રેમમાં તન્મય બનેલા

મહાપ્રભુનાં મર્મસ્થાન આવાં પ્રત્યેક વચનથી વીંધાઈ જતાં. પણ પોતાના મનની વ્યથા મનમાં સમાવીને તેમણે મૂંગે મ્હોડે સાંભળ્યાજ કર્યું.

આખરે સાર્વભૌમથી જ રહેવાયું નહિ. આઠમે દિવસે પ્રવચન શરૂ કરતાં પહેલાં તેણે મહાપ્રભુને પ્રશ્ન કર્યો:

"તમને મારા વ્યાખ્યાનમાં સમજ પડે છે કે નહિ?"

"સૂત્રોનો અર્થ સમજાય છે, પણ તમારા વિવેચનનો નહિ" મહાપ્રભુ બોલ્યા.

"એટલે ?" સાર્વભૌમે જરાક ખીજવાઇને પ્રશ્ન કર્યો.

"એટલે સૂત્રોનો અર્થ દીવા જેવો સ્પષ્ટ છે. તમારા વિવેચનમાં તમે તેમના મુખ્યાર્થને મચડી નાખીને ગૌણ અર્થનું પ્રતિપાદન કરવાનાં ફાંફાં મારો છો," મહાપ્રભુએ પોતાની હંમેશની મીઠાશથી કહ્યું.

સેંકડો ધુરંધર પંડિતોનો વાદયુદ્ધમાં પરાજય કરનાર વાસુદેવ સાર્વભૌમે આવાં પ્રગલ્ભ વચનો જિંદગીમાં પહેલી જ વાર સાંભળ્યાં. તેનો ક્રોધ ભભૂકી ઉઠયો. મ્હોડે હજી પૂરી મૂછ ફૂટી નથી એવો એક નાદાન છોકરો મારી સાથે આમ અભિમાનપૂર્વક વાત કરવાની હિમ્મત ચલાવે? તેણે કહ્યું, "હવે મને સમજ પડી. ઉપર ઉપરની નમ્રતાની નીચે ભારે મિથ્યાભાન ભર્યું લાગે છે. ત્યારે હવે તમે સમજાવશો?"

નમ્રતાથી પણ પ્રૌઢ પંડિતને છાજે એવા ધૈર્યથી સ્થિર ચિત્તે મહાપ્રભુએ આ આહ્વાન સ્વીકાર્યું અને अथातो ब्रह्मजिज्ञासा એવા પહેલા સૂત્ર ઉપર વિવેચન કરવા માંડયું.

તેમના વિવેચનના આરંભથી જ વાસુદેવે પોતાના પ્રતિસ્પર્ધીની બુદ્ધિનો ચમકાર દીઠો. થોડીવાર પછી તેણે જોઇ લીધું કે આ

"નાદાન છોકરો" બુદ્ધિમાં, વિવાદપટુતામાં મારી બરોબરીનો છે; અને જેમ વ્યાખ્યાન આગળ ચાલતું ગયું અને શંકરાચાર્યની એકેએક યુક્તિના કટકે કટકા થતા જોયા, તેમણે સિદ્ધ કરેલો કેવલાદ્વૈતવાદ અને अहं ब्रह्मास्मिની ભાવના ટકી ન શકયાં અને જે સૂત્રોને આધારે શંકરાચાર્યે અદ્વૈત મત સ્થાપન કર્યો હતો તેમાંથી મહાપ્રભુએ શુદ્ધ ભકિત જ તારવી બતાવી ત્યારે તે ધુરંધર પંડિતના બધાં હથિયાર હેઠે પડયાં, તેનું તેજ હરાઇ ગયું; અને જેમ કંસે પોતાની છાતી પર ચડી બેઠેલા દૂધમલ્લ બાળક કૃષ્ણમાં પૂર્ણબ્રહ્મની વિરાટ શક્તિનું દર્શન કર્યું હતું તેમ વાસુદેવે પોતાની સામે બેઠેલા યુવાન સંન્યાસીની જગ્યાએ એક મહા તેજસ્વી ષડ્ભુજ આકૃતિ ઉભેલી દીઠી. એ આકૃતિના બે હાથમાં ધનુષ્યબાણ હતાં; વચલા બે હાથમાં વેણુ હતી; અને નીચેના બે હાથમાં દંડ અને કમંડલુ હતાં. વાસુદેવે જગન્નાથના મંદિરમાં બેસાડાવેલી મહાપ્રભુની આવી ષડ્ભુજ મૂર્તિ હજી ત્યાં મોજૂદ છે અને રામ, કૃષ્ણ અને ચૈતન્યદેવની એકરૂપતાનો મર્મ વ્યકત કરે છે. આ તેજોમય સ્વરૂપના દર્શનથી સાર્વભૌમને મૂર્છા આવી ગઇ અને જ્યારે તેને શુદ્ધિ આવી ત્યારે તે નમ્ર, દીન, તરુણ સંન્યાસીને પોતાની બરદાસ્ત લેતા જોઇને તેના આશ્ચર્ય અને ગ્લાનિનો પાર ન રહ્યો.

આ પ્રસંગે વાસુદેવ સાર્વભૌમના જીવનમાં પલટો કરી નાખ્યો. તે મહા ગર્વિષ્ટ પંડિત દીન ભકત બની ગયો. અત્યાર સુધી તેણે જેનું અસ્તિત્વ સ્વીકાર્યું ન હતું એવી એક નવીન સૃષ્ટિ તેની દષ્ટિ આગળ ખડી થઈ ગઇ. તે આખી રાત વિચાર કરતો બેસી રહ્યો તેથી સવારના પહોરમાં જ્યારે મહાપ્રભુએ તેના ઓરડાનું બારણું ઠોકયું ત્યારે તેનું હૃદય ભકિતના બીજના વાવેતરને માટે સારામાં સારી રીતે તૈયાર થઇ ચૂકયું હતું. મહાપ્રભુ મંગલ આરતીનાં દર્શન કરીને પરબાર્યા મંદિરથી જ આવ્યા હતા અને પોતાના વસ્ત્રને છેડે પ્રસાદીનો ભાત બાંધી લાવ્યા હતા.

આવતા વારને જ તેમણે સાર્વભૌમને તે પ્રસાદ આપ્યો અને તે ચૂસ્ત સ્માર્ત બ્રાહ્મણે સ્નાન સંધ્યા કર્યા વગર જ ખાઇ લીધો. એ પ્રસાદની સાથે મહાપ્રભુએ તેને એવું કાંઇક આપ્યું કે તે ઠરેલ અને પ્રતિષ્ઠિત પંડિત ઉન્મત્તની માફક નૃત્ય કરવા મંડી ગયો અને તેમ કરતાં કરતાં તેણે એકસો આઠ સંસ્કૃત શ્લોક રચી કહાડયા. એ સ્તોત્રમાલામાં તેણે મહાપ્રભુને નંદનંદન કૃષ્ણ તરીકે સંબોધ્યા છે. એ ગૌરાંગશતક તેનાં શ્રદ્ધા, ભકિત અને સ્પષ્ટ-વકતાપણાનું નિદર્શન છે.

વૈષ્ણવ ધર્મને માટે આ મહાન્ વિજય હતો. વાસુદેવ સાર્વ-ભૌમ એટલે તે વખતના મ્હોટામાં મ્હોટા પંડિતો અને નૈયાયિકોનો સમ્રાટ્. પ્રેમભકિતના પંથમાં તેનું પરિવર્તન કરીને ભાગવત ધર્મના પ્રચારની આડે આવતું મ્હોટામાં મ્હોટું વિઘ્ન મહાપ્રભુએ દૂર કર્યું અને તે માત્ર અશિક્ષિત, બુદ્ધિહીન લોકોને જ ગાંડાતૂર બના-વીને નચાવે કૂદાવે છે એવું બોલનાર પાંડિત્યાભિમાનીઓનાં મ્હોડાં બંધ કર્યાં.

## પ્રકરણ ૨૧મું.

## દક્ષિણ ભારતની યાત્રા.

આ બનાવ બન્યા પછી મહાપ્રભુ પુરીમાં એકાદ માસ વધારે રહ્યા. ત્યાર પછી કોઇને પણ સાથે રાખ્યા વગર પોતે એકલા જ દક્ષિણ ભારતમાં ભ્રમણ કરી આવવાની ઇચ્છા જાહેર કરી. આ સાંભળીને ભકતો તો પાછા મરવા જેવા થઈ ગયા અને સાર્વભૌમને તો આ વિપત્તિ "સો પુત્રના સામટા મૃત્યુના કરતાં વધારે અસહ્ય" લાગી. ભકતોએ ઓછામાં ઓછો એક સેવકને સાથે રાખવા બહુ બહુ સમજાવ્યા. તેમણે કહ્યું, તમારાં કૌપીન અને કમંડલુ કોણ ઊંચકી લેશે ? તમે તો આખે રસ્તે બે હાથ ઊંચા કરીને નૃત્ય કરતા જશો માટે તમારી વસ્તુઓ ઊંચકી લેવા એક સેવકને તો રાખો જ. વળી તમને મૂર્ચ્છાઓ આવવાની તો ખરી જ ત્યારે સેવક નહિ હોય તો એવે વખતે તમારૂં જતન કોણ કરશે ?" આખરે તેમના આગ્રહને વશ થઇને મહાપ્રભુએ એક સેવકને સાથે લેવાનું કબૂલ કર્યું.

પછી એક દિવસ સવારમાં જગન્નાથજીનાં દર્શન કરી તેમની અનુમતિસૂચક પ્રસાદીમાલા પહેરીને મહાપ્રભુએ પ્રવાસ શરૂ કર્યો. સાર્વભૌમને મૂર્ચ્છા આવી ગઈ. મહાપ્રભુએ પહેલી મજલ પુરીથી થોડાક ગાઉને અંતરે આવેલા આલાલનાથ સુધી કરી. અહિં લગી નિત્યાનંદ અને બીજા ભકતોને તેમણે આવવા દીધા. થોડી જ વારમાં આલાલનાથનું મંદિર અને ચૉક લોકોથી ભરાઇ ગયાં. સૌએ આ પ્રેમમૂર્તિનાં દર્શન કર્યાં અને હૃદયને ભક્તિથી ભરપૂર કરી લીધાં. આખી રાત નૃત્ય અને કીર્ત્તનની રમઝટ મચી રહી. નિત્યાનંદે બીજા ભકતોને કહ્યું, "તે દક્ષિણ ભારતમાં શા માટે જાય છે તે

હવે તમને સમજાયું ? તે બધે પ્રેમભક્તિનો પ્રચાર કરીને આખા દક્ષિણને પાવન કરવા જાય છે. જે આજે અહિં થઇ રહ્યું છે તેવું બધે ગામે ગામ થશે."

બીજે દિવસે પોતાના કલ્પાંત કરતા ભકતો તરફ નજર પણ કર્યા વગર મહાપ્રભુ ત્યાંથી ચાલતા થયા.

कृष्ण केशव कृष्ण केशव कृष्ण केशव रक्ष माम् ।
राम राघव राम राघव राम राघव पाहि माम् ॥

પ્રવાસના આરંભથી તેમણે ઉચ્ચ સ્વરથી આ પ્રાર્થના ગાવાં માંડી અને એ વિધિ આખા પ્રવાસ દરમ્યાન ચાલુ રહ્યો. ભક્તિદેવી કોઇ તેજઃપુંજ જેવા માનવશરીરને ધારણ કરીને વિચરતી હોય એવો તેમનો આ વખતનો દેખાવ હતો. જ્યાં જતા ત્યાં લોકોનાં ટોળાં પ્રેમની આ અલૌકિક મૂર્તિને જોવા દોડ્યાં આવતાં અને જ્યારે તેમના સૌના તરફ અમીભરી દૃષ્ટિ કરીને તે ચાલ્યા જતા ત્યારે જાણે સૌનું સર્વસ્વ હરાઇ ગયું હોય, કોઇ પોતાનો અતિ અતિ પ્રિયજન ચાલ્યો જતો હોય તેમ માતૃહીન બાળકોની માફક દયામણે મ્હોડે તેમના તરફ જોઇ રહેતાં. મ્હોટાં નગરોમાં અથવા સંતસાધુઓના આશ્રમોમાં જૈનો, બૌદ્ધો, શૈવો, યોગીઓ અને એવા અનેક મતાવલંબી પંડિતો તેમની સાથે વિવાદમાં ઉતરવાની સ્પૃહાથી તેમની પાસે આવતા. પણ આ પ્રેમમૂર્તિને માટે વિવાદ કરવાનું શક્ય ન હતું. તેને વિવાદની જરૂર પણ ન હતી. તેનાં નેત્રોમાંથી ઝરતો પ્રેમનો અમૃતપ્રવાહ, "હા ! કૃષ્ણ !" એવા કૃષ્ણવિરહના ઉંડા દર્દ ભર્યા ઉદ્દગાર અને તેના શરીરનાં રોમેરોમમાંથી વહન કરતું સ્નિગ્ધ કોમળ ઓજસ્ તર્કવાદીઓની યુદ્ધલાલસાને શમાવી દેતાં અને અગ્નિની પાસે આવતાં જેમ મીણ ઓગળી જાય તેમ તેમનાં દિલ દ્રવી જતાં.

તે દરરોજ લાંબી મજલ કરતા. માત્ર માર્ગમાં કોઈ તીર્થ આવે તો દર્શન કરવા પૂરતા જ થોભતા. તેમનો સેવક કૃષ્ણદાસ ભિક્ષા માગી લાવતો અને તેમને રાંધી ખવડાવતો. કેટલાક દિવસ સુધી તો તેમને ગીચ જંગલોમાં થઇને પસાર થવું પડયું. દિવસના દિવસ સુધી મનુષ્યની વસ્તીની નિશાની નજરે પડતી નહિ. આવે વખતે જંગલી ફળ ખાઇને જ તેમને નિર્વાહ કરવો પડતો. રાત્રે ઝાડ નીચે વિસામો લેતા. મહાપ્રભુ ઝાડના થડનો આધાર લઇને બેસી રહેતા અને કૃષ્ણદાસ તેમના ચરણને પોતાની છાતી સાથે દબાવીને જમીનપર પડી રહેતો. મહાપ્રભુ તો નામ જપ કરતાં કરતાં ઘણીવાર બેશુદ્ધ થઇ જતા એટલે તેમને તો પોતાની આસ-પાસ શું શું થાય છે તેનું ભાન રહેતું નહિ. પણ કૃષ્ણદાસની ભારે માઠી દશા થતી. રાત્રિના અંધકારમાં ચળકતી આંખોવાળા વાઘ પાસે ચાલ્યા આવતા અને મહાપ્રભુના અંગને સૂંઘીને ચાલ્યા જતા ત્યારે બિચારા કૃષ્ણદાસનું કાળજું ફફડી ઉઠતું. મહાપ્રભુ હમેશાં પ્રેમાનન્દમાં ચકચૂર રહેતા હતા તો પણ પરિશ્રમ અને અપૂર્ણ આહારની અસર તેમના શરીર ઉપર જણાવા લાગી અને તેમના ભરેલા શરીરમાંથી હાડકાં દેખાવા લાગ્યાં.

આખા પ્રવાસ દરમ્યાન તેમના માનસમાં એક જ વિચાર અસ્તિત્વ ધરાવતો હતો અને તે કોઈ પણ ઉપાયે લોકોને કૃષ્ણોન્મુખ કરીને તેમનું પરિત્રાણ કરવાનો. આ કામ તેમને ઘણા જ થોડા વખતમાં ઉકેલી નાખવાનું હતું, તેથી તેમને અસાધારણ શક્તિનો ઉપયોગ કરવો પડયો. રસ્તે જતાં તેમને જે જે લોકો મળતા તેમાંથી એકાદ લાયક માણસને તે શોધી કહાડતા અને તેને કહેતા કે "ભાઇ, હરિબોલ.' તે "હરિ" એવો ઉચ્ચાર કરતો એટલે તેનું કામ તો થઈ જતું. પણ મહાપ્રભુને એકાદ માણસનો ઉદ્ધાર કર્યાથી સંતોષ કેમ થાય? તેમને તો પોતાનો સંદેશ પહોંચાડનાર

યોગ્ય સંદેશવાહકો તૈયાર કરવા હતા. બીજા માણુસના હૃદયનું આકર્ષણ કરીને તેનામાં ભક્તિનું બીજ રોપવાની તેમને શક્તિ આપવી હતી. તેથી કરીને મહાપ્રભુ તેને આલિંગન દેતા અને એ આલિંગનની સાથે જ તેનામાં પ્રેમનું અને બીજાને તારવાની શક્તિનું સિંચન કરતા. એટલું જ નહિ પણ વૈષ્ણવ ધર્મનાં ગૂઢ તત્ત્વોનું પણ તેના હૃદયમાં સ્ફુરણ કરાવતા. પછી તે માણુસ મહાપ્રભુના વતી ભક્તિનો ઉપદેશક બની જતો. આ રીતે થોડાક વખતમાં તેમણે હજારો માણુસોને તાર્યાં અને કૃષ્ણના પ્રેમરાજ્યમાં દાખલ કરી દીધા.

ગંજામ જિલ્લામાં એક જગ્યાએ કૂર્મતીર્થ છે. ત્યાં વિષ્ણુના કૂર્માવતારની મૂર્તિ છે. ત્યાં મહાપ્રભુએ વિશ્રાન્તિ લીધી અને પ્રેમાવેશ સહિત કીર્ત્તન કર્યું. ત્યાંના લોકો તેમનું નૃત્ય જોવા દોડી આવ્યા અને બધે બનતું હતું તેવું અહિં પણ બન્યું. હજારો માણુસો એક સામટાં વૈષ્ણવ બની ગયાં અને પ્રેમોન્મત્ત દશામાં મહાપ્રભુના નૃત્યમાં સામિલ થયાં.

એ સ્થળમાં રહેતા એક બ્રાહ્મણે મહાપ્રભુને ભિક્ષાનું નિમંત્રણ કર્યું. તેણે તેમના પગ ધોયા અને ચરણામૃત પીધું. ભિક્ષા કરાવ્યા પછી તેણે મહાપ્રભુના ચરણ પકડયા અને કહ્યું, "પ્રભુ! મારા ઉપર દયા કરો અને મને તમારી સાથે રાખો. મારાથી હવે સંસારનો પરિતાપ નથી ખમાતો." તેને તેમણે સાંત્વન દીધું અને કહ્યું, "એવું બોલીશ મા. સુખેથી ઘેર રહીને નામકીર્તન કરવું, અને જે કોઇ મળે તેને ઉપદેશ કરવો. જા, હું મારા તરફથી આસપાસના પ્રદેશનો ઉદ્ધાર કરવાનો ભાર તને જ સોંપું છું. સંસારનો મોહ તને કદી પણ સ્પર્શ નહિ કરે એવો મારો તને આશીર્વાદ છે."

માર્ગમાં જેને જેને ઘેર મહાપ્રભુ ભિક્ષા કરવા જતા તેને તેમના

તરફથી આવો જ આદેશ મળતો. આ પ્રમાણે લોકોદ્ધારનું કામ આખે રસ્તે પોતે કર્યું અને બાકી જે રહ્યું તે યોગ્ય સંતોના હાથમાં સોંપ્યું.

કૂર્મતીર્થથી થોડેક દૂર વાસુદેવ નામનો રક્તપીતીઓ સંત રહેતો હતો. આ મહારોગ તેને આખે શરીરે વ્યાપી ગયો હતો. તેના ઉંડા રસીથી ભરેલા વ્રણોમાં કીડા ખદબદતા હતા. તેની કમકમાટી આણે એવી દુર્ગન્ધથી કોઇ તેની પાસે ઉભું પણ ન રહેતું. માત્ર એ કીડા જ તેના રાત દિવસના સાથી હતા. તે જ્યારે ખરીને નીચે પડતા ત્યારે વાસુદેવ તેમને પકડી પકડીને વ્રણની અંદર મૂકી આપતો અને કહેતો કે "ખાઓ બાપુ, ખાઓ." તેણે સાંભળ્યું કે કોઇ દિવ્ય કાન્તિવાળા સંન્યાસી કૂર્મતીર્થમાં આવ્યા છે. બાળક માતાને ઓળખે તેમ વાસુદેવે પોતાના હૃદયેશ્વરને ઓળખી લીધા અને તેણે કૂર્મતીર્થની વાટ લીધી. પણ તે બિચારો ત્યાં પહોંચે તે પહેલાં તો મહાપ્રભુ ત્યાંથી ઉપડી ગયા હતા. નિરાશ થએલા વાસુદેવે એક આર્ત પોકાર કર્યો અને પર્વતની ખીણોમાં ચરતી ગાય વાછરડાનો હમ્મારવ સાંભળીને જેમ કાન માંડતી દોડી જાય તેમ મહાપ્રભુ ત્યાં દોડતા પાછા આવ્યા અને "મને અડશો મા, અડશો મા" કહેતા વાસુદેવને છાતી સરસો દબાવી દીધો. બેઉ લથબથ થઇને ધરણી ઉપર ઢળી પડયા અને વાસુદેવ શુદ્ધિમાં આવીને જુએ છે તો તેની કાયા કંચન જેવી થઈ ગએલી! તે બોલ્યો, "આ શું કર્યું? પ્રભુ! હું રોગી હતો પણ તેથી નિરભિમાની હતો. હવે મને અભિમાન આવશે અને તેથી મારૂં પતન થશે." "ગભરાઇશ નહિ. ભાઇ! કૃષ્ણનામના પ્રભાવથી તને અભિમાન કદી નહિ આવે. જા, ભકિત કર અને બીજાઓને તેનો ઉપદેશ કરજે," એમ કહી મહાપ્રભુ પાછા ચાલતા થયા.

અકબરે ઓરિસ્સાનું સ્વાતંત્ર્ય છીનવી લીધું તે પહેલાં ત્યાંના હિન્દુરાજાઓના રાજ્યની દક્ષિણ સીમા મદ્રાસ ઇલાકામાં ગોદાવ-

રીના કિનારા સુધી ગઈ હતી; અને વિદ્યાનગર, જેને પ્રો૦ જદુનાથ સરકાર વર્તમાન રાજમંદ્રી તરીકે ઓળખાવે છે, તે ઓરિસ્સાના દાક્ષિણાત્ય પ્રાંતોની રાજધાનીનું શહેર હતું. મહાપ્રભુ દક્ષિણને પ્રવાસે નીકળ્યા તે વખતે વિદ્યાનગરના સૂબાની જગ્યાએ રામાનંદ રાય હતા. તેમણે મર્મજ્ઞ રસિક વૈષ્ણવ અને સંસ્કૃત કવિ તરીકે ઠીક ખ્યાતિ મેળવી હતી. તેમનું ગીત ગોવિન્દની શૈલિમાં લખાયલું "જગન્નાથ વલ્લભ" નામનું એક ગેય સંસ્કૃત નાટક બંગાળા અને ઓરિસ્સાના વૈષ્ણવ મંડળમાં ખૂબ આદરપૂર્વક વંચાય છે. વિદ્યાનગરમાં મહાપ્રભુને તેમની સાથે જે પરિચય થયો તે કાયમનો રહ્યો અને તેમની માનવલીલાનાં બાકીનાં વર્ષો દરમ્યાન રામાનંદે તેમના આત્યંતિક મર્મજ્ઞ સખા અને સેવકનું સ્થાન લીધું. વિદ્યાનગરમાં એ બેઉની વચ્ચે ચાલેલા સંવાદમાંથી વૈષ્ણવ ધર્મનાં મૂલ્યવાન રત્નો બહાર આવ્યાં છે.

મહાપ્રભુ ગોદાવરીમાં સ્નાન કરી ઘાટ ઉપર બેઠા હતા ત્યાં રામાનંદ પાલખીએ ચડીને સંખ્યાબંધ સેવકો સાથે ભારે ઠાઠથી સ્નાન કરવા આવ્યા, સંન્યાસી માત્રને પ્રણામ કરવાનો તેમનો રિવાજ હોવાથી રામાનંદે મહાપ્રભુને પ્રણામ કર્યાં અને તેમણે "કૃષ્ણમાં તમારી મતિ સ્થિર થાઓ" એવો પોતાનો કાયમનો થઇ પડેલો આશીર્વાદ સંભળાવ્યો. ત્યાં તો રામાનંદ અને મહાપ્રભુની "મળી દષ્ટો દષ્ટ." તેમણે રામાનંદને ગાઢ આલિંગન દીધું અને કહ્યું, "પંડિત સાર્વભૌમે મારી આગળ વિદ્યાનગરના સૂબા રામાનંદનાં ભારે વખાણ કર્યાં હતાં. અને તેમને મારે અવસ્ય મળવું એવો આગ્રહ પણ કર્યો હતો. તેથી તેમનો સમાગમ કરીને મારા ચિત્તની શુદ્ધિ કરવાને સારૂ હું અહિં આવ્યો છું." રામાનંદ કહે, "તેજ હું શૂદ્રાધમ રામાનંદ." આ રીતે તેમનું ઓળખાણ થયું.

રાત્રે મહાપ્રભુનો જ્યાં ઉતારો હતો ત્યાં સાદે વેશે માત્ર એક જ

સેવકને લઇને રામાનંદ આવ્યા. એકબીજાને વંદન કર્યા પછી મહાપ્રભુએ પૂછ્યું, "રાય મહાશય! સાધ્ય અને સાધનનો નિર્ણય કરો." અપરિચિત સંન્યાસી આગળ પોતાના ધર્મનું ઉંડામાં ઉંડુ તત્ત્વ એકદમ જાહેર કરી દેવાનું રાયને યોગ્ય લાગ્યું નહિ. તેથી તેણે ઘણી જ સામાન્ય વાત કહી. રાય કહે, "પોતપોતાના વર્ણાશ્રમના ધર્મ પ્રમાણે વિષ્ણુની ભકિત કરવી એ ઉત્તમ સાધ્ય છે." મહાપ્રભુએ ડોકું ધુણાવ્યું અને કહ્યું, "એથી વધારે સારૂં જાણતા હો તો કહો." ત્યારે રામાનંદે નિષ્કામ કર્મનો, તે પછી ઈશ્વરને સર્વ કર્મ સમર્પણ કરવાનો અને ત્યાર પછી જ્ઞાનયુકત ભકિત કરવાનો માર્ગ બતાવ્યો. પણ તેથી એ મહાપ્રભુને સંતોષ થયો નહિ. તેમણે તો "હજી આગળ જાઓ, હજી આગળ જાઓ," એમ કહેવાનું ચાલુ રાખ્યું. તમામ લૌકિક અને વૈદિક ધર્મોનો પરિત્યાગ કરીને અનન્ય ભાવે કૃષ્ણનું શરણ લેવું એ પરમ ધર્મ છે એવું જ્યારે રામાનંદે કહ્યું ત્યારે મહાપ્રભુએ પહેલી જ વાર જરાક સંતોષ બતાવ્યો; પણ હજી એ આગળ જાઓ એવી માગણી કરી.

ત્યારે હવે રામાનંદે ભગવદ્‌ગીતાએ પ્રબોધેલા ધર્મની અંતિમ મર્યાદા ઓળંગીને ભાગવત ધર્મમાં પ્રવેશ કર્યો; અને પ્રથમ દાસ્ય, પછી સખ્ય, ત્યાર પછી વાત્સલ્ય અને છેવટે મધુરભાવનો મહિમા ગાયો. કૃષ્ણની સાથે સ્વામી સેવકનો સંબંધ ઘણો સુંદર છે, પણ તેના કરતાં એ મિત્રભાવ વધારે મધુર છે. તેમાં ભકત અને ભગવાનની વચ્ચેનું અંતર ઓછું થાય છે અને નિઃસ્વાર્થ પ્રીતિને વધારે અવકાશ મળે છે. તેના કરતાં એ વળી કોઇ માતા અથવા પિતા પોતાના બાળક પ્રતિ રાખે એવો વાત્સલ્ય પ્રેમ ભગવાનને ભકતની સાથે વધારે કોમળ અને મધુર પ્રેમબંધનથી બાંધી લે છે. એથી એ વધારે ઊંચા પ્રેમનું સ્વરૂપ એક હલેતી બાલાની તેના પ્રિયતમ ઉપરની પ્રીતિ છે. તેની અંદર અગાઉના ત્રણે સંબંધો આવી જાય છે

અને તે ઉપરાંત વાણીથી નહિ વર્ણવી શકાય એવા અતિ ગાઢ પ્રેમસંબંધનું દર્શન થાય છે. પ્રેમની આ છેલ્લી અવસ્થા જ્યારે રામાનંદે વર્ણવી ત્યારે મહાપ્રભુને ખૂબ સંતોષ થયો પણ હજી એક પગલું આગળ જાઓ એવી માગણી કરી.

રામાનંદ કહે, "પ્રભુ! તમે જે પ્રશ્ન કરો છો તે પૂછનાર જગતમાં કોઇ હશે એમ હું જાણતો ન હતો, કારણ કે તે મનુષ્યની ધારણા શકિતની સીમાની બહારનો છે." એમ કહીને તેણે પોતાના અંતરનો અતિ ગૂઢ મર્મ જાહેર કર્યો અને રાધાનો પ્રેમ જે મધુર ઉજ્જ્વલ રસની પરાકાષ્ઠા છે તેનું સ્વરૂપ વર્ણવ્યું. એ પ્રેમ એટલે રસનો મહોદધિ. સંસારમાં જોવામાં આવતો મધુરમાં મધુર અને પવિત્રમાં પવિત્ર પ્રેમ જેની એક કણિકા છે, જે બ્રહ્માંડનાયકને રસલોલુપ બનાવે છે, જેના એક બિન્દુમાં આખા વિશ્વને રસમાં ડૂબાડી દેવાનું સામર્થ્ય છે તે પ્રેમ—તે મહાભાવનું—વર્ણન થતાં રસનો મહાસાગર ઉછળ્યો અને વકતા તથા શ્રોતા બેઉ રસોન્મત્ત બની ગયા. મહાપ્રભુએ રાયને પ્રેમાલિંગન દીધું. રાયને આનંદની લહેર આવી ગઈ અને તેણે મહાપ્રભુની જગ્યાએ એક અદ્‌ભૂત દૃશ્ય દીઠું. કૃષ્ણની મેઘશ્યામ મૂર્તિના અંગપ્રત્યંગની સાથે વીંટાઇને તેની સાથે એકમેક થએલી રાધાની કનકોજ્જ્વલ મૂર્તિ દીઠી. બેઉ મૂર્તિઓ ઘડીમાં એકાકાર થઇ જતી ત્યારે ત્યાં આગળ મહાપ્રભુ બેઠેલા દેખાતા. વળી ઘડીકમાં પૃથક્ થઇ જતી. તેમની અલૌકિક ભેદાભેદ લીલા એજ મહાપ્રભુનું નિગૂઢ સ્વરૂપ છે તે હવે ચતુર રામાનંદે જાણી લીધું, અને એ રસરાજ મહાભાવ મૂર્તિનું દર્શન થતાં તેને મૂર્ચ્છા આવી ગઇ. થોડીવાર સુધી આ અપાકૃત સુખનો આસ્વાદ લેવા દીધા પછી મહાપ્રભુએ તેમને પુનઃ શુદ્ધિમાં આણ્યા.

પછી મહાપ્રભુએ કહ્યું, "રાય મહાશય! તમારા અનુગ્રહથી હું સાધ્ય તો જાણી શકયો પણ સાધન વિના એ સાધ્ય પ્રાપ્ત થાય

જ શી રીતે ? માટે તમે મારા ઉપર આટલી કૃપા કરી તો હવે સાધન માર્ગને વિષે પણ મને ઉપદેશ આપો." રાય કહે, "હું તો પોપટની માફક તમે જે બોલાવો છો તે બોલી રહ્યો છું. તમે જ વક્તા છો અને તમે જ શ્રોતા છો. પણ આજ્ઞા કરો છો ત્યારે સાંભળો.

"સાધનની પદ્ધતિ અને ક્રિયા અત્યંત નિગૂઢ છે. રાધા અને કૃષ્ણની લીલા એટલી નિગૂઢ છે કે દાસ્ય, સખ્ય અને વાત્સલ્ય રસનું અવલંબન કરીને એ લીલામાં પ્રવેશ કરી શકાતો નથી. તેની ચાવી તો રાધાની સખીઓના જ હાથમાં છે. લીલાની યોજના કરનાર અને તેનો ઘણામાં ઘણો રસ ચાખનાર પણ તેઓ જ છે. રાધા અને કૃષ્ણ બેઉને તેઓ પૂતળાંની માફક રમાડી શકે છે. જેઓ ભાવથી એ સખીઓનું અનુસરણ કરે છે તેમને જ એ લીલામાં પ્રવેશ કરવાનો અધિકાર પ્રાપ્ત થાય છે.

"એ સખીઓના અનેક ગુણોમાં એક ગુણ તો તેઓ તેમનો પોતાનો જ કહેવડાવે છે. તે એ કે તેમને કદી પણ કૃષ્ણના સમાગમનું સુખ જાતે ભોગવવાની ઇચ્છા થતી જ નથી. તેમને એ સુખ જાતે ભોગવવા કરતાં રાધા અને કૃષ્ણનું મિલન કરાવી આપવામાં કોટિગણું સુખ પાપ્ત થાય છે. રાધા એ કૃષ્ણપ્રેમની કલ્પલતા છે અને સખીઓ એ કલ્પલતાનાં પાંદડાં છે. કલ્પલતાના મૂળમાં સીંચાએલો રસ જેમ પાંદડાંને જ આખરે મળે છે તેમ રાધાના સુખનો સાર ભાગ તો સખીઓ જ ભોગવે છે.

"એ સખીઓના પ્રેમને "કામ" કહ્યો છે ખરો પણ તે આ જગતમાં જોવામાં અવતો કામ નથી. જેટલો સૂર્ય અને અંધકારની વચ્ચે તફાવત છે તેટલો જ ગોપીઓના પ્રેમ અને માયિક કામની (Lust) વચ્ચે છે. એવા પ્રકારનો કામ પોતાના સુખને માટે અભિ-

લાષા રખાવે છે ત્યારે પ્રેમ કૃષ્ણના સુખ અર્થે પોતાની જાતને પણ ભૂલાવી દે છે.

"જેમને આવા ગોપીઓના પવિત્ર ભાવની અભિલાષા હોય તેમણે વૈદિક રીતે કૃષ્ણની ઉપાસના કરવાની લોકપ્રચલિત રીતિનો ત્યાગ કરીને કેવળ શુદ્ધ પ્રેમથી જ કૃષ્ણની અર્ચના કરવી; કારણ કે પ્રેમના અર્ઘ્ય સિવાય તે બીજું કશુંજ ગ્રહણ કરતા નથી. સાધકે પોતાના સ્વભાવને અનુકુળ હોય એવો દાસ્ય, સખ્ય, વાત્સલ્ય, અથવા મધુર એમાંના કોઇ પણ એક ભાવનું અવલંબન કરીને ગોપીઓના અનુગત થઇને તે તે ભાવ મુજબ પોતાના મનથી રાધાકૃષ્ણની સેવા કરવાનો આરંભ કરવો. એ સેવાને માટે આ સ્થૂલ દેહ નિરુપયોગી છે તેથી કરીને સાધકે પોતાના ભાવને યોગ્ય સિદ્ધદેહની કલ્પના કરી લેવી. ક્રમેક્રમે જ્યારે તેની સાધના પરિપકવ થશે ત્યારે એ સિદ્ધદેહ વડે તે પ્રેમલીલાના રાજ્યમાં પ્રવેશ કરશે અને પોતે જેની સાધક અવસ્થામાં માત્ર ધારણા જ કરી હતી તેનો પ્રત્યક્ષ અનુભવ થશે. પરંતુ એ અવસ્થા પ્રાપ્ત કરતા પહેલાં તેણે લીલાના સ્મરણમાં ડૂબી જવું જોઇશે."

મહાપ્રભુએ અતિ પ્રસન્ન થઇને રામાનંદને દૃઢ આલિંગન દીધું. રામાનંદે કહ્યું, "મારો ઉદ્ધાર કરવાને સારૂ તમે અહિં સુધી આવ્યા છો ત્યારે થોડા દિવસ રહીને મારા ચિત્તને શુદ્ધ કરતા જજો." મહાપ્રભુ કહે, "હું તો તમારી ખ્યાતિ સાંભળીને તમારો સત્સંગ કરવાના લોભથી અહિં આવ્યો છું. મેં તમારે વિષે જે સાંભળ્યું હતું તે સાચું ઠર્યું છે. ખરેખર તમે રાધાકૃષ્ણના પ્રેમનો મહિમા પૂરેપૂરો જાણો છો. તમે શા માટે થોડા દિવસની જ વાત કરો છો? હું તો જીવીશ ત્યાં સુધી તમને છોડવાનો નથી મને તો એવી ઉમેદ છે કે આપણે પુરીમાં ભેગા રહીશું અને કૃષ્ણકથામાં જ સુખે દિવસ નિર્ગમન કરીશું."

મહાપ્રભુ વિદ્યાનગરમાં બીજા આઠ દિવસ રહ્યા. રોજ તે અને રામાનંદ ભેગા થતા અને કૃષ્ણકથાનો રસાસ્વાદ એક બીજાને ચખાડતા. વિદ્યાનગરથી ઉપડીને મદ્રાસ ઈલાકાનાં અનેક શૈવ અને વૈષ્ણવ તીર્થોનાં દર્શન કરતા કરતા તે રામેશ્વર ગયા. માર્ગમાં અનેક રામઉપાસક વૈષ્ણવોને તેમણે કૃષ્ણપ્રેમની લગની લગાડી. રામેશ્વરથી કન્યાકુમારી આગળથી પસાર થઇને તેમણે ત્રાવણકોર અને મૈસુરનાં રાજ્યોમાં પ્રવેશ કર્યો. શંકરાચાર્યના શૃંગેરી મઠની અને મધ્વાચાર્યના પીઠસ્થાન ઉડુપીની મુલાકાત લીધી. આગળ ચાલતાં શ્રીરંગમ્ આવ્યું. ત્યાં મહાપ્રભુએ ચાતુર્માસ ગાળ્યા. એ સ્થાનમાં એમણે વેંકટ ભટ્ટ નામના રામાનુજ સંપ્રદાયના વૈષ્ણવને ઘેર નિવાસ રાખ્યો હતો. તેના પુત્ર ગોપાલ ભટ્ટ જે વૃન્દાવનના છ મુખ્ય ગોસ્વામીઓમાંના એક થઈ ગયા છે તેમણે મહાપ્રભુનો આશીર્વાદ મેળવ્યો.

શ્રીરંગમમાં શ્રીરંગનાથના મંદિરમાં રોજ મહાપ્રભુ દર્શન કરવા જતા. ત્યાં એક નિરક્ષર બ્રાહ્મણ રોજ ગીતાનો પાઠ કરવા બેસતો. તેને વાંચતાં પણ પૂરૂં આવડતું નહિ અને વાંચતાં વાંચતાં એવી ભૂલો કરતો કે લોકો તેની ખૂબ મજાક કરતા. તોપણ તે બ્રાહ્મણ ગીતાનું વાચન કર્યે જતો. તેને ઘણીવાર વાંચતાં વાંચતાં રોમાંચ થતો અને નેત્રમાંથી પ્રેમાશ્રુ ટપકી જતાં. મહાપ્રભુએ તેની પાસે જઇને પૂછ્યું, "ભાઇ, ગીતાના કયા શ્લોકનો મર્મ તને આટલો બધો આનંદ આપે છે?" બ્રાહ્મણ બોલ્યો, "મહારાજ! હું તો મૂર્ખ છું. ગીતાનો વાચ્યાર્થ પણ હું સમજતો નથી. પણ મારા ગુરુની આજ્ઞા હોવાથી હું સાચું જૂઠું વાંચ્યા જ કરૂં છું. પણ હું ગીતા વાંચું છું તેટલો વખત મને અર્જુનના રથમાં બેસીને ગીતાનો ઉપદેશ કરનાર કૃષ્ણની મેઘશ્યામલ મૂર્તિનાં દર્શન થાય છે. તેથી કરીને મને ઘણુંજ સુખ થાય છે. તેટલા જ માટે ગીતાનો પાઠ

છોડી દેવાનું મને મન થતું નથી." મહાપ્રભુ કહે, "શાબાશ, ગીતાના વાચનનો સાચો અધિકારી તું જ છે; અને તેનો સાચો મર્મ તું જ સમજી ગયો છે." એમ કહીને તેને પ્રેમાલિંગન દીધું.

શ્રીરંગમથી મહાપ્રભુ પંઢરપુર ગયા. ત્યાંથી નાસિક અને બીજા સ્થળોમાં ફરતા ફરતા છેક તાપી અને નર્મદાના કિનારા સુધી આવી ગએલા એવો ઉલ્લેખ છે. દાક્ષિણાત્ય પ્રદેશોમાંથી તેઓ પોતાની સાથે બે અમૂલ્ય પુસ્તકો ખૂબ જતન કરીને લેતા આવ્યા. એક બિલ્વમંગલનું રચેલું " કૃષ્ણકર્ણામૃત " અને બીજું "બ્રહ્મસંહિતા." મહાપ્રભુના સંપ્રદાયને લગતું જે દાર્શનિક સાહિત્ય પેદા થયું છે તેની ભીત્તિ આ બેઉ પુસ્તકો ઉપર રચાએલી છે.

નર્મદા નદીને કિનારેથી મહાપ્રભુ પાછા અગ્નિકોણ તરફ વળ્યા, અને નિઝામના રાજ્યમાં થઈને ગોદાવરીની ખીણમાં પેઠા. થોડાં અઠવાડીઆના પ્રવાસ પછી પાછા વિદ્યાનગર આવી પહોંચ્યા દરમ્યાન રામાનંદે પોતાના હોદ્દાનું રાજીનામું મોકલાવી દીધું હતું અને મહાપ્રભુની સાથે જ પુરીમાં કાયમનો નિવાસ કરવાની તેણે તૈયારી કરી દીધી હતી.

લગભગ બે વર્ષની ગેરહાજરી પછી મહાપ્રભુ પુરી આવી પહોંચ્યા. એટલી ટૂંકી મુદ્દતમાં તેમણે આખા દક્ષિણ ભારતમાં પગે ચાલીને પ્રવાસ કર્યો. છતાં દક્ષિણના ધર્મ અને સાહિત્યમાં તેમણે પ્રેરેલી ચેતનાની નિશાનીઓ હજી જોવામાં આવે છે. *

---

* રાઈસકૃત કુનેરીઝ સાહિત્યનો ઈતિહાસ પૃ. ૧૨.

# પ્રકરણ ૨૨ મું.

## રથયાત્રા.

મહાપ્રભુના પુનરાગમનના સમાચાર નવદ્વીપના ભકતોએ જાણ્યા એટલે અદ્વૈત આચાર્યની આગેવાની નીચે બસેં વૈષ્ણવો રથયાત્રાને ટાંકણે પુરી જવાને માટે તૈયાર થયા.

વાસુદેવ સાર્વભૌમ જેવા લબ્ધપ્રતિષ્ઠ પંડિતના ધર્મપરિવર્તનની વાત ઓરિસ્સાના તે સમયના રાજા પ્રતાપરુદ્રે સાંભળી, એટલે તેણે તેમની પાસેથી મહાપ્રભુની બધી હકીકત જાણી લીધી, અને તેમનાં દર્શન કરીને તેમનું શરણ લેવાને તે રાજા અત્યંત અધીરો બની ગયો. મહાપ્રભુ પાછા આવ્યા એટલે તેણે સાર્વભૌમ અને રામાનંદની માર્ફતે પોતાને એકવાર દર્શનનો લાભ આપવાની અરજ કરી. પણ તેમણે કહ્યું કે "રાજા અને સ્ત્રીઓનું દર્શન સંન્યાસીને માટે નિષિદ્ધ છે. એ રાજા ગમે તેવો ભકત હોય તો પણ તે આખરે રાજા જ. જેમ પાષાણુ અથવા કાષ્ટની બનાવેલી સ્ત્રીની મૂર્તિનાં દર્શનથી સંન્યાસીના મનમાં સંસારની વાસનાઓ પુનઃ જાગૃત થવાનો સંભવ છે તેમ રાજાનું પણ સમજવું. કાંતો તમે મારી સાથે રાજાનો મેળાપ કરાવવાનો આગ્રહ છોડો અગર તો હું પુરી છોડું."

આ ઉત્તરથી તો રાજા પ્રતાપરુદ્રની આતુરતા વધારે ઉગ્ર થઇ. તેણે કહ્યું, "આગ પડો મારા રાજ્ય ઉપર! તેમણે સૌનો ઉદ્ધાર કર્યો અને હું માત્ર રાજા થયો એટલા માટે જ મને ટાળી મૂકયો? જો મારૂં રાજત્વ મારા ઉદ્ધારની આડે આવતું હોય તો હું આજે જ રાજમુકુટને તજી દંડ કમંડળ લેવા તૈયાર છું." આની મહા-

પ્રભુના મન ઉપર કાંઇક અસર થઇ અને ભકતોએ પણ વિનતિ કરવામાં કચાશ ન રાખી, ત્યારે તેમણે પોતાનો એક જૂનો અંચલો પ્રસાદી તરીકે રાજાને મોકલવાની રજા આપી. રાજાએ તેને મહા મૂલ્યવાન ભેટ તરીકે સ્વીકારીને માથે ચડાવ્યો. પણ તેણે મહાપ્રભુનાં દર્શન કરવાની લાલસા છોડી નહિ. આખરે રામાનંદે એક યુક્તિ રચી. તેણે રાજાને નહિ તો યુવરાજને દર્શન આપવાની મહાપ્રભુ પાસેથી કબૂલાત લીધી. રાજપુત્ર રંગે શામળો પણ દેખાવડો હતો અને ચતુર રામાનંદે તેને કૃષ્ણના જેવાં જ વસ્ત્રાલંકારથી એવો શણગાર્યો કે તેને જોતાં જ સૌ કોઇને કૃષ્ણનું ભાન થાય. આવા વેશમાં રાજપુત્રને રામાનંદ મહાપ્રભુની પાસે તેડી લાવ્યા. તેને જોતાં જ તેમને કૃષ્ણનું ઉદ્દીપન થયું અને એકદમ તેને ગાઢ પ્રેમાલિંગન દીધું અને તે આલિંગનની સાથે તેનામાં કૃષ્ણપ્રેમનું સિંચન કર્યું.

મહાપ્રભુ પુરી આવ્યા એટલે તેમની પ્રવૃત્તિનું કેન્દ્ર નવદ્વીપમાંથી ખસીને પુરીમાં સ્થિર થયું, અને તેમના ભકતોમાંથી પણ ઘણાક ત્યાં ખેંચાઇ આવ્યા. સાર્વભૌમ અને રામાનંદ તો હતા જ. રામાનંદના જેવા જ બીજા મર્મજ્ઞ ભકત અને સાથી સ્વરૂપ ચાલ્યા આવ્યા. આ ભકતમંડળમાં રોજ રોજ નવા આવનારાઓનો ઉમેરો થવા લાગ્યો. રાય ભવાનંદ, કાશી મિશ્ર, શિખિ મહાન્તી અને ઓરિસ્સાની મીરાં માધવી દાસી, બ્રહ્માનંદ ભારતી, પરમાનન્દ પુરી, પંડિત ગદાધર, વક્રેશ્વર એવા અનેક ભક્તોનું તારામંડળ મહાપ્રભુની આસપાસ એકઠું થયું. ઓરિસ્સાના લોકો એકલા જગન્નાથને જ માનતા. તેઓ મહાપ્રભુને તેમના ઇષ્ટદેવ જગન્નાથનું જ દ્વિતીય સ્વરૂપ માનવા લાગ્યા. જ્યારે તે બહાર નીકળતા ત્યારે " જય ચૈતન્ય મહાપ્રભુ !" "જય સચલ જગન્નાથ !" એવા જયનાદથી તેમને વધાવી લેતા.

હવે રથયાત્રાનો દિવસ નજીક આવ્યો. બંગાળી વૈષ્ણવોની ટોળી પુરીને એક છેડે આવેલા નરેન્દ્ર સરોવર આગળ આવી પહોંચી. થોડા જ વખતમાં હવે તેમના પ્રાણેશ્વર મહાપ્રભુનો તેમને મેળાપ થશે એ વિચારે તેમને ઉન્મત્ત બનાવી દીધા હતા. નરેન્દ્ર-સરોવરથી મહાપ્રભુના નિવાસસ્થાન સુધી તેઓ પ્રેમોન્મત્ત અવસ્થામાં કીર્ત્તનોની હેલી મચાવતા, નાચતા, કૂદતા અને પૃથ્વીપર આળોટતા ચાલ્યા આવ્યા. ઓરિસ્સાના રહેવાશીઓને માટે આ તદ્દન નવું જ દૃશ્ય હતું. આવાં પ્રાણોન્માદકારી કીર્ત્તન અને આવા પ્રેમોન્મત્ત, ભક્તિશૂરા વૈષ્ણવો તેમને કોઇ જૂદી જ દુનિયામાંથી આવ્યા હોય એમ લાગ્યું. તેમને જોવાને આખું ગામ દોડી આવ્યું. અગાસીઓ ઉપર લોકોની ઠઠ જામી. પ્રતાપરુદ્ર પોતે પણ વાસુદેવ સાર્વભૌમ અને ગોપીનાથની સાથે એક અગાસીમાં બેઠો. ખોલ અને કરતાલની સાથે કીર્તનના ધ્વનિથી આકાશ ગજવતા બંગાળી ભક્તો આવતા દેખાયા. એ કીર્તનો ખરૂં જોતાં મહાપ્રભુની પ્રેરણાથી અસ્તિત્વમાં આવ્યાં હતાં અને તેમણે જ તેમની પ્રાણપ્રતિષ્ઠા કરી હતી. પુરીનું બધું વાતાવરણ ભક્તિનાં પ્રબળ આંદોલનથી કંપી ઉઠ્યું. તેઓ જેમ જેમ પસાર થતા ગયા તેમ તેમ ગોપીનાથ રાજાને આગેવાનોનું ઓળખાણ કરાવતા ગયા. તેણે કહ્યું, "પેલા સૌથી આગળ ચાલે છે તે વયોવૃદ્ધ અને સૌને વંદનીય અદ્વૈત આચાર્ય. તેની પાછળ આવે છે તે ભક્ત શિરોમણિ શ્રીવાસ. પેલા જરા શરીરે સ્થૂળ દેખાય છે તે હરિદાસ ઠાકુર. તેની પાછળ ચાલે છે તે મુરારિ ગુપ્ત. તેના પછી આવે છે તે વાસુદેવ, ગોવિન્દ અને માધવ. એ ત્રણ ભાઇઓ છે અને એમનાં રચેલાં પદો મહાપ્રભુને ભાવોન્મત્ત કરી દે છે. એ બધાની પાછળ આવનાર શિવાનંદ સેન, જે આ બધા યાત્રાળુઓની વાટખરચી પૂરી પાડે છે. તેની પાછળ પેલા રહ્યા વાસુદેવ દત્ત, સત્યરાજ ખાન અને ગુણરાજ ખાન." રાજાને

સાનંદાશ્ચર્ય થયું અને તેણે કહ્યું કે આવા તેજોમંડિત ભક્તોનો સમૂહ મેં અગાઉ કદી જોયો નથી.

મહાપ્રભુએ એકેએક ભક્તને પ્રેમાલિંગન દીધું અને પછી પોતાને હાથે જ સૌને મહાપ્રસાદ પીરસીને જમાડયા. જમ્યા પછી રાજાએ તેમને માટે આપેલા વિશાળ ઉતારામાં જઇને સૌએ આરામ લીધો. હરિદાસ અગાઉ મુસલમાન હતા. તેથી તેમની પોતાની ઇચ્છા અલગ રહેવાની હતી. તેમને માટે તેવા એક સ્વતંત્ર નિવાસસ્થાનનો મહાપ્રભુએ બંદોબસ્ત કરાવ્યો અને એજ મકાનમાં હરિદાસે બાકીનું આખું જીવન પસાર કર્યું.

સાંજે મંદિરના આંગણામાં મહાસંકીર્તન કરવાની મહાપ્રભુએ આજ્ઞા પ્રકટ કરી. તેમણે પોતાના ભક્તોને ચાર વિભાગમાં વહેંચી નાખ્યા. દરેક વિભાગની આગેવાની અદ્વૈત, હરિદાસ, વક્રેશ્વર એવા એકએક અગ્રણી ભક્તને આપી અને પોતે વારા ફરતી ચારે વિભાગોમાં નૃત્ય કરવા લાગ્યા. જેઓ સારૂં નૃત્ય કરતા તેમને મહાપ્રભુ સ્મિત વદનથી અને આલિંગનથી ઉત્તેજિત કરતા. આસપાસની અગાસીઓમાં આ વિરલ દ્દશ્ય જોવા સારૂ લોકો એકઠા થયા. રાજા પણ પોતાની રાણીઓ સાથે એક અગાસી ઉપર મહાપ્રભુનું દર્શન અને નૃત્ય જોવા સારૂ બેઠો. ઓરિસ્સામાં તેમનું આ પહેલું જ જાહેર સંકીર્તન હતું. ખોલ કરતાલની રમઝટ જામી અને ગાયકના સ્વર નીકળ્યા એટલે તરત જ મહાપ્રભુ હુંકાર કરીને નૃત્ય કરવા ઉભા થયા. આઠે આઠ સાત્ત્વિક ભાવ તેમની દેહલતા ઉપર પ્રકટી નીકળ્યા અને તેમના પ્રેમાશ્રુથી બાજુએ ઉભેલા લોકો છંટાઇ ગયા.

બીજે દિવસે ગુંડિચામાર્જન કરવાનું હતું. પુરીથી બે માઇલને અંતરે આવેલા એક મંદિરને “ગુંડિચા” કહે છે. રથયાત્રાને દિવસે જગન્નાથ રથમાં બેસીને ત્યાં જાય છે અને સાત દિવસ સુધી ત્યાં જ રહે છે. એ મંદિરને રથયાત્રાને આગલે દિવસે

પાણીથી ધોઇને સાફસુફ કરવાની ક્રિયાને "ગુંડિચામાર્જન" કહે છે. આ વર્ષે મહાપ્રભુએ પોતે જ આ કામ ઉપાડી લીધું. કેટલાક ભકતો સાવરણીથી વાળતા ગયા અને બીજા પાણીના ઘડા રેડતા ગયા. વાળતાં વાળતાં વારંવાર હરિબોલની ગર્જના થતી અને કેટલાક ભકતો આનંદમાં આવી જઇને નૃત્ય પણ કરતા. મહાપ્રભુને તો આજનો પ્રસંગ ભારે હર્ષનો હતો; તેમણે સૌના કરતાં વધારે કામ કર્યું હતું; કારણ કે તેઓ જાણતા હતા કે જગન્નાથ રાજવૈભવને એક કોરે મૂકીને રાધાની સાથે તેના કુંજમાં એક સપ્તાહ ગાળવાને આવવાના હતા અને તેમના સત્કારને માટે કુંજને શણગારવાની આ બધી તૈયારી હતી.

તેને બીજે દિવસે સવારમાંથી જ પુરી યાત્રાળુઓથી ભરાઈ ગયું. જગન્નાથનો રથ ગુંડિચા તરફ જવા લાગ્યો તેનો સાથ કરવા માટે મહાપ્રભુએ પોતાના ભકતોને સાત વિભાગમાં ગોઠવી દીધા. દરેકને પોતાને હાથે ચંદન અને પુષ્પની માલાઓથી શણગાર્યા. થોડાક રથની આગળ અને બાકીના રથની પાછળ કીર્ત્તન અને નૃત્ય કરતા કરતા ચાલવા લાગ્યા. વૈષ્ણવોના સમુદાયરૂપી વાદળમાંથી કીર્ત્તનાનંદરૂપી વરસાદ વરસી રહ્યો. તેમના કીર્ત્તનના ધ્વનિ આગળ બીજું કાંઈ જ સંભળાતું નહિ.* આ વખતે દેશદેશના યાત્રાળુઓએ પ્રેમભકિતનું મહા અદ્‌ભૂત દશ્ય દીઠું.

મહાપ્રભુની આનંદની તો આજે સીમા જ નહતી. આજે તે પોતાને ભૂલી જઇને રાધાના ભાવથી પૂરેપૂરા અનુભાવિત થઈ ગયા હતા અને રાધા પોતે જ પોતાની પ્રિયસખીઓની સાથે દીર્ઘકાલ-વ્યાપી વિરહવેદના વેઠયા પછી કૃષ્ણને પોતાની કુંજ તરફ તેડી જતી હોય તેમ સાક્ષાત્‌ રાધા જ બની ગએલા. મહાપ્રભુ તેમના ભકતોની સાથે જતા હતા. તે ચાલતાં ચાલતાં નૃત્ય કરવા મંડી

* ચૈતન્યચરિતામૃત, મધ્યલીલા, અધ્યાય. ૧૩.

જતા અને વારંવાર પોતાના પ્રિયતમ તરફ કોઇ ન જુએ તેમ છાનામાના મીઠી નજર નાખી લેતા. અષ્ટ સાત્ત્વિક વિકાર એક સામટા તેમના દેહ ઉપર પ્રકટી નીકળ્યા. રોમાંચ તો એવો અદ્દભૂત થવા લાગ્યો કે વાળનાં મૂળ આગળ ન્હાનાં ન્હાનાં ઢીમાં થઇ આવ્યાં અને લોહીના ટશીઆ ફૂટી નીકળ્યા. તેમના દાંત કકડવા લાગ્યા અને પસીનાથી આખું શરીર ભીંજાઇ ગયું. "જગન્નાથ" શબ્દનો પૂરો ઉચ્ચાર કરવાનું તેમને માટે અશકય થઇ પડયું તેથી "જ—જ–ગ–ગ" એવા તૂટક તૂટક ઉચ્ચાર જ માત્ર તેમના મુખમાંથી નીકળતા. તેમનાં નેત્રમાંથી અશ્રુની પિચકારીઓ ઉડી અને તેનો આજુબાજુનાં માણસો ઉપર છંટકાવ થતો ગયો. પળે પળે તેમના શરીરનો રંગ પણ બદલાતો હતો. મ્હોડેથી ફીણના ગોટા નીકળતા. કોઇવાર ચાલતાં ચાલતાં સ્થિર થઇ જતા. કોઇવાર પૃથ્વીપર આળોટી પડતા. કોઇવાર મૃત્યુના જેવી પ્રગાઢ મૂર્ચ્છા આવી જતી. વળી પાછા ઉભા થઈને નૃત્ય કરવા મંડી જતા ત્યારે પ્રેમસરોવરમાં સોનાનું કમળ ડોલતું હોય તેવા દેખાતા.

રથ ગુંડિચા જઇ પહોંચ્યો ત્યારે મહાપ્રભુ વિશ્રાન્તિ લેવા સારૂ નજીકના એક બગીચામાં જઇ બેઠા. હજી તેમની કૃષ્ણચેતનાની ખુમારી ઉતરી ન હતી. આ તકનો લાભ લઇને રામાનંદના કહેવાથી રાજા પ્રતાપરુદ્ર ત્યાં જઇ પહોંચ્યો અને ભકતોની રજા લઇને મહાપ્રભુના પગ દબાવતો બેઠો. આવા પ્રકારની સેવા કરતાં કરતાં તેણે ગોપીગીતના શ્લોક એક પછી એક બોલવા માંડયા. મહાપ્રભુને ગોપીગીત અતિ પ્રિય હતું. પહેલો જ શ્લોક ગવાઇ રહ્યો એટલામાં તો તેમને શરીરે રોમાંચ થવા લાગ્યો અને બીજા બે ત્રણ ગવાયા એટલે તો તે ઉઠીને બેઠા થયા અને આ શ્લોકનો ગાનાર કોણ છે તેનો કશો વિચાર કર્યા વગર તેને ગાઢ પ્રેમાલિંગન દીધું અને કહ્યું, "ભાઇ ! તેં આજે મારા કાનમાં અમૃત રેડી દીધું. હું

સંન્યાસી તને બીજું તો શું આપું પણ કૃતજ્ઞાપૂર્વક ભેટું છું." રાજાની મનઃકામના પૂર્ણ થઇ ગઇ. અને તે દિવસથી મહાપ્રભુને "પ્રતાપરુદ્રના સંત્રાતા" એવું નવું નામ મળ્યું.

રથયાત્રા પૂરી થઇ એટલે બંગાળાથી આવેલા ભક્તો સ્વદેશ જવાને તૈયાર થયા. મહાપ્રભુએ નિત્યાનંદને એકલાને જ પોતાની પાસે તેડાવ્યા અને તેમનો હાથ પકડીને ગદ્દગદ્દ સ્વરે કહ્યું, "શ્રીપાદ! માનવ જાતિનું દુઃખ જોઇને મારૂં હૃદય ચીરાઇ જાય છે. તેનો ઉદ્ધાર તો કરવો જ જોઇએ. તમે જાણો છો કે એ કામ મારાથી બને એવું નથી. માટે તમે જ એ કાર્ય ઉપાડી લો. સૌનો ઉદ્ધાર કરો. નામ અને પ્રેમની જાહેર લ્હાણી કરો. નીચ, ઊંચ, પંડિત, મૂર્ખ—સૌનો ઉદ્ધાર કરજો. કોઇને પડતો મૂકશો નહિ. કઠિન હૃદયના પંડિતો ઉપર વિશેષ કૃપા કરજો. આ મારી મ્હોટામાં મ્હોટી અભિલાષા તમારા વિના બીજું કોણ પૂર્ણ કરે? વારંવાર પુરી આવતા નહિ. બંગાળામાં જ ફરજો અને આટલું મારૂં કહ્યું કરજો. હું તમારા એકલાના ઉપર જ ભરોસો રાખું છું. તમારા પ્રચાર કાર્યમાં રામદાસ, ગદાધરદાસ અને બીજા ભક્તો તમારી મદદમાં રહેશે અને તમારૂં નૃત્ય જોવા હું પણ અવાર નવાર આવતો રહીશ."

નિત્યાનંદે આ આદેશ માથે ચડાવ્યો.



## પ્રકરણ ૨૩ મું.

### મહાપ્રભુ પાછા જન્મભૂમિમાં.

હવે મહાપ્રભુને પાછી વૃન્દાવનની રઢ લાગી. વારંવાર તે સ્થાનને યાદ કરી કરીને ઉંડા નિઃશ્વાસ નાખતા. "અરે! હું કયારે વૃન્દાવનનાં દર્શન કરીશ" એવો વલોપાત કરતા. કોઈ યાત્રાળુ ત્યાંની રજની એક કણિકા તેમને આપતો ત્યારે કોઇ મહા મૂલ્યવાન વસ્તુ મળી હોય તેમ ગાંડા ગાંડા થઈ જતા અને હર્ષોન્મત્ત બનીને નૃત્ય કરતા. રોજ રોજ તે સ્વરૂપ અને રામાનંદના કાલાવાલા કરીને કહેતા કે મને એકવાર વૃન્દાવન જઇ આવવાની રજા આપો. પણ તેમનો વિયોગ સહન કરવા ભક્તો રાજી ન હતા તેથી કાંઇ ને કાંઇ બ્હાનાં કહાડીને તેમને રોકી રાખતા. આ પ્રમાણે બે વર્ષ નીકળી ગયાં. મહાપ્રભુને હવે અઠ્ઠાવીશમું વર્ષ બેઠું. એક દિવસ તેમણે ભક્તોને કહ્યું, "મને વૃન્દાવન જવાની લગની લાગી છે તમારા કહેવાથી હું બે વર્ષ સુધી મારી ઇચ્છાને દબાવીને બેઠો છું. પણ મારે જવું તો જોઇએ જ. તમે રજા આપો તો જાઉં; કારણ કે તમારા સિવાય મારે બીજું છે પણ કોણ?" ભક્તો સમજ્યા કે હવે તેમને વધારે રોકી રાખવામાં ડહાપણ નથી.

તેથી એક દિવસ જગન્નાથની આજ્ઞા લઇને મહાપ્રભુ વૃન્દાવન જવા તૈયાર થયા. સ્વરૂપ, રામાનંદ, હરિદાસ, પરમાનન્દ પુરી, બ્રહ્માનંદ ભારતી, ગદાધર, સાર્વભૌમ અને બીજા ઘણા ભક્તો તેમની સાથે ચાલી નીકળ્યા. રામાનંદે તો જિંદગીમાં કદી પગે ચાલીને મુસાફરી કરી ન હતી; તેથી તેમને નાછૂટકે પાલખીમાં બેસવું પડયું. મહાપ્રભુએ પોતાની આગળ આગળ ચાલતી કૃષ્ણની

મૂર્તિ દીઠી એટલે તેને ભેટવા દોડયા. પણ એટલામાં બીજે નજર પડતાં ત્યાં આગળ તે મૂર્તિ દેખાઈ એટલે તો તેમણે બ્હાવરા બનીને ચારે દિશાએ દોડવા માંડયું. વૃક્ષ ઉપર નજર પડે એટલે ત્યાં પણ તે ખરીજ. તરત તે વૃક્ષપર ચડી જતા અને વળી નીચે જોવા જતાં તેને જમીનપર દેખતા એટલે ઝાડ પરથી કૂદી પડતા. આમ કરતાં શરીર પણ છોલાયું પરંતુ તેનું ભાન જ શાનું હોય ?

આવી હાલતમાં તેમણે કટક સુધી મુસાફરી કરી. અહિં રાજા પ્રતાપરુદ્રે તેમના સત્કારને માટે તૈયારી કરી રાખી હતી. રાજાએ આવીને તેમના ચરણ આગળ રાજમુકુટ મૂકયો. પોતાના પ્રાંતિક સૂબાઓને આજ્ઞા કરી દીધી કે થોડે થોડે અંતરે માંડવા બંધાવો અને મહાપ્રભુ તથા તેમના સાથીઓને માટે જોઇતી વસ્તુઓ તૈયાર રાખો. પોતાના રાજ્યની સીમા સુધી સૌને વળાવવા માટે બે મંત્રીઓને રાજાએ આજ્ઞા કરી. તેઓ રાત દિવસ મહાપ્રભુની સેવામાં હાજર રહેતા. કટક આગળ જ્યાં મહાપ્રભુએ મહા નદી ઓળંગી ત્યાં આગળ રાજાએ એક સ્મારક ચણાવ્યું, જે અદ્યાપિ ત્યાં મોજૂદ છે. આજે ત્યાં આગળ મહાપ્રભુનાં ચરણચિહ્ન અને એક મંદિર જોવામાં આવે છે. રાજા બોલ્યો, “આ સ્થળ મારે માટે સૌથી મ્હોટું તીર્થ છે. રોજ હું ત્યાં જ સ્નાન કરીશ અને ત્યાં જ મારૂં મરણ થાય એમ હું ઇચ્છું.” નદીના કિનારા ઉપર હાથી ઉપર બેસીને રાણીઓ મહાપ્રભુનાં દર્શનની રાહ જોતી હતી. તેમણે તેમને દૂરથી જોયા અને કૃષ્ણપ્રેમથી તેમનાં હૃદય પરિપૂર્ણ થઇ ગયાં. દૂર રહ્યા રહ્યા એક દૃષ્ટિથી જ સામાના હૃદયમાં પ્રેમભક્તિનો સંચાર કરવાની અલૌકિક શક્તિનો મહાપ્રભુએ અહિં પરિચય કરાવ્યો.

ગદાધરે પુરીમાં જ રહેવાનો નિશ્ચય કરીને ક્ષેત્રસંન્યાસ લીધો હતો. મહાપ્રભુની સાથે આવવામાં તે પોતાના વ્રતનો અનાદર કરતા હતા. તેમના તરફ ગદાધરની એવી ગાઢ ભક્તિ હતી કે કોઇ

પણ મોઝે તે તેમની સાથે જ રહેવા ઇચ્છતા હતા. પણ મહાપ્રભુથી એ નવકલંગ કેમ ચલાવી લેવાય ? તેમણે ગદાધરને પાછા જવાનો હુકમ કર્યો. તે ઘણું એ રડયા, કકળ્યા પણ તેની દરકાર ન કરતાં મહાપ્રભુએ હોડીમાં પગ મૂકયો ત્યારે ગદાધરને મૂર્ચ્છા આવી ગઈ.

ભકતોનો આવો અસાધારણ પ્રેમ બીજા કોઈ ધર્મપ્રવર્તકે ભાગ્યે જ સંપાદન કર્યો હશે. એમના ભકતોના ઉદ્‌ગાર એકત્ર કરીએ તો નિર્મળ પ્રેમભકિતની એક સંહિતા તૈયાર થાય. જુઓ એક દૃષ્ટાંતઃ:-

રાગ—મંગલ.

* જલેર જીવ કાંદે દેખિયા પ્રતિબિંબ
કાનને કાંદયે પશુપાખી.
તરૂવા પુલકિત પાષાણ દરવિત
શુનિયા અંધ કાંદે ડાકિ.
અપરૂપ ગોરાચાંદેર દેહ.
અસીમ અનુભવ એક મુખે કિ કહવ ?
મને જે મુખે ના આછસે સેહ. ધ્રુવ.
કુલેર કુલવધુ ફુકરિ સેહ કાંદે,
બધિર જડ કાંદે ધાન્દે;
માયેર સ્તન છાડિ દૂધેર બાલક
ના જાનિ કિવા લાગિ કાંદે.

---

* ગૌરાંગની મોહિની અદ્‌ભૂત છે. તેનું પ્રતિબિંબ જોઇને જલચર જીવો મોહિત થાય છે, વૃક્ષો પુલકિત થાય છે, પત્થર પીગળી જાય છે અને આંધળાં પણ તેને મળવા તલસે છે. મારા પાર વિનાના અનુભવોને હું શી રીતે વર્ણવું ? જે મનમાં છે તે શબ્દો વડે નથી કહી શકાતું. ગૌરાંગે સૌને મોહ લગાડયો છે. કુલવતી સતીઓ પણ તેને માટે ઝૂરે છે. માને ધાવતાં બાળકો પણ તેને જોઈને ધાવતાં રહી જાય છે. આવો કરુણામય અવતાર કદી થવાનો નથી. તેણે પતિત, મૂર્ખ, જડ, બુધ્ધિમાન સૌના ઉધ્ધાર કરી નાખ્યો.

એમન અવતાર હોબેક નાહિ આર
કેવલ કરુણાર સિંધુ,
પતિત મૂઢ જડ અજડ ઉદ્ધારિલો
કેવલ વંચિત ભેલો જદુ.
યદુનંદન.

મહાપ્રભુના આગમનના સમાચાર તેમની આગળ આગળ ફેલાઇ ગયા હતા. તે કટકથી નીકળીને બંગાળા પહોંચ્યા ત્યાં સુધીને આખે રસ્તે લોકો દિવસના દિવસ સુધી તેમની રાહ જોતા ઉભા હતા. આવું માન અને આવો પ્રેમ દિગ્વિજય કરીને સ્વદેશ પાછા ફરતા મ્હોટા સમરવિજેતાઓને પણ મળ્યાં નથી. આ પ્રમાણે તેઓ બધા ઓરિસ્સાની સીમા સુધી પહોંચ્યા. હવે એક મુશ્કેલી ઉભી થઇ. નદીને સામે કિનારે મુસલમાન કિલ્લેદાર રહેતો હતો. ઓરિસ્સાના કિલ્લેદારે મહાપ્રભુને કહ્યું કે હું તેની સાથે સંધિ કરીને * પિચ્છલદહ સુધીનો પરવાનો મેળવી આપું ત્યાં સુધી તમે થોભી જાઓ.

પણ મહાપ્રભુએ તો આ મુશ્કેલીનો નિકાલ એમની વિલક્ષણ રીતે આણી નાખ્યો. તેમનાં દર્શને આવેલા હજારો માણસોના કોલાહલથી સામે કિનારે રહેતા પેલા મુસલમાન કિલ્લેદારને શક ગયો કે રખેને હિન્દુઓ લડાઇની તૈયારી કરતા હોય. બાતમી કહાડવાને માટે તેણે પોતાના એક જાસુસને મોકલ્યો. તેણે મહાપ્રભુને દીઠા અને જેવું ઘણાને થતું તેવું તેને પણ થયું. પ્રેમોન્મત્ત દશામાં તે કિલ્લેદાર પાસે જઇને કહેવા લાગ્યો કે "પુરીથી હિન્દુઓનો કોઇ મ્હોટો પીર આવેલો છે અને તેની સાથે બીજા એ ઘણા ઓલીઆઓ છે. લોકો બધા તેમને જોવા ભેગા થયા છે. કોણ જાણે તેનામાં એવું જાદુ છે કે તેને એકવાર જોયા પછી કોઇને ઘેર

* ગંગા સમુદ્રને મળે છે ત્યાં આગળનું બંગાળાની હદનું એક ગામ.

જવાનું મન જ થતું નથી; અને બધા "કૃષ્ણ કૃષ્ણ" કરે છે, નાચે છે અને ગાય છે. એવું એવું ત્યાં ચાલી રહ્યું છે. આટલું કહેતાં કહેતાં તો તે જાસુસને નાચવાનું મન થઈ આવ્યું કારણ કે તેના દિલમાં આનંદની ભરતી સમાતી ન હતી. તેનો ચેપ પેલા કિલ્લેદારને લાગ્યો અને તેને થયું કે એ પીરને જોવો તો જોઈએ જ. તેથી ફરીને તેણે જ ઓરિસ્સાના કિલ્લેદારને કાગળ લખ્યો અને મહાપ્રભુને જોવા આવવાની રજા માગી. આના જવાબમાં પેલાએ લખ્યું કે ભલે આવો; પણ વિના હથિયારે આવજો. તમારા જાન અને આબરૂની સલામતીને માટે શંકા ન લાવશો. એટલે તે આવ્યો અને મહાપ્રભુને પગે પડયો. તેની આંખમાંથી ચોધાર અશ્રુ વહી જવા લાગ્યાં. મહાપ્રભુએ તેના તરફ અમીભરી દૃષ્ટિ કરી અને ઘણાજ મીઠા અવાજે કહ્યું કે "કશી ચિન્તા ન કરશો. કૃષ્ણનામ લો એટલે તમારૂં શ્રેય જ થશે." તેણે પોતાના તરફથી જ સૌને પિચ્છલદહ સુધી પહોંચાડી દેવાનું માથે લીધું. માર્ગમાં ચાંચીઆનો ભય હોવાથી તેણે દશ હોડીઓમાં સશસ્ત્ર સિપાઈઓને બેસાડયા અને તેમના રક્ષણ નીચે આખા રસાલાને રવાના કરી દીધો. પોતાના થાણાની હદ સુધી તે મુસલમાન ભક્ત પણ સાથે આવ્યો. મહાપ્રભુથી છૂટા થતી વખતે તે યોદ્ધો રડી પડયો. પણ દયાસાગર મહાપ્રભુએ તેને સાંત્વન આપ્યું અને પોતાને હાથે જ મહાપ્રસાદ આપીને તેને રજા આપી.

પિચ્છલદહ પહોંચ્યા પછી તેમણે હોડીમાં બેસીને ગંગાને કિનારે કિનારે જવા માંડયું. નદીને બેઉ કિનારે લોકો ઉભેલા તો ખરા જ અને હોડી તેમની આગળથી પસાર થાય એટલે હરિબોલના ધ્વનિથી આકાશ ગાજી ઉઠે. રસ્તામાં મહાપ્રભુ *પાણિહાટીમાં રાઘવ પંડિતને ઘેર રહ્યા. ત્યાંથી * કુમારહટ્ટા જઈને શ્રીવાસ પંડિતને મળી

* આ બધાં ગામ કલકત્તાથી ત્રણ ત્રણ ચાર ચાર માઈલને છેટે છે.

આવ્યા. શિવાનંદ સેન અને વાસુદેવ દત્તના આગ્રહથી તેમને * કાંચનાપાડા જવું પડયું. હવે તેમનો સાથ કરનાર લોકોની સંખ્યા એટલી બધી વધી ગઈ કે તેમના કોલાહલથી કંટાળીને મહાપ્રભુ એકલા છાનામાના નાસીને × વિદ્યાનગરમાં વાચસ્પતિને ઘેર ભરાઇ બેઠા. ત્યાં પણ દર્શન કરવાને ઘેલા થએલા લોકોએ તેમને ઠરીને બેસવા ન દીધા. લોકોથી રસ્તા ભરાઈ ગયા અને ચાલવાનો અવકાશ ન રહ્યો. છાપરાં પર એટલા બધા લોક ચડી બેઠા કે તે દેશની માટીની ભીંતો બેસી ગઈ. ત્યાંથી કંટાળીને મહાપ્રભુ નાઠા અને હાલ જ્યાં નવદ્વીપ વસ્યું છે ત્યાં આગળ તે વખતે કુલીઆ ગામ હતું ત્યાં ચાલ્યા ગયા. ત્યાં એક સપ્તાહ રહ્યા. તે જ્યાં જાય ત્યાં કીર્તન તો ખરૂં જ. હજારો માણસોએ જીવન સફળ કર્યાં. સાત દિવસ અને સાત રાત્રિ પર્યંત વિરાટ કીર્તનયજ્ઞ ચાલ્યો.

પછી ત્યાંથી મહાપ્રભુ બંગાળાની તે વખતની રાજધાની ગૌડ નગર સુધી ગયા. લોકો તો એવા ઘેલા થયા હતા કે તેમનો પીછો છોડતા ન હતા. ભૂખ, તરસ, પરિશ્રમ, ઉજાગરો, એ બધું મહાપ્રભુના દર્શનના સુખ આગળ વિસારે મૂકી દેતા. બંગાળાના તે વખતના પાદશાહના મંત્રીઓ તેમનાં દર્શને આવ્યા. તેઓ અસલ દાક્ષિણાત્ય બ્રાહ્મણો હતા. બેઉ સગા ભાઇ થતા હતા. તેમની સંસ્કૃત અને ફારસી ભાષાની પ્રવીણતાની કદર કરીને પાદશાહે તેમને "સાકર-મલ્લિક" અને "દબિરખાસ" એવી પદવીઓ આપી હતી. મહાપ્રભુએ તેમનો ઘણા પ્રેમથી સત્કાર કર્યો. બેઉ ભાઈ સંસારમાંથી મુકત થવા તલપી રહ્યા હતા. મહાપ્રભુએ તેમને સાંત્વન આપતાં કહ્યું, "પોતાની જાતને તૃણવત્ ગણીને કૃષ્ણની પ્રાર્થના કરતા રહો. તે તમારાં સંસારનાં બન્ધન કાપ્યા વગર નહિ રહે. એ વખત આવી લાગે ત્યાં સુધી જેમ વ્યભિચારિણી સ્ત્રી ઘરનું બધું કામકાજ

---

+ નવદ્વીપની નજીકનું એક ગામ.

કરતી કરતી પોતાના પ્રિયતમનું સ્મરણ કરતી રહે છે, તેમ સંસારનાં કામકાજ કરતાં કરતાં કૃષ્ણનું પ્રતિક્ષણ સ્મરણ કરતા રહેવું." આટલું કહીને તેમણે બેઉને આશીર્વાદ દીધો અને તેમનાં નામ રૂપ અને સનાતન પાડ્યાં.

જતી વખતે સનાતને કહ્યું, "આટલા મ્હોટા જનસંઘને લઇને વૃન્દાવન જવું ઉચિત નથી." મહાપ્રભુને આ સૂચના ગમી અને તરત જ ત્યાંથી પાછા ફર્યા. રસ્તામાં અદ્વૈત આચાર્યને ઘેર દશ દિવસ થોભ્યા. શચીદેવી પુત્રને મળવા માટે શાંતિપુર આવ્યાં. આ તેમનો છેલ્લો મેળાપ હતો. સપ્તગ્રામના ધનવાન જમીનદારનો પુત્ર રઘુનાથ દાસ ન્હાનપણથી જ વિરક્ત થયો હતો. તે આવીને મહાપ્રભુને પગે પડ્યો. તેને તેમણે કહ્યું, "ઘેર જઇને સંસારથી નિર્લેપ રહીને કૃષ્ણનું ભજન કર. વખત આવશે ત્યારે કૃષ્ણ તેના સેવકને ખેંચી લીધા વગર રહેશે જ નહિ."

શાંતિપુરથી ઉપડીને મહાપ્રભુ સીધા પુરી આવ્યા. ત્યાંના ભક્તો ચાતકની માફક તેમની વાટ જોતા હતા તે પ્રસન્ન થયા. મહાપ્રભુએ ગદાધરને કહ્યું, "હું તને રડાવીને ગયો તેથી મારાથી વૃન્દાવન ન જવાયું." ગદાધર કહે, "પ્રભુ! તમે જ્યાં હો ત્યાં વૃન્દાવન જ છે. બધાં તીર્થ ત્યાં જ એકત્ર થાય છે. તમે તો માત્ર લોકશિક્ષાને માટે જ તીર્થ દર્શન કરો છો."

પછી ઓરિસ્સાના ભક્તો આગળ મહાપ્રભુએ રૂપ અને સનાતનની વિદ્યા અને વૈરાગ્યનાં ભારે વખાણ કરતાં કહ્યું, "સનાતને મને ઘણી જ ડહાપણ ભરેલી શીખામણ દીધી. વૃન્દાવન તો અતિ એકાન્ત અને દેવદુર્લભ સ્થાન છે. હું ત્યાં એકલો જ અથવા એકાદને સાથે લઇને જઇશ. વાદીગરની માફક હજારો માણસોને સાથે રાખીને કાંઇ વૃન્દાવન જવાય?"



## પ્રકરણ ૨૪ મું.

## મહાપ્રભુ અને તેમના ભકતો.

મહાપ્રભુએ પોતાના એક એક ભકતની મારફતે જૂદા જૂદા ગુણોના ઉચ્ચતમ આદર્શનો જગતને પરિચય કરાવ્યો છે. એમાંના કેટલાકની સાથે વાચકની ઓળખાણ કરાવીએ. રામાનંદને તો વાચક સારીરીતે જાણે છે. તેમના જ જેવા બીજા મર્મજ્ઞ ભકત અને સાથી સ્વરૂપ હતા. એમને એક રીતે મહાપ્રભુના ખાનગી મંત્રી પણ કહી શકાય. મહાપ્રભુનો મહિમા જેમ જેમ લોકોમાં જાણીતો થતો ગયો તેમ તેમ વિદ્વાનો, ધર્મજિજ્ઞાસુઓ તેમની મુલાકાતે આવવા લાગ્યા. લેખકો પોતાના રચેલા ગ્રંથો તેમના અભિપ્રાય માટે વાંચી સંભળાવવા આવતા. હવે એમાંના એવા પણ ઘણા હોય કે જેમની સાથે ચર્ચામાં ઉતરવાથી અથવા જેમના ગ્રંથના શ્રવણથી મહાપ્રભુના અતિ કોમળ હૃદયને કલેશ થાય. તેથી સ્વરૂપે એવી વ્યવસ્થા કરી કે કોઇ પણ વ્યકિત પ્રથમ તેમને મળ્યા વગર મહાપ્રભુ પાસે ચર્ચા કરવા માટે જઇ શકે નહિ; તેમજ તે પ્રથમ વાંચી જોઇ પસંદ કરે તે જ ગ્રંથ તેમને વાંચી સંભળાવાય. સ્વરૂપ પોતે ભારે વિદ્વાન હતા અને મહાપ્રભુના હૃદયના ખુણેખુણાથી વાકેફ હતા. મુલાકાત કરવા આવનારની અથવા તેમના રચેલા પુસ્તકની તે ક્ષણવારમાં કિંમત કરી લેતા. આ પ્રતિબંધ ચર્ચા કરવા આવનારને માટે જ હતો. દર્શન કરવાની હરકોઈને છૂટ હતી.

બીજા એક ભકત જગદાનંદ. તે શિવાનંદ સેનના ભાણે જ થાય. તેમની ભકિતમાં પ્રેમ અને મમત્વનું પ્રમાણ વધારે. મહાપ્રભુ સારૂં સારૂં ખાય અને આરામથી રહે એ તેમને ઘણું ગમે. પ્રસાદમાંથી

સારામાં સારી વસ્તુઓ પહેલેથી જૂદી કહાડી લે અને આવી આવીને મહાપ્રભુના ભાણામાં ફેંકી જાય અને નાખતી વખતે તેમને એવી આંખ બતાવે કે તેમને ખાધે જ છૂટકો. મહાપ્રભુ કાંઇ પણ પાથર્યા વગર જમીન ઉપર જ હાથનું ઓશીકું કરીને સૂતા. જગદાનંદથી આ સહન થાય નહિ. તેમણે જાતે શ્રમ લઇને રૂ પીંજ્યું અને તેમાંથી એક તળાઇ અને ઓશીકું બનાવ્યાં. સ્વરૂપે કહ્યું, "પ્રભુ! જગદાનંદે આ બે ચીજો તમારે સારૂ તૈયાર કરી છે." મહાપ્રભુએ કહ્યું, "ત્યારે હવે એક પલંગ પણ લેતા આવોને!" પછી જગદાનંદે એક બીજી તદબીર રચી. કેળનાં પાંદડાંને નખથી ચીરી ચીરીને ઝીણા રેસા બનાવ્યા. મહાપ્રભુનાં જૂનાં વસ્ત્રોની ખોળ કરીને તેની એક ગોદડી અને ઓશીકું તૈયાર કર્યાં. આખરે હારીને આ વસ્તુઓનો ઉપયોગ તેમને કરવો જ પડયો.

જગદાનંદને વળી એકવાર એવી ઉર્મિ થઈ આવી કે મહાપ્રભુને માથે ચંદનાદિ તેલ ઘસ્યું હોય તો તેમના મગજને ઠંડક રહે અને રાત્રે સારી નિદ્રા આવે. કોઇને કશું કહ્યા વગર કોઇ સારા વૈદ્ય પાસે ચંદનાદિ તેલ તૈયાર કરાવ્યું અને કાંચનાપાડાથી તે તેલનો ઘડો પોતાને માથે મૂકીને બસો ગાઉની વાટ કાપીને પુરી આવ્યા અને તે ઘડો મહાપ્રભુના અંગત સેવક ગોવિંદદાસને આપ્યો. જગદાનંદ રોજ ગોવિંદનો જીવ ખાય કે પેલું તેલ મહાપ્રભુને માથે ઘસ્યું કે નહિ? પણ મહાપ્રભુને તેલ ચોળવાનું કહેવાની ગોવિંદની કે બીજા કોઇની હિંમત ચાલે નહિ. તેમણે જ્યારે તે તેલની વાત જાણી ત્યારે જગદાનંદને બોલાવીને કહ્યું, "સંન્યાસીથી કાંઇ તેલ ચોળાય? તમે આટલો શ્રમ કર્યો તે વ્યર્થ ન જાય માટે તેલ જગન્નાથના મંદિરમાં મૂકી આવજો." જગદાનંદને ઝાંઝ ચડી. એકદમ ઉઠયા અને તેલનો ઘડો હાથમાં ઉપાડીને ધબધબ કરતા આવ્યા અને મહાપ્રભુના પગ આગળ જ જમીનપર અફાળીને ફોડી નાખ્યો.

ત્રીજા એક રાઘવ પંડિત હતા. પાણિહાટીમાં તેમનું ઘર હતું. તેમને દમયન્તી કરીને એક બ્હેન હતી. એ બાઇને એવો જ શોખ લાગેલો કે ઘણા વખત સુધી જેનો સ્વાદ બગડે નહિ એવી ખાદ્ય વસ્તુઓ બનાવી બનાવીને એકઠી કરી રાખતી અને જ્યારે રથયાત્રાને પ્રસંગે રાઘવ પંડિત પુરી જવા તૈયાર થતા ત્યારે પેલી વસ્તુઓનો મ્હોટો કંડીઓ તેમને સોંપતી અને કહેતી કે આમાંની એકેએક ચીજ મહાપ્રભુને ખવડાવજો. રાઘવ પંડિત એ પ્રેમનો બોજો ખાંધ ઉપર મૂકીને પુરી લઈ જતા અને દમયન્તીએ બનાવેલી વસ્તુઓ ભક્ત-વત્સલ મહાપ્રભુ પણ માગી માગીને ખાતા.

ચોથા હતા દામોદર પંડિત. એ ખરાને ખરૂં કહે અને ભલા ભૂપની પણ શરમ રાખે નહિ. મહાપ્રભુની ભૂલ થાય તો તેમને પણ તડને ફડ સંભળાવી દેતાં અચકાય નહિ. હવે બન્યું એમ કે પુરીમાં મહાપ્રભુનો જ્યાં નિવાસ હતો ત્યાંના બ્રાહ્મણનો ન્હાનો છોકરો રોજ તેમની પાસે આવતો. છોકરો સૌને વ્હાલો લાગે એવો હતો અને મહાપ્રભુને તો ન્હાનાં બાળક ગમતાં. એ બાપ વગરનો બાળક તેમની સાથે ખૂબ હળી ગયો. પણ દામોદરને આ વાત ગમે નહિ. તે છોકરાને દામોદર આંખો બતાવે, ધમકાવે પણ ખરા પણ તેને મહાપ્રભુના હાથનો સ્પર્શ એવો મીઠો લાગે કે ફરીફરીને તેમની પાસે આવીને બેસે. આખરે દામોદરથી ન રહેવાયું. તેમણે કહ્યું, “પ્રભુ! હવે તમારી કીર્તિ આખા ગામમાં અને થોડીવારમાં બધે ફેલાઇ જવાની.” એકાએક દામોદરનો કોપ શાથી સળગી ઉઠ્યો તે ભોળા મહાપ્રભુ સમજે શી રીતે? તેમણે પૂછ્યું, “દામોદર! છે શું?” દામોદર કહે, “બીજું કાંઇ નહિ, પણ આ છોકરો છે બાપ વગરનો અને તેની મા છે યુવાન અને રૂપાળી. એ છોકરાને તમારી પાસે વારેવારે આવવા દેવાથી નિંદાખોર લોક તમારી નિંદા કરશે.” મહાપ્રભુએ દામોદર પંડિતને ખૂબ ધન્યવાદ આપ્યો.

એકવાર કુલીનગ્રામ નિવાસી રામાનંદ બસુ અને સત્યરાજ ખાન મહાપ્રભુની પાસે આવીને કહેવા લાગ્યા. "પ્રભુ! અમે તો સંસારીઓ છીએ. કૃપા કરીને અમારે માટે યોગ્ય સાધન માર્ગ બતાવો. અમારે શું કરવું તેની અમને ચોક્ખી આજ્ઞા જ કરજો." મહાપ્રભુ બોલ્યા, "કૃષ્ણનું ભજન કરો, વૈષ્ણવોની સેવા કરો, અને અહોનિશ નામનો જપ કરો." સત્યરાજે કહ્યું, "પ્રભુ! અમારે વૈષ્ણવને ઓળખવા કેવી રીતે?" મહાપ્રભુએ ઉત્તર દીધો, "જે પોતાને મ્હોડેથી એકવાર પણ કૃષ્ણનું નામ લે છે તેને બીજા લોકોના કરતાં શ્રેષ્ઠ ગણજો. કૃષ્ણનામમાં એટલું સામર્થ્ય છે કે તેનો માત્ર એક જ વાર ઉચ્ચાર કરવાથી પાપ માત્રનો નાશ થઈ જાય છે અને નવે પ્રકારની ભકિત પ્રાપ્ત કરાવે છે. નામ જ સર્વ-શકિતમાન છે. તેનો જપ કરવા માટે ગુરુ પાસે દીક્ષા લેવાની જરૂર નથી, અઘરી ક્રિયાઓ કરવી પડતી નથી; પણ તેનો એક વાર ઉચ્ચાર કરવાથી દરેક જણ અધમ ચાંડાલ પણ પાવન થઇ જાય છે. સંસારનાં બંધનોમાંથી નામ વડે મુકિત તો મળે છે જ. પરંતુ મુકિત આપવાનું કામ તેનું ગૌણ કાર્ય છે. તેનું મુખ્ય કામ ચિત્તને કૃષ્ણોન્મુખ કરવાનું અને કૃષ્ણપ્રેમનો ઉદય કરવાનું છે."

તોપણ તેમના મનનું પૂરેપૂરૂં સમાધાન થયું નહિ. તેથી તેઓ બીજી વાર મહાપ્રભુની પાસે આવ્યા ત્યારે પૂછવા લાગ્યા કે વૈષ્ણવ કોને કહેવો અને તેનાં લક્ષણ કયાં? મહાપ્રભુ જરાક હસ્યા અને બોલ્યા, "જે પોતાને મ્હોડેથી માત્ર એક જ વાર "કૃષ્ણ" એવો ઉચ્ચાર કરે છે તેને વૈષ્ણવ જાણવો. જેને મ્હોડેથી અહોનિશ કૃષ્ણનામનો ઉચ્ચાર થયા જ કરે છે તેને ઉચ્ચ કોટિનો વૈષ્ણવ જાણવો. પણ જેનાં દર્શન કરવાથી જ બીજાને કૃષ્ણનું નામ લેવાની સ્વાભાવિક પ્રેરણા થઇ આવે તેને વૈષ્ણવોત્તમ જાણવો." આ રીતે મહાપ્રભુએ ઉત્તમ, મધ્યમ અને સામાન્ય વૈષ્ણવનાં લક્ષણ બતાવ્યાં.

એક દિવસ મહાપ્રભુની પાસે ભકતો બેઠા હતા તેમાં મુરારિ ગુપ્ત પણ હતા. મહાપ્રભુએ તેમને આલિંગન દીધું અને પછી બધા ભકતોને કહેવા લાગ્યા:–"સાંભળજો, મુરારિ ગુપ્તનાં નિષ્ઠા અને ભકિત કેવાં અચળ છે, તેનું એક દૃષ્ટાંત તમને કહીશ. એકવાર મેં તેને કહ્યું, નંદનંદન કૃષ્ણ માધુર્યના નિકેતન છે. તે જ અદ્વય બ્રહ્મ છે, સર્વ અવતારોના મૂળ છે, રસિક અને વિદગ્ધ છે. તે પોતે મધુર છે અને તેમની લીલાઓ પણ તેટલી જ મધુર છે. માટે તમે રામની સેવા કરો છો તે છોડી દઇને કૃષ્ણની સેવા કરવા માંડો અને મન, વચન તેમ જ કર્મથી તેનું જ શરણ લો.' હું મુરારિને ઘણી વાર આવી સલાહ આપતો તેથી અને મારૂં તે ઘણું માન રાખે છે તેથી તેના મન ઉપર અસર થઇ અને તેણે કૃષ્ણની ભકિત કરવાનું કબૂલ પણ કર્યું. પણ રાત્રે ઘેર ગયા પછી તેના મનને અતિશય કલેશ થવા લાગ્યો. આટલા દિવસ સુધી જેમની ભકિત કરી તે રામની સેવા છોડાય નહિ અને મારી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું મન કબૂલ કરે પણ નહિ. સવારમાં આવીને મુરારિ મારે પગે વળગી પડયા અને રડી પડયા. પછી તે બોલ્યા, 'હું તો રામને વેચાઇ ચૂકયો છું. તેમની સેવા છોડી દેવાનો વિચાર કરતાં જ મારૂં હૃદય ચીરાઇ જાય છે. બીજી બાજુથી વિચાર કરૂં છું તો તમારી આજ્ઞા તોડવાનો અપરાધ થાય છે. માટે એવી કૃપા કરો કે આજે જ મારૂં મૃત્યુ થાય અને તેથી હું આ ધર્મસંકટમાંથી છૂટું.' આ સાંભળીને હું ઘણોજ ખુશ થઇ ગયો. મેં કહ્યું, 'અરે મુરારિ! ધન્ય છે તમને! કેવી તમારી દૃઢ નિષ્ઠા? કેવી અચળ તમારી ભકિત? મારી આજ્ઞાથી પણ તમે તમારી નિષ્ઠામાંથી ચલિત ન થયા!' માટે હું તમને સૌને કહું છું કે નિષ્ઠા અને ભકિતને માટે તમે બધા મુરારિ ગુપ્તનું અનુકરણ કરજો. પોતાના ઇષ્ટદેવતા તરફ ભકતને એવી દૃઢ શ્રદ્ધા અને એવો અચળ પ્રેમ હોવાં જોઇએ કે તે દેવતા જાતે

આવીને ભકતને ચલાયમાન કરવાનો પ્રયત્ન કરે તોપણુ ભકતનું મન ડગે નહિ."

પછી મહાપ્રભુ વાસુદેવ દત્તની પ્રશંસા કરવા લાગ્યા. પોતાનાં વખાણુ સાંભળીને વાસુદેવ શરમાઈ ગયા અને તેમણે મહાપ્રભુને કહ્યું, "પ્રભુ! જગતનું પરિત્રાણ કરવાને માટે તમે અવતર્યા છો. તેથી કરીને હું તમારી પાસે એક વરદાન માગું છું. એ વરદાન તમારે માટે જરાએ અઘરૂં નથી અને વળી તમે દયાના સાગર છો. જો તમે ઇચ્છા કરો તો હું જે માગવાનો વિચાર કરૂં છું તે તમે સહેલાઇથી આપી શકશો. માનવજાતિનું દુઃખ જોઇને મને નિરંતર પરિતાપ થયા કરે છે. માટે સૌનાં પાપનો બોજો મને ઉપાડી લેવા દો. હું તેમને બદલે કોટિ કોટિ જન્મ સુધી નરકયાતના ખુશીથી ભોગવીશ પણ તમે પ્રાણી માત્રને જન્મ મરણુનાં બંધનમાંથી અને સંસારનાં દુઃખભોગમાંથી આજે ને આજે જ મુકત કરી દો."

વાસુદેવની આ પ્રાર્થના સાંભળીને મહાપ્રભુને એટલું બધું લાગી આવ્યું કે તેમનાં નેત્રમાંથી અશ્રુબિન્દુ ટપકવા લાગ્યાં, અને ગદ્‌ગદ્ સ્વરે બોલ્યા, "વાસુદેવ, તમારા જેવા ભકતને મ્હોડેથી આવી પ્રાર્થના સાંભળતાં મને આશ્ચર્ય નથી થતું. તમે કૃષ્ણુના પૂર્ણ કૃપાપાત્ર છો. કૃષ્ણુ તેમના ભકતોની કામના પૂર્ણ કરેછે જ. પોતાના ભકતોની ઇચ્છા પૂર્ણ કરવા ઉપરાંત તેમને બીજું કશું કામ જ હોતું નથી. તમે જગત્‌નાં પ્રાણી માત્રનું કલ્યાણ ઇચ્છયું એટલે તે તો થઇ જ ગયું એમ માની લેજો. તમારે તેમને માટે નરકે જવાની કશી જ જરૂર નથી. આખા બ્રહ્માંડનો એક સામટો ઉદ્ધાર કરવાને માટે તમારા જેવા ભકતની ઇચ્છા જ બસ છે. એક બ્રહ્માંડનો ઉદ્ધાર થઇ જાય એમાં કૃષ્ણુનું જાય પણ શું ? કોટિ કોટિ બ્રહ્માંડમાંથી એકનો ઉદ્ધાર થઇ જાય તેથી કાંઇ વિશ્વનો વ્યાપાર ઓછો જ બંધ થવાનો છે ? ઉમરડાના ઝાડને લાખો ફળ લાગે છે. એક એક ફળમાં કેટલાએ જીવો ઉત્પન્ન

થાય છે. તે પ્રમાણે કોટિ કોટિ જીવોથી ભરેલાં કેટલાંએ બ્રહ્માંડો વિરજાના કારણવારિમાં તરતાં હોય છે. તેમાંનું એક બ્રહ્માંડ ઓછું થાય તેથી કૃષ્ણને શું ? અરે ! બધાં બ્રહ્માંડોના જીવો એક સામટા મુક્ત થાય તો એ શું ? કૃષ્ણ તેની ઇચ્છાશક્તિથી બીજાં કરોડો નવાં બ્રહ્માંડો ઉપજાવી શકે છે."

આ સાંભળીને ત્યાં બેઠેલા વૈષ્ણવોએ " હરિ બોલ " એવો જયધ્વનિ કર્યો.



## પ્રકરણ ૨૫ મું.



## મહાપ્રભુ વૃન્દાવન ગયા.



આમ કરતાં કરતાં વર્ષાઋતુ પૂરી થઈ અને શરદ્ ઋતુ બેઠી એટલે મહાપ્રભુ વૃન્દાવન જવા તૈયાર થયા. સ્વરૂપ અને રામાનંદની રજા લઈને, બીજા કોઇ સાથે આવવાની હઠ ન કરે તેટલા વાસ્તે રાતોરાત પુરી છોડયું. આ વખતે તેમણે બલભદ્ર ભટ્ટાચાર્ય નામના એક બ્રાહ્મણ સેવકને પોતાની સાથે લીધો. તેમણે ઘણી જ ઝડપથી ચાલવા માંડયું અને કટકની ડાબી બાજુએથી આગળ વધીને છોટાનાગપુરનું જંગલ જે ઝારિખંડ કહેવાતું હતું તેમાં પ્રવેશ કર્યો. તેમની વૃન્દાવનની યાત્રા એ તેમના જીવનનો એક અતિ અદ્ભૂત અને ગંભીર પ્રસંગ છે. તેમણે પુરી છોડયું તે વખતથી જ તેમની બાહ્યચેતના લગભગ લુપ્ત થઇ હતી અને તેટલા જ પ્રમાણમાં તેમની કૃષ્ણચેતના ગાઢ બની ગઇ હતી. મૂર્તિમંત પ્રેમ નરતનુ ધારણ કરીને નૃત્ય કરતો કરતો જતો હોય તેમ તે ચાલ્યા જતા હતા. કૃષ્ણના નામનું કીર્તન કરતા કરતા

મહાપ્રભુ ગાઢ અરણ્યમાં પેઠા. વાઘ, ચિત્તા, ગેંડા અને હાથી તેમને જોતાં જ રસ્તો આપવા લાગ્યા. વનપશુઓ તેમની સામે જોઈ રહેતાં, પછી પાસે આવતાં અને પિતાની આગળ બાળકો લાડ કરે તેમ પોતપોતાના સ્વભાવ પ્રમાણે તેમની આગળ લાડતાં અને ખેલતાં. આખે રસ્તે બધું વાતાવરણ પ્રેમમય બની ગયું. હિંસક પ્રાણીઓ પોતાની હિંસક વૃત્તિ ભૂલી ગયાં. વાઘ અને હરિણ એક બીજાને ચુંબન કરવા લાગ્યાં અને સૌ મહાપ્રભુના ચરણ આગળ આળોટવા લાગ્યાં. તેમના પ્રેમથી આકર્ષાઈને ઘણે દૂર સુધી તેમની પાછળ પાછળ જતાં અને બહુજ આઘે ગયા પછી ઉભાં રહેતાં અને ઉંડો નિઃશ્વાસ નાખીને પાછાં વળતાં. મહાપ્રભુ આ અવાચક પ્રાણીઓ તરફ પ્રેમભરી દૃષ્ટિ નાખતા અને તેમનાં લાડથી ઘણા પ્રસન્ન થતા. નદીઓ, ઝરણાં, લીલીછમ વનસ્પતિથી છવાએલા ડુંગરાની હારમાળા, ઊંચેથી પડતા જળધોધ, એ બધાં મનોરમ પ્રાકૃતિક દૃશ્યોથી તેમને ઘણો જ આનંદ થતો અને તેમની કૃષ્ણચેતના વધારે ઉત્તેજિત થતી. "હરિ! હરિ!" એવો મધુર ઉચ્ચાર તે કરતા એટલે વનપશુઓ મંત્રમુગ્ધ બની જતાં અને વૃક્ષો તથા લતાઓ નવપલ્લવિત થઇ જતાં. અરણ્યવાસી લોકો તેમને મ્હોડેથી મધુર હરિનામ સાંભળીને પાવન થતા અને ઘણાક તો સાચેસાચા ભક્તો જ બની જતા. જેમ તેમણે અગાઉ આખા દક્ષિણ ભારતમાં પ્રેમભક્તિનો પ્રચાર કર્યો તે જ રીતે ઝારિખંડના વન્યપ્રદેશના રહેવાસીઓનો પણ ઉદ્ધાર કર્યો. જંગલને જોતાં તેમને વૃન્દાવન સાંભરતું અને દરેક પર્વત તેમના મનમાં ગોવર્દ્ધનનું સ્મરણ તાજું કરી આપતો. માર્ગમાં આવતી ન્હાની મ્હોટી દરેક નદી તેમની આંખે યમુના જ દેખાતી.

આ પ્રમાણે પ્રેમની લ્હાણી કરતા કરતા મહાપ્રભુ ઝારિખંડનું જંગલ ઓળંગીને ઉઘાડા પ્રદેશમાં દાખલ થયા. કેટલાક દિવસની મજલ પછી તેઓ કાશી આવી પહોંચ્યા અને આવ્યા તેવા જ

મણિકર્ણિકાના ઘાટ પર સ્નાન કરવા ગયા. જે પૂર્વ બંગાળવાસી તપન મિશ્રને તેમણે કેટલાંક વર્ષો અગાઉ કાશી રહેવા જવાની આજ્ઞા કરી હતી તે, તે જ ઘાટ પર સ્નાન કરતો હતો. મહાપ્રભુ સંન્યાસીને વેશે હતા તોપણ તેને ઓળખતાં વાર લાગી નહિ. તે આવી તેમને ચરણે પડયો. તેમને વિશ્વનાથનાં દર્શન કરાવીને પોતાને ઘેર તેડી ગયો. પોતાને હાથે તેણે મહાપ્રભુના ચરણ ધોયા અને તે ચરણોદક તેણે તેમ જ તેનાં બધાં ઘરનાંએ પીધું. પછી તેમને ભિક્ષા કરાવી. ભોજન પછી મહાપ્રભુ જરાક આરામ લેવા સૂતા ત્યારે તપનમિશ્રનો પુત્ર રઘુનાથ તેમના પગ દાબવા બેઠો. ચંદ્રશેખર નામનો એક કાયસ્થ લહીઓ તેમનું નામ સાંભળીને દર્શન કરવા આવ્યો અને તે જ ઘડીએ તેણે આત્મસમર્પણ કરી દીધું. એક મહારાષ્ટ્રીય બ્રાહ્મણ વાનપ્રસ્થ થઈને કાશી રહેવા આવ્યો હતો તે પણ થોડાક વખતમાં મહાપ્રભુનો ભક્ત થયો. આ રીતે અદ્વૈતવાદના ગઢ જેવા ગણાતા કાશીમાં આ ત્રણ જણ સૌથી પહેલા મહાપ્રભુના અનુગત થયા.

કાશીમાં કોઈ મહા તેજસ્વી સંન્યાસી આવેલો છે, એવા સમાચારને આખા શહેરમાં ફેલાઈ જતાં જરાએ વાર ન લાગી. શંકરાચાર્યના જમાનાથી કાશી અદ્વૈતવાદી સંન્યાસીઓનો એક મજબૂત કિલ્લો બની ગયું હતું. સોળમી શતાબ્દિના આરંભમાં એ સંન્યાસીમંડળના નેતા પ્રકાશાનંદ સરસ્વતી હતા. વેદાંતના પ્રવચનકાર તરીકે તેમનું સ્થાન આખા આર્યાવર્તમાં અદ્વિતીય હતું. તેમની બરોબરી કરે એવો માત્ર એક જ પંડિત હતો અને તે વાસુદેવ સાર્વભૌમ. મહાપ્રભુનું નામ તેમણે કેટલાંક વર્ષ થયાં સાંભળ્યું હતું. એ વૃદ્ધ, શાસ્ત્રજ્ઞ તપસ્વીને કોણ જાણે શાથી તેમના તરફ ભારે ઘૃણા પેદા થઈ હતી. જ્યારે વાતનો પ્રસંગ નીકળે ત્યારે તે કહેતા કે ચૈતન્ય મૂર્ખ અને ભાવોન્મત્ત સંન્યાસી છે. અભણ લોકોને તે ગાંડા

બનાવીને નચાવતો કૂદાવતો ફરે છે. જ્યારે વાસુદેવના ધર્મપરિવર્તનના સમાચાર તેમણે સાંભળ્યા ત્યારે તો તેમના ખીજવાટનો પાર જ ન રહ્યો. તે દિવસથી તેમણે મહાપ્રભુને જાદુગર તરીકે જાહેરમાં વગોવવા માંડયા. મહાપ્રભુ પુરી હતા ત્યારે તેમને નીચ આક્ષેપોથી ભરેલા કેટલાક કાગળો પણ લખ્યા અને હિંમત હોય તો કાશી કેમ નથી આવતા એવું આહ્‌વાન પણ કરેલું. તેજ જાદુગર હવે સંન્યાસીઓના ગઢમાં આવીને ત્યાંના શાંત અને જ્ઞાનનિષ્ઠાથી ભરેલા વાતાવરણમાં પ્રેમભક્તિનો તરંગ ઉત્પન્ન કરવા લાગ્યો તે જોઈને તેમના આશ્ચર્ય અને ખીજવાટની હદ ન રહી.

ઉપરોક્ત મહારાષ્ટ્રીય બ્રાહ્મણ નિયમીત રીતે પ્રકાશાનંદનું વેદાંત-પ્રવચન સાંભળવા જતો હતો. તેણે ઉત્સાહના વેગમાં મહાપ્રભુના સમાચાર પ્રકાશાનંદના મંડળમાં જાહેર કર્યા. તેણે કહ્યું, "એક તરુણ અને અલૌકિક સૌન્દર્યવાન સંન્યાસી આપણા શહેરમાં આવ્યા છે. શુદ્ધ સુવર્ણના જેવું તો તેનું કલેવર છે. કમળ જેવાં અને પ્રેમઝરતાં તેનાં નેત્રો છે. કોઈ દેવતા હોય એવું તેનું ઓજસ્ છે. તેના દર્શનથી જ સૌના હૃદયમાં ભક્તિનો ઉદય થઈ જાય છે. મને તો એમજ લાગે છે કે તે સાક્ષાત્ ભગવાનનો જ અવતાર છે.—" પણ પ્રકાશાનંદે તેને આગળ બોલતો અટકાવીને કહ્યું, "જાણ્યો, જાણ્યો તમારો ભગવાનનો અવતાર! પેલો ચૈતન્ય જ કેની? તે મૂર્ખ, ભાવોન્મત્ત સંન્યાસી છે અને વળી જાદુગર છે. દેશમાં બધે રવડતો ફરે છે અને આખો વખત નાચે છે અને ગાય છે. એણે કેટલાએ સારા સારા માણસોની જિંદગી બરબાદ કરી નાખી છે. એનામાં એવી મોહિની છે કે જે એને જુએ છે તે એને ભગવાનનો અવતાર માની લે છે. વાસુદેવ સાર્વભૌમ જેવો મહા વિદ્વાન નૈયાયિક પણ એની મોહિનીથી બચવા પામ્યો નથી. પણ આ કાશીમાં કાંઈ એની ભાવોન્મત્તતાનું બજાર નથી. છતાં પણ હું તમને સૌને ચેતવણી

આપું છું કે કોઇ તેની પાસે જતા જ નહિ. ગયા તો ફસાયા જ જાણજો."

આવાં વચનથી પેલા મહારાષ્ટ્રીય બ્રાહ્મણને બહુ ખેદ થયો. તેણે મહાપ્રભુની પાસે જઇને બધું વૃત્તાંત કહ્યું. તેમણે હસીને કહ્યું, "બહુ સારૂ. કાશીમાં મારી ભાવોન્મત્તતાના ગ્રાહક નહિ મળે તો જે લાવ્યો છું તે ઓછો જ પાછું લઇ જવાનો હતો? સસ્તે ભાવે વેચીશ અને તેના એ લેનાર નહિ મળે તો મફત વહેંચીને ચાલ્યો જઇશ."

બીજે દિવસે તો મહાપ્રભુ પ્રયાગ જવા ઉપડી ગયા. એ સાંભળીને પ્રકાશાનંદે કહ્યું, "જોયું કેની? કેવો નાઠો? એવાં માણસોથી કાશીમાં ટકાય ખરૂં કે? પ્રયાગથી મથુરા સુધી મહાપ્રભુ યમુના નદીને કિનારે કિનારે ચાલ્યા. જ્યારે જ્યારે યમુનાનાં કાળાંભૂરાં પાણી તેમની નજરે પડતાં ત્યારે ત્યારે તે હર્ષોન્મત્ત થઇને દોડી જતા. ઘણીવાર તો તે પાણીમાં ને પાણીમાં જ બેશુદ્ધ થઇ જતા અને બહાર કહાડતાં ઘણી મુશ્કેલી પડતી. મથુરા નજીક આવ્યું તેમ તેમ તેમની કૃષ્ણચેતના અતિ ગાઢ થતી ગઇ. શહેર દેખાયું કે તરત તેમણે જમીન પર સૂઇને સાષ્ટાંગ પ્રણામ કર્યા, અને ખૂબ નૃત્ય કર્યું. સ્વાભાવિક રીતે તેમને જોવાને આસપાસના લોકો ભેગા થયા અને થોડી જ વારમાં હજારો માણસો પ્રેમોન્મત્ત બનીને નૃત્ય કરતાં થયાં. મથુરામાં લોકવાયકા ફેલાઇ કે કૃષ્ણ સંન્યાસીનો વેશ ધારણ કરીને આવ્યા છે, એટલે તો દૂર દૂરનાં ગામડાંના લોકો દોડી આવવા લાગ્યા. મથુરાથી એક સનોડીઓ બ્રાહ્મણ તેમનો સાથી થયો. તે વ્રજનો ભોમિયો હોવાથી તેણે તેમને બધે ફેરવ્યા. માધવેન્દ્ર પુરીએ પુનઃસ્થાપન કરેલી ગોપાલની મૂર્તિનાં પણ દર્શન કરાવ્યાં. એ સ્વરૂપને જોઇને તેમણે ઘણા વખત સુધી નૃત્ય કર્યું.

મહાપ્રભુ વ્રજમાં જેટલા દિવસ રહ્યા તેટલા દિવસ તેમને પોતાના દેહનું ભાન લેશ માત્ર પણ રહ્યું ન હતું. નિર્જન અને

અરણ્યમય થઈ ગએલું વૃન્દાવન તેમની નજરે તો કૃષ્ણના સમયનું વૃન્દાવન જ દેખાયું. જાણે કોઇ પરિચિત સ્થળમાં ઘણે વર્ષે પાછા આવ્યા હોય તેમ તે બધે ફરવા લાગ્યા. યમુનામાં દોડી દોડીને ડૂબકીઓ મારતા. વૃક્ષોને આલિંગન દેતા, ગાયો અને હરિણોને પંપાળતા, ચુંબતા, મહાપ્રભુ વ્રજમાં બધે વિચર્યા. યમુના-પુલીન, વૃક્ષરાજી, ગોવર્દ્ધનગિરિ, ગાયોનાં ધણ, ગોપબાળના વેણુનાદ મયુર અને કોકિલાના ટુહુકાર, પૂર્ણચંદ્રોદય, એવાં એવાં પ્રાકૃતિક દશ્યો કૃષ્ણભાવનાથી રંગાએલા તેમના માનસ્ આગળ કૃષ્ણલીલાના વિવિધ પ્રકરણો રજૂ કરતાં અને તેમને ઉન્મત્ત બનાવી દેતાં.

એકવાર મહાપ્રભુ વનમાં ફરતા હતા. એવામાં બાજુએ ચરતું ગાયોનું ધણ હમ્ભારવ કરતું દોડી આવ્યું અને તેમને વીંટીને ઉભું રહ્યું. તેમને જોઇને મહાપ્રભુને પણ એવો પ્રેમનો ઉમળકો આવ્યો કે તે પણ ઉભા થઈ રહ્યા. પોતાના વાછરડાને ચાટે તેમ ગાયો તેમના હાથ પગ ચાટવા લાગી. થોડીવારે તેમને કાંઈક શુદ્ધિ આવી એટલે ગાયોને પંપાળી અને આગળ ચાલવા લાગ્યા. પણ ગાયોએ તેમની પાછળ જવા માંડયું. ઘણી જ મુશ્કેલીથી ગોવાળીઆ તેમને પાછી વાળી લાવ્યા.

તેમના મુખમાંથી નીકળતો હરિનામનો મધુર ધ્વનિ સાંભળીને હરિણ અને હરિણીઓનાં ટોળાં દોડી આવતાં અને કાન હલાવતાં તેમને જોતાં ઉભાં રહેતાં. પછી ધીમે ધીમે તેમની પાસે જતાં અને તેમના હાથ પગ ચાટતાં અથવા પોતાનાં માથાં તેમના અંગની સાથે ઘસતાં. પોપટ, મોર અને કોકિલાઓ તેમને જોઇને પોતાના સ્વભાવ પ્રમાણે ગાવા મંડી જતાં; અને મોર તો કળા કરીને તેમની આગળ આગળ નૃત્ય કરતા.

વૃન્દાવનની વનલતાઓ તેમનાં દર્શનથી નવપલ્લવિત થઈ ગઈ. વેલીઓની શાખાએ-શાખાએ ફુલનાં લુમખાં ઝઝૂમવા લાગ્યાં અને

જાણે તેમનું સ્વાગત કરતી હોય તેમ વેલીઓ તેમના ઉપર પુષ્પો વર્ષાવતી અને મધનાં બિન્દુઓ ટપકાવતી. પાકાં ફળથી લચી પડતાં વૃક્ષો તેમને આવકાર આપવા માટે પોતાની ડાળીઓ નમાવતાં અને પોતાનાં ફળ વડે તેમને અર્ઘ્ય આપતાં. તેમને પણ તે બધાંઓ પ્રત્યે પ્રેમ આવતો અને પિતા પોતાનાં બાળકને ભેટે તેમ વૃક્ષોને ભેટતા.

આ બધો વખત બલભદ્ર તેમને બહુ જ મુશ્કેલીથી જાળવતા. તેમની મૂર્ચ્છાઓ દિવસે દિવસે વધારે પ્રગાઢ અને દીર્ઘ થવા લાગી. ક્યારે દોડી જઇને યમુનામાં ઝંપલાવશે તેનો કશો ભરોંસો જ નહિ. એકલા તો તેમને એક ક્ષણવાર પણ રખાય નહિ. આથી કરીને તેમના સેવકો ઘણા ચિંતાતુર થયા અને તેમને એમ લાગ્યું પણ ખરૂં કે હવે મહાપ્રભુને વધારે વખત વ્રજમાં રહેવા દેવામાં ડહાપણ નથી. આખરે બલભદ્રે તેમને પ્રયાગના કુંભમેળાના દર્શન કરવાની લાલચ આપીને તેમને વૃન્દાવન છોડાવ્યું. ત્યાંથી પાછા ફરતી વખતે બલભદ્ર, પેલો સનોડીઓ બ્રાહ્મણ અને કૃષ્ણદાસ નામનો એક રજપૂત વૈષ્ણવ તેમની સાથે હતા.

પ્રયાગ જતાં રસ્તામાં એક બનાવ એવો બન્યો કે એ ત્રણ જણ મરતા મરતા બચ્યા. એવું બન્યું કે કોઇ ગોવાળીઆનો છોકરો ઝાડને અઢીંગીને ઉભો ઉભો વાંસળી વગાડતો હતો. મહાપ્રભુના મનમાં કૃષ્ણચેતનાનું ઉદ્દીપન કરવાને વાસ્તે આટલું બસ હતું. જાણે છાતીમાં તીર વાગે અને ધબ દઇને માણસ ગબડી પડે તેમ તે ગબડી પડ્યા અને થોડીવારમાં તેમના મુખમાંથી ફીણના ગોટે ગોટા નીકળવા લાગ્યા. એવામાં કેટલાક પઠાણ સ્વાર ત્યાં આવી પહોંચ્યા. તેમના સરદાર વીજળીખાનને જોતા વારને એમ જ લાગ્યું કે આ ત્રણ જણા ઠગ હોવા જોઇએ અને તેમણે આ ભલા સંન્યાસીને લૂંટી લેવાને વાસ્તે ધતુરો ખવડાવ્યો હશે. તેણે પોતાનાં માણસોને

હુકમ કર્યો કે એ ત્રણે હરામખોરોને પકડીને ઝાડ સાથે બાંધો અને ગુન્હો કબૂલ ન કરે તો ફાંસી દો. પેલા બિચારા ઘણું એ કરગર્યા કે અમે ઠગ નથી, પણ જાત્રાળુઓ છીએ અને એ સંન્યાસી તો અમારા ગુરુ છે. એમને ઘણીવાર મૂર્છા આવે છે. પણ પેલો પઠાણ માને શાનો? તેણે એ ત્રણેને ઝાડ પર લટકાવીને ફાંસી દીધી જ હોત પણ મહાપ્રભુ પોતે જ શુદ્ધિમાં આવ્યા, અને તેમણે બધી વાત કહી ત્યારે પેલાને છૂટા કર્યા. આટલા થોડા સમાગમથી પઠાણોના મન ઉપર મહાપ્રભુએ એટલો પ્રભાવ પાડયો કે તેમનાં હૃદયમાં વૈરાગ્યનો ઉદય થયો અને તેઓ કૃષ્ણભકત બની ગયા.

મહાપ્રભુ પ્રયાગ પહોંચ્યા તે વખતે કુંભનો મેળો ભરાયો હતો. બંગાળાના પેલા બે મંત્રી ભાઈઓમાંના ન્હાના ભાઈ રૂપે પોતાના હોદ્દાનું રાજીનામું આપી દીધું અને પ્રયાગમાં મહાપ્રભુને આવી મળ્યા. તેમણે રૂપને દસ દિવસ સુધી પોતાની સાથે રાખીને ભક્તિનું શાસ્ત્ર સમજાવ્યું અને પછી વૃન્દાવન મોકલી દીધા. રૂપને મહાપ્રભુએ જે તત્ત્વનો બોધ કર્યો તેનો અહેવાલ હવે પછીના એક પ્રકરણમાં આપવામાં આવશે.

મહાપ્રભુ પ્રયાગ રહ્યા તે દરમ્યાન વલ્લભ ભટ્ટ તેમની મુલાકાતે આવ્યા, અને એકવાર મારે ઘેર આવવું પડશે એવું કહેતા ગયા. બીજે દિવસે વલ્લભ ભટ્ટ એક હોડી લઈને આવ્યા. તેમનું ઘર યમુનાને સામે કિનારે હતું. યમુના ઓળંગતાં મહાપ્રભુને ભાવોદ્દીપન થઈ આવ્યું અને તરત તેમણે પાણીમાં કૂદકો માર્યો. માછીઓએ તેમને બહાર તો કહાડયા પણ આખે રસ્તે હોડીમાં નૃત્ય ચાલુ રાખ્યું. હોડી ડામાડોલ થવા લાગી અને અંદર પાણીની છાલકો આવવા લાગી. આ પ્રેમાવેશ જોઇને ભટ્ટને ઘણું સાનંદાશ્ચર્ય થયું. આ વખતે મહાપ્રભુની સાથે રૂપ, રઘુપતિઉપાધ્યાય તથા બીજા પણ કેટલાક હતા.

ભટ્ટને ઘેર પહોંચ્યા એટલે તેમણે મહાપ્રભુના પગ ધોયા અને તે પાણી પોતાના માથા ઉપર છાંટયું. પછી તેમને ભિક્ષા કરાવીને એક નવું કૌપીન તથા બહિર્વાસ આપ્યાં. તેમની થાળીમાંથી રૂપ અને બીજાઓએ પ્રસાદ લીધો.

---

## પ્રકરણ ૨૬ મું.

### હવે પ્રકાશાનંદ વૈષ્ણુવ થયા.

પ્રયાગથી મહાપ્રભુ પાછા કાશી આવ્યા. તેમને આવ્યાને બહુ દિવસ નહિ થયા હોય એટલામાં તપનમિશ્રને બારણે મેલાં અને ફાટેલાં કપડાં વાળો એક માણસ આવી ઉભો. તેની દાઢીના વાળ વધી ગયા હતા; શરીર ઉપર પુષ્કળ પરિશ્રમ અને નિરાહારની નિશાનીઓ હતી. તે આવનાર બંગાળાના રાજાના બીજા મંત્રી સનાતન જ હતા. રૂપના ગયા પછી તેમને માથે ઘણું વીત્યું હતું. તેમણે ગમે તેમ કરીને છૂટકારો મેળવ્યો અને બહુ જ થોડા દિવસમાં લાંબી મજલ કાપીને મહાપ્રભુને માટે તલસતા કાશી સુધી આવી પહોંચ્યા. કાશીમાં આવીને તેમણે હરિબોલની ગર્જનાઓ સાંભળી એટલે હરિસંકીર્તનના આદ્યપ્રેરક મહાપ્રભુ કાશીમાં જ હોવા જોઇએ એવી ખાત્રી થઈ. તેમને મળવાની તીવ્ર ઉત્કંઠાને લીધે સનાતને ભૂખ, તરસ, ઉજાગરો, ટંડી અને શ્રમ, એમાનું કશું જ જાણ્યું ન હતું.

મહાપ્રભુએ તેમનો ખૂબ પ્રેમથી સત્કાર કર્યો. તેમનામાં નમ્રતા અને બીજા વૈષ્ણવોચિત ગુણો જોઇને તે ઘણા જ રાજી થયા. પણ

તેમની ખાંધ ઉપર ત્રણ રૂપીઆની કિંમતની એક ભુતાની કામળી હતી, તેના તરફ તે વારંવાર નજર નાખતા. એ કામળી પણ સનાતને જાતે લીધેલી નહિ પણ એક સંબંધીએ ઘણું જ દબાણ કરીને વળગાડી હતી.

સનાતનના અંગ ઉપર જો કોઈ સાજું વસ્ત્ર હોય તો આ એક કામળી જ હતી. પણ પોતાના સાથીઓમાં સાંસારિક સુખોપભોગનું ન્હાનામાં ન્હાનું ચિહ્ન પણ મહાપ્રભુ સાંખી શકતા નહિ. જેને માધુકરી ઉપર નિર્વાહ કરવાનો છે, જેને ઝાડતળે અથવા ગુફાઓમાં રહેવાનું છે, તેને માટે ત્રણ રૂપીઆની કામળી પણ વિલાસનું સાધન તો ગણાય જ. મહાપ્રભુના મનનો વિચાર સનાતન સમજી ગયા અને ગંગાસ્નાન કરવા ગયા ત્યારે એક સાધુને તે કામળી આપી દીધી અને તેને સાટે તેની ફાટેલી કન્થા માગી લીધી. આવા તીવ્ર વૈરાગ્યવાન માણસોને હાથે જ મહાપ્રભુ ઉર્જ્વલ શૃંગારરસયુક્ત પ્રેમભકિતનો પ્રચાર કરાવવા ઇચ્છતા હતા. સનાતનના આ કાર્યને તેમણે ખૂબ વખાણ્યું અને પૂરા બે માસ ગાળીને તેમને વૈષ્ણવ ધર્મનાં નિગૂઢ તત્ત્વનો ઉપદેશ આપ્યો. એ ઉપદેશ એટલો લાંબો છે કે તેને માટે પણ બે સ્વતંત્ર પ્રકરણ લખવાં પડશે.

કાશીના અદ્વૈતવાદી સંન્યાસીઓ જ્ઞાનથી ભકિત નીચી કોટિની છે અને અલ્પ બુદ્ધિવાળા માણસો માટે તે ઠીક છે એવું કહેતા. આવા સૂકા વેરાનમાં મહાપ્રભુ પ્રેમભકિતની કલ્પલતા રોપવા માગતા હતા. તે કાશીમાં આવ્યા ને થોડા જ દિવસ થયા એટલામાં તો શહેરના વાતાવરણમાં ચોકખો ફેરફાર થવા માંડ્યો. તે રોજ સવાર સાંજ બેઉ વાર ગંગાસ્નાન કરવા જતા ત્યારે લોકો રસ્તાની બેઉ બાજુએ તેમનું દર્શન કરવા ઉભાજ હોય. તેમને જુએ એટલે સૌ "હરિ બોલ" એવા પોકાર કરે. મહાપ્રભુએ પોતાના ભાવાવેશને તો ખૂબ અંકુશમાં રાખ્યો હતો તોપણ તેમનાં રોમે-

રોમમાંથી ઝરતું ઓજસ્ તેનું કામ કર્યા વગર રહે ? તે ઘેર આવતા એટલે લોકો ત્યાં ભેગા થતા. આખો દિવસ તપનમિશ્રના ઘર આગળ લોકોનો જમાવ તો ખરો જ; અને "દર્શન આપો," "દર્શન આપો" એવી બૂમો પડયા જ કરે. લોકોને રાજી કરવા સારૂ મહાપ્રભુને ઘણીવાર બહાર આવવું પડતું. તોપણ પોતાની ચડીઆતી બુદ્ધિનો અને શાસ્ત્રાલોચનાનો જેમને ગર્વ હતો એવા સંન્યાસીઓ તો હજી અળગા જ રહ્યા હતા, અને તેમનો નેતા પ્રકાશાનંદ મહાપ્રભુને ઢોંગી જાદુગર તરીકે વગોવવામાં જરાએ કચાશ રાખતો ન હતો.

પેલો મહારાષ્ટ્રીય બ્રાહ્મણ તો દિવસે દિવસે વધારે અનુરક્ત બનતો જતો હતો. તેણે બધા સંન્યાસીઓને અને મહાપ્રભુને એકઠા કરવાની એક યુક્તિ રચી. તેણે કાશીના તમામ સંન્યાસીઓને પોતાને ઘેર ભિક્ષાને માટે નોતર્યા. મહાપ્રભુ પણ સંન્યાસી એટલે તેમને પણ નિમંત્રણ હતું. તે ઉપરાંત તે બ્રાહ્મણે તથા બીજાઓએ તેમને વિનવ્યા. તેમણે પ્રથમ તો હા ના કરી પણ પછી ત્યાં આવવા કબૂલ થયા.

સંન્યાસીઓના સ્વાગતને માટે વિશાલ મંડપ બાંધવામાં આવ્યો હતો. વખત થયો એટલે ગેરૂઆં વસ્ત્રવાળા સંન્યાસીઓથી તે ભરાઇ ગયો. પ્રકાશાનંદને માટે એક ઊંચી બેઠક રાખવામાં આવી હતી. આખું દૃશ્ય અતિ ભવ્ય અને પવિત્ર હતું. એવામાં ગૌર, દીર્ઘાકૃતિ વાળો એક તેજસ્વી સંન્યાસી મંડપ તરફ આવતો જોવામાં આવ્યો. સૌની દૃષ્ટિ તેના તરફ ખેંચાઈ. બધા ચૂપાચૂપ થઈ ગયા. તેણે આવતાં જ હાથ જોડીને સૌને વંદન કર્યું અને પછી મંડપને એક ખૂણે જ્યાં સૌ પોતાના પગ ધોતા હતા ત્યાં જઇને બેઠો. તેની નમ્ર અને પ્રિયદર્શન કાન્તિ તથા તેના મુખ ઉપર જે અવર્ણ્ય લાવણ્ય હતું તેમણે સંન્યાસીઓનાં દિલ હરી લીધાં. સૌ તેના તરફ પ્રેમ અને સન્માનની લાગણીથી જોઈ રહ્યા.

પ્રકાશાનંદે પણ તે "જાદુગર"ને જોયો. તેની કોમળ, પ્રેમાળ મુખમુદ્રા અને તેના કૃષ્ણપ્રેમની ખુમારીથી ઘેરાએલાં નેત્રો જોતાં જ તે પોતે પણ તેની મોહજાળમાં ફસાયો અને પોતાના પુત્રની ઉપર પિતાને જેવો પ્રેમ ઉત્પન્ન થાય તેવો પ્રેમ પ્રકાશાનંદને આ " જાદુગર " તરફ થવા લાગ્યો. પોતાના આસન ઉપરથી ઉઠીને તેણે મહાપ્રભુને તેડી આણ્યા અને પોતાની સાથેજ બેસાડયા. હજારો નેત્રો હવે પ્રેમ અને ક્ષમાની મૂર્તિ જેવા મહાપ્રભુ ઉપર ઠરી રહ્યાં.

પછી પ્રકાશાનંદે બોલવા માંડયું. " કૃષ્ણચૈતન્ય ! સંન્યાસી તરીકે તમે અમારા જ સંપ્રદાયના છો. છતાં તમે આપણા સંપ્રદાયને મંજૂર ન હોય એવાં આચરણ કરો છો. તમે ગાઓ છો, અને નૃત્ય કરો છો. એ આપણને સંન્યાસીઓને ઘટે ખરૂં? તમારે વેદનું અધ્યયન તો કરવું જ જોઇએ તે પણ તમે કરતા નથી. આવું કરવાનો તમારો શો હેતુ છે તે સમજાવશો ?" આખી સભામાં ગંભીર શાંતિ ફેલાઇ ગઇ અને હવે મહાપ્રભુ શો જવાબ આપે છે તે સાંભળવા માટે સૌએ કાન માંડયા.

તેમણે અતિ મીઠા અને કરુણ સ્વરે બોલવા માંડયું. " શ્રીપાદ ! મને મૂર્ખ અને બુદ્ધિહીન જાણીને મારા ગુરુએ મને માત્ર કૃષ્ણનામનો જપ જ કરવાની આજ્ઞા કરી. મારી બુદ્ધિ મંદ અને જડ હોવાથી વેદાંતનો અભ્યાસ કરવાનો મારો અધિકાર ન હતો. તેથી મારે તો માત્ર નામનો જ આધાર રહ્યો. મેં નામનો જપ કરવા માંડયો. થોડા જ દિવસમાં મારો સ્વભાવ બદલાતો હોય એમ મને લાગ્યું. મને નૃત્ય કરવાનું એવું મન થઇ આવતું કે કેમે કર્યું ન રહેવાય. હું કોઇવાર હસી પડતો, કોઇવાર રડી પડતો અને કોઇ વાર આમતેમ દોડાદોડ કરી મૂકતો. મને લાગ્યું કે હું ગાંડો તો નહિ થયો હોઉં ? હું તો ગભરાઇને મારા ગુરુ પાસે ગયો અને બધી વાત કહી. તેમણે કહ્યું, ' બેટા, ગભરાઇશ નહિ. તું નામ જપ્યો

જ જજે, અને થોડા વખતમાં જ કૃષ્ણપ્રેમ જે પરમ પુરુષાર્થ છે તેની તને પ્રાપ્તિ થશે. તને જે હમણાં હમણાં થવા લાગ્યું છે તે તો પ્રેમોદયની પ્રારંભિક નિશાનીઓ જ છે.' ત્યારથી મારી આવી દશા થઇ છે. હું ગાઉં છું અને નાચું છું પણ ખરો; પણ તેમ કર્યા વગર મારાથી રહેવાતું જ નથી."

મહાપ્રભુએ પોતાનું સંભાષણ પૂરૂં કર્યું એટલે સભામાંના ઘણાના મુખમાંથી "હરિ! હરિ! કૃષ્ણ! કૃષ્ણ!" એવા ઉદ્ગાર નીકળી ગયા અને તે વૃદ્ધ, જ્ઞાનનિષ્ઠ તપસ્વીને પણ ભારે અસર થઇ. સભામાં પુનઃ શાંતિ પથરાઈ એટલે તે બોલ્યાઃ "એ તો જાણે ઠીક; નામ જપ કરવામાં કશી હરકત નથી. પણ તમે વેદાંતનો અભ્યાસ નથી કરતા તેનું શું?"

મહાપ્રભુએ કહ્યું, "મારો જવાબ સાંભળીને તમને દુઃખ ન થાય તો જ હું બોલું." પ્રકાશાનંદ તથા બીજા કેટલાક સંન્યાસીઓ બોલી ઉઠયા, "અરેરે, એ શું બોલ્યા? તમે તો સાક્ષાત્ નારાયણ જેવા દેખાઓ છો. તમારાં વચન અમૃત જેવાં મીઠાં છે. તમારી કાન્તિ જોઇને અમારાં સૌનાં નેત્ર તૃપ્ત થાય છે. અમને વિશ્વાસ છે કે તમે જે કહેશો તે સત્ય જ કહેશો."

ત્યારે મહાપ્રભુએ બોલવા માંડયું, "વેદાંતસૂત્રોની રચના સાક્ષાત્ નારાયણ સ્વરૂપ વ્યાસદેવે કરી છે, માટે તેમાં ભ્રમ, પ્રમાદ, વિપ્રલિપ્સા, કરણાપાટવ ઇત્યાદિ દોષ હોઇ શકે નહિ. ઉપનિષદની સાથે એકવાકયતા કરતાં સૂત્રોનો જે મુખ્યાર્થ ફલિત થાય છે, તેને મારી મચડીને શંકરાચાર્યે ગૌણ અર્થનું પ્રતિપાદન કર્યું છે. "બ્રહ્મ" શબ્દનો મુખ્ય અર્થ ચિદૈશ્વર્યપરિપૂર્ણ ભગવાન છે. તેનાં જે જે વિભૂતિ સ્વરૂપો છે તે બધાં એ ચિન્મય છે. એ ચિદ્વિભૂતિનુ આચ્છાદન કરીને ભગવાનને શંકરાચાર્યે નિરાકાર કહ્યા છે અને તેનાં

સ્વરૂપોને સત્ત્વગુણના વિકારરૂપ ઠરાવ્યાં છે. અગ્નિ અને તણખાની વચ્ચે તફાવત છે તેવો તફાવત ઈશ્વર અને જીવની વચ્ચે છે. એક અંશી અને બીજો અંશ છે. ઈશ્વર શક્તિમાન છે અને જીવ તેની શક્તિ છે. એ જીવશક્તિ પરતત્ત્વ છે એવું સ્થાપિત કરીને શંકરાચાર્યે ઈશ્વરનું મહત્ત્વ ઢાંકી દીધું છે.

"વ્યાસસૂત્રમાં પરિણામવાદની સ્થાપના કરેલી છે. તોપણ શંકરાચાર્યે વ્યાસની રચનામાં ભ્રાંતિ છે એવો દોષ મૂકીને પોતાનો વિવર્તવાદ સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે. ઈશ્વર પોતાની અચિન્ત્ય શક્તિ વડે જગત રૂપે પરિણામ પામે છે, તેથી કરીને તેનામાં વિકારી પણાનો દોષ આવતો નથી. જેમ પારસમણિ પોતે બદલાયા વિના બીજી વસ્તુઓને પોતાના જેવું રૂપ આપી શકે છે તેમ ઈશ્વર પણ વિકાર પામ્યા વગર પોતાની ઇચ્છા શક્તિવડે નાના પ્રકારની સૃષ્ટિઓને પોતાનામાંથી પ્રકટ કરે છે.

"પ્રણવમંત્ર એ વેદનું વાસ્તવિક મહાવાક્ય છે. "तत्त्वमसि" તો માત્ર એકદેશીય વાક્ય છે. એ પ્રણવને એક બાજુએ મૂકીને શંકરાચાર્યે પ્રાદેશિક વાક્યને આગળ ધર્યું છે. વ્યાસસૂત્રોનો મુખ્યાર્થ વિચારી જોશો તો તેમાંથી કૃષ્ણની શુદ્ધ ભક્તિ જ પ્રતિફલિત થશે. વેદ સ્વતઃ પ્રમાણ છે. તેનો લાક્ષણિક અર્થ કરવાથી તેની પ્રામાણિકતાની હાનિ થાય છે. શંકરાચાર્યે સૂત્રોનો અર્થ કરવામાં લાક્ષણિક વૃત્તિનો આધાર લીધો છે તેથી મૂળ અર્થ માર્યો ગયો છે.

"સૂત્રોનો મુખ્યાર્થ કરી જોતાં "બ્રહ્મ" એટલે ષડૈશ્વર્યપૂર્ણ ભગવાન્ એવો અર્થ નીકળે છે. તેની ચિત્શક્તિની ઉપેક્ષા કરીને તેને નિર્વિશેષ માનવાથી તેના પૂર્ણ સ્વરૂપનું ભાન થતું નથી. વ્યાસસૂત્રોમાં સંબંધ, અભિધેય અને પ્રયોજન એ ત્રણે તત્ત્વો બરાબર સમજાવેલાં છે. ભગવાન એ સંબંધ છે તેની પ્રાપ્તિનો ઉપાય ભક્તિ છે, તેને જ અભિધેય એવું નામ આપેલું છે. એ ભગવાનને માટે

એવો પ્રબળ અનુરાગ ઉત્પન્ન થાય કે તેના સિવાય બીજા કોઇને પણ હૃદયમાં સ્થાન ન મળે ત્યારે પ્રેમનો ઉદય થયો કહેવાય. પ્રેમ પરમ પુરુષાર્થ છે. બીજા ચારે પુરુષાર્થ એની આગળ તૃણવત્ છે. ભગવાન પ્રેમને અધીન છે. એ પ્રેમનો પ્રભાવ વડે ભક્તને ભગવાનની સેવાનો અધિકાર મળે છે માટે તે જ પ્રયોજન છે. વ્યાસસૂત્રોમાં આ ત્રણ તત્ત્વની જ આલોચના કરેલી છે."

મહાપ્રભુના પ્રવચનને તીક્ષ્ણ બુદ્ધિસંપન્ન સંન્યાસીમંડળે ભારે આનંદપૂર્વક સાંભળ્યું અને ઘણાને તો તે જ ઘડીએ સત્ય સમજાઇ ગયું. સભામાં ખળભળાટ થઈ રહ્યો, અને કેટલાક તો ત્યાંને ત્યાં જ બોલવા લાગ્યા કે અત્યાર સુધી અમે ભારે ભૂલ કરતા હતા. શંકરાચાર્યના સિદ્ધાન્તોને અમે જો કે માન્ય રાખતા હતા તોપણ અમારૂં મન કબૂલ કરતું ન હતુ. પણ અમારાથી અમારા સંપ્રદાયે સ્વીકારેલા મતની વિરૂદ્ધ અવાજ ઉઠાવાય શી રીતે ? પણ હવે મહાપ્રભુના પ્રવચનથી તે ભય દૂર થઇ ગયો. આખો સંન્યાસીસમાજ વૈષ્ણવપરિષદ્‌ના રૂપમાં ફેરવાઇ ગયો અને વારે વારે ચારે દિશાએથી દીર્ઘ હરિધ્વનિ સંભળાવા લાગ્યા.

પ્રકાશાનન્દના જીવનમાં ભારે પલટો થઇ ગયો. તે ત્યાંથી પોતાના આશ્રમમાં ગયા ખરા પણ જાણે નવો અવતાર લીધો હોય તેવા થઈ ગયા. તેમનું અભિમાન ગળી ગયું, વાદપટુતા ગઈ, બીજાને મ્હાત કરી દેવાની લાલસા ચાલી ગઇ. તેમનું અગાધ શાસ્ત્રજ્ઞાન પણ તેમને ભારે બોજા રૂપ લાગવા માંડયું. સંન્યાસીઓના ગુરુ તરીકેનો પોતાનો દરજ્જો તેમને હવે ખૂંચવા લાગ્યો. હવે તો તે પેલા યુવાન સંન્યાસીની ખાતર વૃન્દાવનની ગોપીની માફક માન, લજ્જા, લોકૈષણા, બધુંએ હોમી દેવા તૈયાર થયા.

બીજે દિવસે મહાપ્રભુ નૃત્ય કરે છે એવું સાંભળતાં જ કૃષ્ણનો વેણુનાદ સાંભળીને જેમ ગોપીઓ દોડી હતી તેમ તે વૃદ્ધ સંન્યાસી

પોતાનું વય, પોતાનો દરજ્જો બધું વીસરીને દોડી ગયા. તે પ્રેમ-મૂર્તિનું પ્રાણોન્માદકારી નૃત્ય દીઠું અને તે નૃત્યમાં તેને પૂર્ણ સચ્ચિદાનંદનું દર્શન થયું. જે વસ્તુ તેને અગાધ જ્ઞાન વડે અને કઠોર તપશ્ચર્યા વડે પ્રાપ્ત થઇ ન હતી તે આજે તેની આંખ આગળ જ ઉભેલી દેખાઇ. તેણે મહાપ્રભુના નૃત્યમાં જીવનની પરિપૂર્ણતાનું દર્શન કર્યું અને તે વૃદ્ધ, જ્ઞાનનિષ્ઠ, બહુમાન્ય તપસ્વીથી પણ નાચ્યા વગર રહેવાયું નહિ.

કાશીના લોકોને માટે આ અપૂર્વ દૃશ્ય હતું. તે જોવાને લોકો ભેગા થઈ ગયા, અને કોલાહલ મચી રહ્યો. એ વિસંવાદી અવાજથી મહાપ્રભુને બાહ્યચેતના આવી. પ્રકાશાનંદના હૃદયમાં પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે મહાપ્રભુને પગે પડીને બોલ્યા, "ક્ષમા કરો. મેં તમારો ભારે અપરાધ કર્યો છે. હું તમારૂં શરણ યાચું છું" પણ મહાપ્રભુએ તરત તેમને ઉઠાડીને છાતી સરસા દબાવી દીધા. ત્યાર પછી તે પ્રબોધાનંદ એવું નામ ધારણ કરીને વૃન્દાવન રહેવા ગયા અને પોતાની બધી શકિતનો ઉપયોગ તેમણે ભકિતનો મહિમા ગાવામાં જ કર્યો. મહાપ્રભુ વિષેનો પોતાનો ભાવ તેમણે "ચૈતન્યચંદ્રામૃત" નામના સંસ્કૃત ખંડ કાવ્યમાં વ્યકત કર્યો છે અને તે તેમનાં શ્રદ્ધા, ભકિત, અને સ્પષ્ટવકતાપણાનો સબળ પુરાવો છે. ઐતિહાસિક દસ્તાવેજ તરીકે પણ તેની કિંમત ઓછી નથી, કારણ કે તેમાં મહાપ્રભુનાં રૂપ, ગુણ અને પ્રેમોન્માદનું આબેહુબ શબ્દચિત્ર તેમને નજરે જોનારને હાથે આલેખાએલું છે.

## પ્રકરણ ૨૭ મું.

## રૂપને ઉપદેશ.

મહાપ્રભુ બોલ્યા " રૂપ ! હું આજે ભક્તિનું લક્ષણ બતાવું છું. અત્યારે તો વિસ્તારથી કહેવાનો મને અવકાશ નથી તેથી સંક્ષેપમાં જ કહીશ. ભક્તિના અનંત અગાધ મહાસાગરમાંથી હું તમને માત્ર એક બિન્દુજ ચખાડું છું એમ જાણજો.

" આ વિશ્વ અનંત કોટિ જીવોથી ભરપૂર છે. એ જીવો ચોર્યાશી લક્ષ યોનિમાં પુનઃ પુનઃ જન્મ ધારણ કર્યા કરે છે. જીવ અતિ અતિ સૂક્ષ્મ છે. વાળના ઉભા સો ભાગ કરીએ અને તે એક ભાગના બીજા સો ભાગ કરીએ તો તેનાથી પણ જીવ વધારે સૂક્ષ્મ છે હવે એ જીવોમાં જડ અને ચેતન એવા બે પ્રકાર જોવામાં આવે છે. ચેતનમાં પણ પશુ, પક્ષી, જળચર, મનુષ્ય એવા ભેદ છે. બધામાં મનુષ્યની સંખ્યા અતિ અલ્પ છે. તેઓમાં પણ યવન, મ્લેચ્છ, શબર એવી અનેક જાતિઓ છે. તેમાંની એક જાતિ વેદને માનનારી છે. પણ તેમાંએ ઘણા ભેદ છે. કેટલાક તો વેદને મ્હોડેથી જ માને છે પણ તેથી વિપરીત આચરણ કરે છે. વળી આચરણમાં વેદનાં શાસનને માન્ય રાખનારાઓમાંના કેટલાક યજ્ઞયાગાદિક કર્મોનાં અનુષ્ઠાન જ કરતા રહે છે. સત્યજ્ઞાનનો પિપાસુ એવા કરોડોમાંથી એકાદ જ હોય છે અને લાખો જ્ઞાનપિપાસુઓમાંથી એકાદ મુક્ત જીવ જોવામાં આવે છે. એવા લાખો મુક્ત જીવોમાંથી કૃષ્ણનો એકાદ ભક્ત જડી આવે છે. કૃષ્ણભક્ત સ્વાભાવિક રીતે જ વિતૃષ્ણ અને શાન્ત હોય છે. જેઓ ભોગ, સિદ્ધિઓ અથવા મુક્તિની પણ કામના કરે છે તેઓ કદી પણ શાંતિનો અનુભવ કરી શકતા નથી.

જગતમાં ભ્રમણ કરતાં કરતાં કોઇ ભાગ્યવાન જીવને ગુરુ અને કૃષ્ણની કૃપાથી ભક્તિરૂપી કલ્પલતાનું બીજ મળી આવે છે. પછી માળીની માફક તે બીજને ભક્ત પોતાના હૃદયમાં વાવે છે અને તેના ઉપર શ્રવણ, કીર્તન આદિ ભક્તિનું જળ સીંચે છે. તેથી કરીને કલ્પલતા અંકુરિત થાય છે, અને વધતી વધતી માયા, વિરજા અને બ્રહ્મલોકને ભેદીને ઠેઠ પરવ્યોમમાં પહોંચી જાય છે, અને કૃષ્ણના ચરણ રૂપી કલ્પવૃક્ષને વીંટળાય છે. ત્યાં તે ખૂબ ફાલે ફૂલે છે અને તેને પ્રેમ રૂપી ફળ બેસે છે. આ બધો વખત પેલો ભક્તરૂપી માળી આ દુનિયામાં રહ્યો રહ્યો નામકીર્તન રૂપી જળનું સિંચન કરતો જ રહે છે. પરંતુ તેને ખૂબ સાવધાન રહેવાની જરૂર છે, નહિ તો * અપરાધ રૂપી જંગલી હાથીઓ તે કોમળ લતાને કચરી છૂંદીને બરબાદ કરી નાંખે છે. એટલા માટે ભક્તને અપરાધથી ખૂબ સાવચેત રહેવું પડે છે. પણ એટલેથી જ તેની મુશ્કેલીઓનો અંત નથી આવતો, એ લતાના મૂળીઅમાંથી કેટલીક ઉપ શાખાઓ ફુટે છે અને અસલ વેલીનો રસકસ ચૂસીને પુષ્ટ થાય છે. એ ઉપશાખાઓની સંખ્યાનો પાર નથી. તોપણ હું તેમાંની કેટલીક મુખ્યનાં નામ કહું છું:-જેમ કે ભોગેચ્છા, મુક્તિની કામના, નિષિદ્ધાચાર, જીવહિંસા, અસરળતા, કીર્તિ મેળવવાનો અને લોકોમાં પુજાવાનો લોભ. એ બધી ઉપશાખાઓ જે ભક્તિની વેલીમાંથી ફુટે છે તેને ભક્તે સાવધાનતાથી નીંદી નાખવી જોઇશે. એમ કરવાથી બધો રસકસ મૂળ વેલીને જ મળે છે અને તે વધતી જાય છે. એ પ્રમાણે તે વધતી ઠેઠ પ્રેમરાજ્ય વૃન્દાવન સુધી પહોંચી જાય છે. તેના ઉપર બેઠેલાં પ્રેમનાં ફળ જ્યારે પરિપક્વ થાય છે ત્યારે માળી તેનો આસ્વાદ લે છે અને તે વેલીને વળગીને કૃષ્ણના ચરણ સુધી પહોંચી જઇને પ્રેમ વડે તે તેનું પૂજન કરે છે. હે

---

* અપરાધ વિષે વિગતવાર વિવેચન હવે પછીના પ્રકરણમાં આવશે.

જઇને પ્રેમ વડે તેનું પૂજન કરે છે. હે રૂપ! પ્રેમ એ જીવમાત્રનો પરમ પુરુષાર્થ છે. એની સરખામણીમાં ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ પણ તૃણવત્ છે.

"શુદ્ધભકિતમાંથી જ પ્રેમ જન્મે છે. માટે પ્રથમ હું શુદ્ધ ભકિતનું સ્વરૂપ સમજાવીશ. તમામ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો કૃષ્ણને અનુકૂળ રાખીને સર્વ પ્રકારની કામનાઓથી રહિત થઇને બીજાં દેવ દેવીઓના આશ્રય, પૂજન વગેરે છોડી દઇને, કર્મની અને જ્ઞાનની પણ કૃષ્ણપ્રાપ્તિના સાધન તરીકે પૂરેપૂરી ઉપેક્ષા કરીને એકલા કૃષ્ણને જ પરમારાધ્ય દેવતા માનીને તેનું અનન્ય ભાવે ભજન કરવું તેનું નામ ભકિત. જ્યાં સુધી કોઈ પણ પ્રકારની વાસનાના અંકુર હૃદયમાં રહ્યા હશે, ભોગ ભોગવવાની તો શું પણ મુકિતની એ વાસના રહી હશે તો કોટિ ઉપાય કરતાં પ્રેમ ઉત્પન્ન થવાનો નથી. મુકિતની કામના રૂપી પિશાચિની હૃદયમાં રહી હશે ત્યાં સુધી ભકિતરાણી ત્યાં પ્રવેશ કરતી નથી. *

"સાધન ભકિત વડે રતિ ઉત્પન્ન થાય છે. રતિ જ્યારે ગાઢ થાય છે ત્યારે તે પ્રેમનું સ્વરૂપ ધારણ કરે છે. એ પ્રેમ ક્રમે ક્રમે સ્નેહ, માન, પ્રણય, રાગ, અનુરાગ, ભાવ અને મહાભાવ રૂપે પ્રકટ થાય છે. જેમ શેરડીનો સાંઠો, રસ, ગોળ, ખાંડ, અને શુદ્ધ ચીની સાકર ઉત્તરોત્તર વધારે મિષ્ટતા ધારણ કરે છે તેમ પ્રેમની આ જૂદી જૂદી અવસ્થાઓનું સમજવું. ઉપર કહ્યા તે બધા ભકિતના સ્થાયીભાવ છે, પણ તેની સાથે જ્યારે વિભાવ, અનુભાવ, સાત્ત્વિક અને વ્યભિચારી ભાવોનો સંગમ થાય છે ત્યારે ભકિત અમૃત જેવી મધુર બની જાય છે.

---

*भुक्ति मुक्ति स्पृहा यावत् पिशाची हृदि वर्तते ।
तावद्भक्ति सुखस्यात्र कथमभ्युदयो भवेत् ॥
ભકિતરસામૃત સિન્ધુ, ૧ ૨-૧૬

ભક્તોના જૂદા જૂદા ગુણ અને સ્વભાવ પ્રમાણે રતિના પાંચ પ્રકારના ભેદ જોવામાં આવે છે; જેમકે **શાંત** રતિ, દાસ્ય રતિ, **સખ્ય** રતિ, **વાત્સલ્ય** રતિ અને **મધુર** રતિ. એ પાંચ ભેદને અનુસરીને કૃષ્ણભકિતના રસમાં પાંચ ભેદ પડે છે, જેમકે **શાંત**, દાસ્ય, ઇત્યાદિ. એ પાંચ રસ પ્રધાન રસ કહેવાય છે. એ ઉપરાંત હાસ્ય, અદ્‌ભુત, વીર, કરુણ, રૌદ્ર, ભયાનક અને બીભત્સ એવા સાત પ્રકારના ગૌણ રસ છે. ઉપરના પાંચ રસ ભકતના હૃદયમાં સ્થાયી રહે છે અને પછીના સાત પ્રસંગવશાત્ આવે છે અને જાય છે.

" **સનક** અને નવ યોગેન્દ્રો એ **શાંતરસના** આદર્શ છે. દાસ્યરસનું અવલંબન કરનાર ભકતો અસંખ્ય છે. **સખ્યરસનો** આદર્શ **શ્રી**દામ, **અર્જુન** વગેરેમાં જોઈ શકાય છે. **નંદ**, **યશોદા** વગેરે **વાત્સ**લ્યના અને કૃષ્ણની રાણીઓ **મધુર** ભાવના આદર્શો છે. પરંતુ તેમાં પણ ગોપીઓએ **મધુરભાવની** પરાકાષ્ઠા બતાવી છે.

" રતિના મુખ્ય બે પ્રકાર છે: (૧) ઐશ્વર્યજ્ઞાન મિશ્રા (૨) શુદ્ધા. ગોકુલના રહેવાસીઓની રતિ ઐશ્વર્યજ્ઞાન વગરની શુદ્ધ છે. ***મથુરા**, દ્વારિકા અને **વૈકુંઠ** વગેરે સ્થાનોમાં ઐશ્વર્યજ્ઞાનયુકત રતિ જોવામાં આવે છે. ઐશ્વર્યજ્ઞાનના પ્રાધાન્યને લીધે પ્રીતિ સંકુચિત થાય છે. શુદ્ધ રતિનો સ્વભાવ એવો છે કે કૃષ્ણનું ઐશ્વર્ય નજરે જુએ તોપણ તેને ન માને. **શાંત** અને દાસ્ય રસમાં ઐશ્વર્યજ્ઞાનનું ઉદ્દીપન થાય છે; પણ **સખ્ય**, **વાત્સલ્ય** અને **મધુર** રસમાં તેને જરાએ અવકાશ નથી. દાખલા તરીકે જ્યારે કૃષ્ણે વસુદેવ અને દેવકીને વંદન કર્યું ત્યારે કૃષ્ણના ઐશ્વર્યનું તેમને ભાન થવાથી તેમને ભય લાગ્યો.× અર્જુને પણ જ્યારે કૃષ્ણના વિશ્વરૂપનું દર્શન

* આ જગ્યાઓ પૃથ્વી ઉપરની નહિ પણ કૃષ્ણલોકની જૂદી જૂદી ભૂમિકાઓ છે.

ભાગવત ૧૦-૪૪-૩૫

કર્યું ત્યારે તમારી સાથે હું મિત્રભાવે વર્ત્યો તેની ક્ષમા કરો એવી તેણે પ્રાર્થના કરી.* પણ શુદ્ધ ભક્તિનું અવલંબન કરનારા ભક્તોનાં હૃદયમાં ઐશ્વર્યને સ્થાન મળતુંજ નથી. કદાચ જોવામાં આવી જાય તો પણ તેઓ તો પોતાના કૃષ્ણની સાથેના સંબંધનેજ વળગી રહે છે. વેદો તેની ઈન્દ્ર તરીકે સ્તુતિ કરે, ઉપનિષદો ભલે તેને બ્રહ્મ કહીને આરાધે, સાંખ્ય તેને પુરૂષ કહે, યોગીઓ તેને પરમાત્મા કહે અને સાત્વતો તેને ભગવાન્ માને પણ યશોદાને મન તો તે લાડકો પુત્ર જ છે.'૧ એ અવ્યક્ત અને અધોક્ષજ કૃષ્ણને યશોદા પ્રાકૃત બાળકની માફક ખાંડણીઆ સાથે બાંધે છે. ૨

" શાંત રસનાં બે લક્ષણ છે:—(૧) કૃષ્ણને પરબ્રહ્મ તરીકે ઓળખવા, (૨) તેનામાંજ એક નિષ્ઠતા રાખવી. કૃષ્ણે પોતેજ કહ્યું છે કે 'મારામાં એક નિષ્ઠતાને જ હું શમ કહું છું.' શાંત રસનું અવલંબન કરનાર ભક્તને કૃષ્ણ સિવાય બીજા કોઈના તરફ રૂચિ જ થતી નથી. એટલા જ માટે શાંત અને કૃષ્ણભક્ત આ બે ગુણોમાં બેઉ બરાબર મળતા છે. એવા ભક્તને સ્વર્ગ અને મુક્ત અવસ્થા બેઉ નરકવાસ જેવાંજ લાગે છે. આ ઉપરથી ફલિત થાય છે કે શાંત ભક્તમાં બે મુખ્ય ગુણ હોવા જોઈએ:-(૧) તમામ પ્રકારની વાસનાઓનું ઉપશમન (૨) કૃષ્ણમાં એક નિષ્ઠા.[3] જેમ આકાશનો ગુણ જે શબ્દ છે તે બાકીનાં બધાં મહાભૂતોમાં વ્યાપી રહ્યો છે તેમ શાંત ભક્તના આ બેઉ ગુણ બીજા બધા ભાવનું અવલંબન કરનાર ભક્તોમાં પણ છે જ. પણ શાંત ભક્તોનો કૃષ્ણ સાથેનો સંબંધ મમતા વગરનો છે. તેને તો કૃષ્ણ પરબ્રહ્મ, પરમાત્મા છે એવું તેના સ્વરૂપનું જ્ઞાન જ છે. એથી આગળ તે જઈ શકતો નથી.

*ગીતા, ૧૧-૪૪.

૧ ભાગવત, ૧૦-૮-૩૪. ૨ ભાગવત, ૧૦-૯-૧૨.

૩ ભાગવત, ૧૧-૧૯-૩૩.

"દાસ્યરસનું અવલંબન કરનાર જ ભગવાનના ઐશ્વર્યજ્ઞાનનો સૌથી વધારે અનુભવ કરે છે. ઐશ્વર્યજ્ઞાનના સંભ્રમ અને ગૌરવ એવા બે ભેદ છે. સંભ્રમમાં ભગવાનની દયાનું અને તેમણે ભક્ત ઉપર કરેલા અનુગ્રહોનું કૃતજ્ઞતાપૂર્વક સ્મરણ પ્રાધાન્ય ભોગવે છે. ગૌરવનો અનુભવ કરતી વખતે ભક્ત પોતાને ભગવાનનો નાનો પ્રતિક્ષણે જેની સંભાળ લેવી પડે એવો અસહાય બાળક માની લે છે. આ બેઉ ભાવનો આશ્રય લઇને ભક્ત, કૃષ્ણને પોતાના માલિક માનીને રાત્રિ દિવસ તેમની સેવામાં ગૂંથાએલો રહે છે. દાસ્ય રસમાં શાંત રસના બધાજ ગુણ આવી જાય છે અને તે ઉપરાંત તેનામાં સેવાનો ભાવ વિશેષ છે. આથી કરીને દાસ્ય રસમાં શાંત અને દાસ્ય બેઉ રસનો સરવાળો થયો જાણવો.

"હવે સખ્ય રસ એના કરતાં એક પગથીયું ઉંચે છે. તેનામાં શાંત અને દાસ્ય બેઉના બધા ગુણો તો છે જ પણ વધારામાં કૃષ્ણના તરફ અધિક મમતા છે અને તે પોતાના જેવોજ છે એવું ભક્તને ભાન રહે છે. દાસ્ય રસનું મુખ્ય લક્ષણ જે સેવાભાવ તે તો સખ્યમાં છે જ પણ તે ઉપરાંત કૃષ્ણની સાથે ગાઢ મૈત્રી તેનામાં રહેલી છે. તે એટલે સુધી કે કૃષ્ણના સખાઓ તેને પોતાની ખાંધ ઉપર બેસાડવાની અને તેની ખાંધ ઉપર પણ ચડી બેસવાની એ છૂટ લે છે. કૃષ્ણની આગળ પોતાના દિલની છૂપામાં છૂપી વાતો કહે છે. અને તેની વાતો સાંભળે છે. તેની સાથે નાના પ્રકારની રમતો રમે છે અને ક્રિડાયુદ્ધો પણ કરે છે. આ રીતે આવો ભક્ત કૃષ્ણની સેવા કરે છે અને તેની પાસે પોતાની સેવા કરાવે છે પણ ખરો. એમાં દાસ્ય રસના સંભ્રમ અને ગૌરવને જરાએ સ્થાન નથી; પણ તેને ઠેકાણે ગાઢ મૈત્રીનો સંબંધ બંધાય છે. કૃષ્ણ પ્રત્યે ભય અને માન ન રાખતાં ભક્ત તેને પોતાના જેવો જ, પોતાની બરોબરીનો માનીને તેની સાથે મીઠી દોસ્તીનો સંબંધ બાંધે છે. આવો પ્રેમ જ કૃષ્ણને વશ કરી શકે છે.

"હવે વાત્સલ્ય રસમાં ઉપર ત્રણે રસોનાં મુખ્ય લક્ષણો આવી જાય છે. તેનામાં દાસ્યનો સેવાભાવ અને સખ્યની મમતા છે. તે ઉપરાંત કૃષ્ણના પ્રત્યે પ્રબળ મમતા જોવામાં આવે છે. માતા, પિતા બાળકનું જતન કરે તેવા પ્રકારનો સેવાભાવ વાત્સલ્ય રસમાં રહેલો છે. એમાં સખ્યરસના અસંકોચ અને અગૌરવ ઉપરાંત કૃષ્ણને ઠપકો આપવાનો અથવા તો તાડન કરવાનો અધિકાર પણ ભક્ત પ્રાપ્ત કરે છે; કારણકે માતા પિતાની મમતા સખાની મમતા કરતાં ઘણી વધારે છે. આવો ભક્ત કૃષ્ણને પોતાનો લાડકવાયો બાળક જ માને છે અને તેવી રીતેજ તેની સાથે બધો વ્યવહાર કરે છે. આથી કરીને વાત્સલ્ય રસમાં ચારે રસોનું એવું મધુર સંમિશ્રણ થાય છે કે તે અમૃતમિષ્ટ રસમાં કૃષ્ણ અને તેના ભક્તો બેઉ ડૂબી જાય છે અને તે પરબ્રહ્મ હોવા છતાં એ આવા ભક્તોના હાર્યા દોર્યા બની જાય છે.

"હવે બાકી રહ્યો મધુર રસ. એનામાં શાંતરસની નિષ્ઠા છે, દાસ્યનો સેવાભાવ છે, સખ્યનો અસંકોચયુક્ત વ્યવહાર છે, વાત્સલ્યની ગાઢ મમતા છે, અને તે ઉપરાંત એક પતિવ્રતા સ્ત્રી પોતાના પતિને કરે એવું પૂર્ણ આત્મસમર્પણ છે. મધુર રસનું અવલંબન કરનાર ભક્ત પોતાના દેહ, મન, ઈન્દ્રિયો તમામ કૃષ્ણની સેવામાં અર્પણ કરી દે છે. કૃષ્ણને તે પોતાનો પતિ અથવા પ્રિયતમ માને છે. આ રીતે જોતાં મધુર રસમાં બધાએ રસોનો સરવાળો થાય છે. જેમ જેમ આપણે એક પછી એક રસને ક્રમવાર ચાખતા જઈએ છીએ તેમ તેમ આપણને ઉત્તરોત્તર વધુ મિઠાશ આવતી જણાય છે, ને આખરે મધુરરસમાં અગાઉના બધાએ રસોના અર્ક ઉપરાંત તેની પોતાની વિશેષ મધુરતા આપણું લક્ષ ખેંચે છે. જેમ પૃથ્વી, વાયુ, જળ, તેજ અને આકાશ એ પાંચે તત્ત્વોના ગુણ ઉત્તરોત્તર અંતર્ગત થતા થતા આખરે પૃથ્વીમાં બધાએ આવી જાય છે તેમ

મધુર રસનું પણ સમજવું; અને એટલાજ માટે તે સૌથી વધારે મિષ્ટ છે.

"હે રૂપ! આ તો મેં તમારી આગળ ભક્તિની રૂપરેખા જ દોરી છે. મેં જે કાંઇ થોડું કહ્યું છે તેનું ચિંતવન કરતા રહેશો તો બાકીનું બધું તમને આપોઆપ સમજાઇ જશે. કૃષ્ણ જ તમારા હૃદયમાં એ બધાં પરમ સત્યોનું સ્ફુરણ કરાવશે, કારણ કે તેની કૃપા વડે નિરક્ષર માણસ પણ રસસિન્ધુની પાર ચાલ્યો જાય છે."

આટલું કહીને મહાપ્રભુએ રૂપને આલિંગન દીધું અને તેમને વૃન્દાવન જવાની આજ્ઞા કરી. રૂપને તેમનાથી છૂટા પડવું બહુ વસમું લાગ્યું. પણ મહાપ્રભુ કહે, "તમારી ફરજ તો મારી આજ્ઞાનું પાલન કરવાની છે. ફરી એકવાર પુરીમાં આપણે પાછા મળીશું. એમ કહીને મહાપ્રભુ કાશી જવા તૈયાર થયા અને તેમને નૌકામાં બેસતા જોઇને રૂપને મૂર્ચ્છા આવી ગઇ.

---

## પ્રકરણ ૨૮મું



## સનાતનને ઉપદેશ.



સનાતને મહાપ્રભુના ચરણ પકડી લીધા અને અત્યંત દીન સ્વરે કહ્યું, "પ્રભુ! હું નીચ જાતિમાં જન્મ્યો છું અને નીચ લોકોની સંગતિમાં જ આજ સુધી રહ્યો છું. હું અધમ અને પામર છું. વિષયકૂપમાં ડૂબકીઓ મારીને મેં મારો જન્મારો વ્યર્થ ગુમાવી દીધો છે. શું હિતકર છે અને શું અહિતકર છે તે હું જરાએ

જાણતો નથી. હું ગ્રામ્યવ્યવહારમાં પ્રવીણ છું અને તેને જ સાચા માની બેઠો છું. આવી અધમ અવસ્થામાંથી આપે કૃપા કરીને મારો ઉદ્ધાર કર્યો છે તો હવે વધારે કૃપા કરીને મને મારા કર્તવ્યનો ઉપદેશ કરો. હું કોણ છું, શા માટે હું ત્રિતાપથી બળી રહ્યો છું અને શાથી મારૂં હિત થાય તે હું જાણતો નથી. સાધ્ય શું અને સાધન શું તે વિષે પ્રશ્ન કરતાં જ મને આવડતો નથી. મારા ઉપર દયા કરો અને આપ જ મને બધું તત્ત્વ સમજાવી દો."

સનાતનની દીનતા જોઇને મહાપ્રભુનું હૃદય દ્રવી ગયું. તેમણે સનાતનને પ્રેમાલિંગન દઇને કહ્યું, "સનાતન! તમે કૃષ્ણના પૂર્ણ કૃપાપાત્ર છો. તમે કૃષ્ણના બળથી બળવાન છો. તમને કશું જ અજાણ્યું નથી. પણ જાણેલું હોય તેને વિશેષ દૃઢ કરવાને માટે પ્રશ્ન પૂછવાનો સાધુ લોકોનો સ્વભાવ છે માટેજ તમે મને પૂછો છો. ભક્તિનો પ્રચાર કરનારમાં હોવી જોઇએ તે બધી જ યોગ્યતા તમે ધરાવો છો. ત્યારે હવે સાંભળો, હું તમારા પ્રશ્નોનો ક્રમવાર ઉત્તર આપું છું;—

"જીવ કૃષ્ણનો નિત્યદાસ છે. એ જ તેનું સત્ય સ્વરૂપ છે. જીવ કૃષ્ણની તટસ્થ શક્તિ છે, તેથી કરીને તેનો કૃષ્ણની સાથે ભેદાભેદ સંબંધ નજરે પડે છે. સૂર્ય અને તેનાં કિરણની સાથે અથવા અગ્નિ અને તેના તણખા સાથે જેવા પ્રકારનો સંબંધ છે તેવો જ કૃષ્ણની સાથે જીવનો સંબંધ છે.

"કૃષ્ણની શક્તિઓના ત્રણ પ્રકાર છે. (૧) ચિત્શક્તિ (૨) જીવશક્તિ (૩) માયાશક્તિ. જીવશકિતનું સ્થાન વચ્ચે છે, તેથી કરીને તે કોઇવાર કૃષ્ણ તરફ તો કોઇવાર માયા તરફ વલણ રાખે છે.

"અનંત કાળ થયાં જીવ કૃષ્ણને ભૂલી જઇને તેનાથી બહિર્મુખ થઇ ગયો છે. તેથી કરીને જ તેને માયાએ બાંધી લીધો છે

અને તેને નાના પ્રકારનાં દુઃખનો ભોગ કરાવે છે. રાજા જેમ કોઈ અપરાધીને પાણીમાં ડૂબકાં ખવડાવે છે, જરાવાર બહાર કહાડીને વળી પાછો પાણીમાં ડૂબાડે છે તેમ જીવને માયા કોઇવાર સ્વર્ગમાં લઇ જાય છે, તો કોઇવાર નરકમાં ઘસડી જાય છે.

"હવે આ માયાબદ્ધ જીવ સંતોની અને શાસ્ત્રગ્રંથોની કૃપાથી જો કૃષ્ણ તરફ વળે તો માયાના બંધનમાંથી છૂટી જવા પામે. પણ માયાની જાળમાં સજ્જડ બંધાઇ ગએલા જીવને કૃષ્ણનું સ્મરણ થવું બહુ જ દોહ્યલું છે. તેટલા જ માટે એવા જીવો ઉપર કૃપાવંત થઇને કૃષ્ણે વેદ અને પુરાણની રચના કરી છે. કૃષ્ણ જીવને તેનું સ્વરૂપ શાસ્ત્રદ્વારા, ગુરૂદ્વારા તેમજ અંતર્યામી આત્માની પ્રેરણા દ્વારા જણાવી દે છે ત્યારે જીવને પોતાના કૃષ્ણની સાથેના સંબંધનું જ્ઞાન થાય છે અને ત્યારે જ તે જાણી શકે છે કે કૃષ્ણ મારો પ્રભુ અને ત્રાતા છે.

"વેદમાં ત્રણ તત્ત્વનો ઉપદેશ આપેલો છે: (૧) સંબંધ (૨) અભિધેય (૩) પ્રયોજન. સંબંધ એટલે જેની સાથે જીવ અવિચ્છિન્નપણે બંધાએલો છે તે અર્થાત્ કૃષ્ણ. કૃષ્ણની ભકિત એ અભિધેય છે અને તેની સાથેનો પ્રેમ એ પ્રયોજન છે. પ્રેમ એ પરમ પુરુષાર્થ છે અને મહા અમૂલ્ય ખજાનો છે. તે બેવડો ધર્મ બજાવે છે. એક તો ભકતને કૃષ્ણની નિષ્કામ ભાવે સેવા કરવાનો આનંદ અપાવે છે અને બીજું કૃષ્ણની સેવાદ્વારા તેને કૃષ્ણરસનો ભોકતા બનાવે છે. પહેલી ક્રિયામાંથી બીજી ક્રિયા આપોઆપ ઉત્પન્ન થાય છે.

"આને લગતું એક દૃષ્ટાંત આપું તે સાંભળો. કોઇ એક નિર્ધન માણસને એક દૈવજ્ઞ પુરુષે કહ્યું 'ભાઇ ! તું શા માટે આટલો દુઃખી થાય છે ? તારો બાપ તારે સારૂ પુષ્કળ દ્રવ્ય મૂકી ગયો છે. તે બધું તારા ઘરમાં જ દાટેલું છે. પણ પરદેશમાં તેનું મરણ થયું તેથી તે તને કહી શકયો નહિ.' એજ પ્રમાણે વેદ અને પુરાણ

જીવને કૃષ્ણનો ઉપદેશ આપે છે. શાસ્ત્રોનાં વચન પેલા દૈવજ્ઞ પુરુષનાં વચનને ઠેકાણે છે, અને દાટેલું ધન તે કૃષ્ણપ્રેમ છે. બધાં શાસ્ત્રોનો સાર આ છે. હવે પેલાના ઘરમાં ધન છે છતાં તે ભૂખમરો વેઠે છે. તેથી જ કરીને દૈવજ્ઞના જેવા સહાયકની એટલે શાસ્ત્રની મદદની જરૂર પડે છે. એવી મદદને અભાવે જીવ પોતાની પાસે જ પડી રહેલી પરમવસ્તુનો ઉપયોગ કરી શકતો નથી.

"હવે પેલી વાત આગળ ચલાવીએ. દૈવજ્ઞનાં વચન સાંભળીને પેલો નિર્ધન માણસ ઘરમાં બધે શોધવા મંડયો. પણ દૈવજ્ઞે કહ્યું, 'એમ ઉતાળળો થઇશ નહિ. ધન કયી જગ્યાએ છે તે મારે તને કહેવું જ પડશે. મારી મદદ વગર તારી બધી મહેનત બરબાદ જશે. દક્ષિણ દિશાએ ખોદીશ તો ત્યાં જે ભમરા છે તે તને કરડી ખાશે અને એક કોડીએ હાથ નહિ આવે. ઉત્તર દિશાએ ખોદવા જતાં તું કાળા અજગરના મ્હોંમાં પડીશ. પશ્ચિમ દિશાએ એક યક્ષ રહે છે તે તારા કામમાં વિઘ્ન નાખશે. માટે તું બરાબર પૂર્વ દિશાએ જ ખોદવા મંડી જા. થોડી વારમાં જ ધનથી ભરેલો ચરૂ તારે હાથ આવશે.' માયાની આંધીને લીધે જીવને પોતાના પિતાના વારસાનું વિસ્મરણ થઇ ગયું છે. તે જો શાસ્ત્રનાં શાસનને અનુસરે તો પ્રેમ ધનની પ્રાપ્તિ કરી શકે. પ્રેમ એટલે કૃષ્ણની નિષ્કામભાવે સેવા કરવાની તત્પરતા. એ પ્રેમની પ્રાપ્તિ થાય એટલે ત્રિતાપ રહે જ ક્યાંથી ?

"એટલા માટે જ શાસ્ત્રો કહે છે કે કર્મ, યોગ, જ્ઞાન અને ભકિત, એ ચાર માર્ગ પૈકી એકલી ભકિત જ જીવને પ્રેમની પ્રાપ્તિ કરાવે છે માટે એ સિવાયના બીજા ત્રણે માર્ગો ત્યાજ્ય છે.

* न साधयति मां योगो न सांख्यं धर्म उद्धव ।
न स्वाध्यायस्तप स्त्यागो यथा भक्तिर्ममोर्जिता ॥

---

ભાગવત, ૧૧-૧૪-૧૯.

આ રીતે મહાપ્રભુએ સનાતનના ત્રણ પ્રશ્નોના ઉત્તર આપ્યાઃ—(૧) જીવ કૃષ્ણનો નિત્ય દાસ છે (૨) તે કૃષ્ણથી વિમુખ થઈને માયાથી મોહિત થયો છે તેથી તે દુઃખી થાય છે. (૩) યોગ, જ્ઞાન અને કર્મનો પરિત્યાગ કરીને માત્ર એકલી ભકિતનું અવલંબન કરીને તે પોતાની ગુમાવેલી સ્થિતિ પાછી મેળવી શકે છે.

પછી મહાપ્રભુ બોલ્યાઃ—"એટલાજ કારણથી ભકિત એજ કૃષ્ણની પ્રાપ્તિનો ઉપાય છે. તેથી તેને શાસ્ત્રમાં અભિધેય નામ આપેલું છે. ભકિતને કશાની અપેક્ષા નથી. જેમ ધનની પ્રાપ્તિ થતાં જ સુખનો ઉદય થાય છે અને દુઃખનું નિવારણ તો આપો આપ જ થઈ જાય છે, તેમ ભકિત કૃષ્ણપ્રેમનો ઉદય કરાવે છે અને જ્યાં એકવાર જીવે પ્રેમદ્વારા કૃષ્ણનું માધુર્ય ચાખ્યું એટલે મુકિત તો થઈ ચૂકી જ જાણવી. દુઃખદારિદ્રનો નાશ અથવા ભવબંધનનો ક્ષય એ કાંઇ પ્રેમનું ફળ ન કહેવાય પ્રેમના માધુર્યનો આસ્વાદ એજ પ્રેમનું ફળ છે. માટે જ વેદ કહે છે કે કૃષ્ણ સંબંધ છે, ભકિત અભિધેય એટલે સાધન છે અને પ્રેમ પ્રયોજન એટલે પ્રાપ્ત કરવા યોગ્ય પદાર્થ છે. માયાના બંધનમાંથી મુકિત તો પછી એની મેળેજ સધાઇ જાય છે. ભોજનથી સ્વાદસુખ મળે છે અને ક્ષુધાનો નાશ તો તેને માટે ખાસ પ્રયત્ન કર્યા વગર ભોજન કરવાથીજ થઈ જાય છે, તેમ એકવાર પ્રેમનો સ્વાદ ચાખ્યો એટલે મૂકિતને માટે કશો પ્રયત્ન કરવાની જરૂર રહેતી નથી. તે તો એની મેળે તણાતી આવે છે."

આટલું કહ્યા પછી મહાપ્રભુએ સંબંધ, અભિધેય અને પ્રયોજન એ ત્રણે તત્ત્વ ઉપર ક્રમવાર વિવેચન કરવા માંડયું.

**સંબંધ.**

મહાપ્રભુ બોલ્યાઃ "ગૌણ અને મુખ્ય વૃત્તિવડે તેમજ અન્વય અને વ્યતિરેક વડે કૃષ્ણજ સંબંધ છે એવી પોતાની પ્રતિજ્ઞાને વેદ સિદ્ધ કરે છે.

एतावान् सर्ववेदार्थः शब्दमास्थाय मां भिदाम् ।
मायामात्रमनूद्यन्ते प्रतिषिध्य प्रसीदति ॥ *

એ કૃષ્ણનાં અનંત સ્વરૂપ છે અને તેની શક્તિઓ પણ અનંત છે. તેમાં ચિત્શક્તિ, માયાશક્તિ અને જીવશક્તિ એ પ્રધાન છે. ચિત્શક્તિ વડે વૈકુંઠ આદિ પરવ્યોમમાં આવેલાં ધામ પ્રકટ થાય છે અને માયાશક્તિ તથા જીવશક્તિ વડે બ્રહ્માંડોની રચના થાય છે. હવે સનાતન! એ કૃષ્ણનું સ્વરૂપ કેવું છે તે કહું છું. તે નંદ-નંદન છે; અદ્વય છે; સર્વનું આદિ કારણ છે; તે અંશી છે અને બીજા બધા એ તેના અંશ છે; તે નિત્ય નવ કિશોર છે; તે સચ્ચિ-દાનંદ વિગ્રહ છે; તે સર્વનો આધાર અને સર્વનો સ્વામી છે; તે સર્વ પ્રકારના ઐશ્વર્યયુક્ત પરમ ઇશ્વર છે.[1] તેનું નિત્ય ધામ ગોલોકમાં છે. બીજા દેવો તેનાં અંશ અને કલાઓ છે.[2] જ્ઞાનીઓ તેને બ્રહ્મ કહે છે; યોગીઓ પરમાત્મા કહે છે; અને ભકતો ભગ-વાન કહે છે.[3]

"પણ જ્ઞાનીઓ જેને બ્રહ્મ તરીકે ઓળખે છે તે તો કૃષ્ણના અંગની કાંતિનો નિર્વિશેષ પ્રકાશમાત્ર છે જેમ સૂર્યના બિંબની આસપાસ તેનો નિરાકાર પ્રકાશ દેખાય છે તેમ કૃષ્ણના અંગનો પ્રકાશ જ્ઞાનીઓ જ્ઞાનદષ્ટિથી જુએ છે અને તેને તેઓ બ્રહ્મ કહે છે. પણ એ નિરાકાર પ્રકાશ સમૂહની અંદર રહેલું તેનું સ્વરૂપ જોવાને માટે માત્ર ભક્તિ જ સમર્થ છે. ભક્તિ કૃષ્ણના નિત્ય નવ-કિશોર, ક્ષણે ક્ષણે નવીન સૌન્દર્યને ધારણ કરનાર દિવ્ય સ્વરૂપનું દર્શન કરાવે છે. યોગીઓ જેને પરમાત્મા કહે છે તે પણ કૃષ્ણનો એક અંશ છે કારણ કે તે સર્વનો શિરોમણિ અને આત્માનો

* ભાગવત, ૧૧-૨૧-૪૪; ૧ બ્રહ્મસંહિતા ૫-૧;
૨ ભાગવત ૧૦-૩-૨૮; ૩ ભાગવત, ૧-૨-૧૧

આત્મા છે. તે પોતેજ અર્જુનને કહે છે કે 'હું મારા એક અંશ વડે આખા જગતમાં વ્યાપી રહ્યો છું;[1] જ્ઞાનીઓ તથા યોગીઓ ભગવાનના અમુક અમુક ગુણોનો જ અનુભવ કરી શકે છે. તેનો પૂર્ણ અનુભવ તો માત્ર ભક્તિ વડે જ થઈ શકે છે. એ કૃષ્ણ એક હોવા છતાં ઓછાં વધતાં શક્તિ અને પ્રકાશવાળાં નાના પ્રકારનાં સ્વરૂપને ધારણ કરે છે પણ વ્રજના ગોપ તરીકેનું તેનું સ્વરૂપ તે જ તેનું અસલ સ્વરૂપ છે માટે તેને કૃષ્ણનું સ્વયંરૂપ કહે છે. તેનાં પ્રકાશ સ્વરૂપો, તદેકાત્મ સ્વરૂપો અને આવેશ સ્વરૂપો અનંત છે.×

"કૃષ્ણના તદેકાત્મ સ્વરૂપના બે પ્રકાર છેઃ (૧) સ્વાંશ (૨) વિલાસ. વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ જેને કૃષ્ણના ચતુર્વ્યુહ કહે છે તે તેનાં વિલાસ સ્વરૂપો છે. પણ તેનાં અનંત સ્વરૂપો હોવા છતાં તેનું મૂળ ગોપરૂપ કદી બદલાતું નથી. તેને પોતાને પણ હું ગોપ છું એવું અભિમાન રહે છે. ગોપરૂપે તે નિત્ય નવકિશોર અને વિદગ્ધ છે. તેના વિલાસ સ્વરૂપોમાં તેટલું માધુર્ય નથી.

"કૃષ્ણના સ્વાંશસ્વરૂપના બે પ્રકાર છે. (૧) પુરુષાવતાર (૨) લીલાવતાર. કૃષ્ણનું અભિન્ન સ્વરૂપ જે મૂલ સંકર્ષણ કહેવાય છે તે પ્રાકૃત તેમજ અપ્રાકૃત સૃષ્ટિની ઉત્પત્તિ કરવાને માટે પુરુષ રૂપે આવિર્ભાવ પામે છે. મહત્તત્ત્વને પેદા કરનાર અને સૃષ્ટિની ઉત્પત્તિને ગતિ આપનાર કારણાબ્ધિશાયી મહાવિષ્ણુ પ્રથમ પુરુષ કહેવાય છે. તે માયા તરફ 'ઇક્ષણ' કરીને સૃષ્ટિને ગતિ આપે છે. અનંત કોટિ બ્રહ્માંડોમાંના દરેકમાં એક એક રૂપ ધારણ કરીને રહેનાર હિરણ્યગર્ભ દ્વિતીય પુરુષ છે. તૃતીય પુરુષ અંતર્યામી રૂપે પ્રાણીમાત્રનાં હૃદયમાં વાસ કરે છે.

---

૧ ગીતા, ૧૦–૪૨. × વિસ્તારના ભયથી એ બધાંની ગણના અત્રે નથી કરાવી. —લેખક.

"ઇચ્છાશકિત, ક્રિયાશકિત અને જ્ઞાનશકિત એ ત્રણ શકિતઓ વડે કૃષ્ણ પોતાની ઇચ્છા માત્રથી પરવ્યોમસ્થ દિવ્ય ધામ અને બ્રહ્માંડોની રચના કરાવીને સૌનું સ્વામીત્વ ભોગવે છે. જ્ઞાનશકિતના અધિષ્ઠાતા દેવ વાસુદેવ છે અને ક્રિયાશકિતના સંકર્ષણ છે. ઇચ્છા, જ્ઞાન અને ક્રિયા વિના સૃષ્ટિની ઉત્પત્તિ સંભવે નહિ. સૃષ્ટિની ઉત્પત્તિને માટે એ ત્રણનો સમન્વય જરૂરનો છે. ક્રિયાશકિતના અધિષ્ઠાતા સંકર્ષણ પ્રાકૃત અને અપાકૃત સૃષ્ટિની રચના કરે છે. કૃષ્ણની ઇચ્છાથી તે અહંકારના પણ અધિષ્ઠાતા થાય છે. ગોલોક, વૈકુંઠ વગેરે સનાતન હોવાથી જો કે અસૃજ્ય છે તોપણ સંકર્ષણની ઇચ્છાથી તેનો આવિર્ભાવ થાય છે. વૈકુંઠ, દ્વારિકા, મથુરા વગેરે ધામ વિરાજાની પેલે પાર પરવ્યોમથી પણ ઉંચે આવેલાં છે. વિરજાની બીજી બાજુએ એટલે તેમની સામેને કિનારે માયાકૃત પ્રાકૃત સૃષ્ટિ રહેલી છે. એ બધાં અપ્રાકૃત ધામને એક સહસ્રદલ કમલની ઉપમા આપીએ તો તેના મધ્ય ભાગના બીજકોશને ઠેકાણે પરમધામ ગોકુલને કલ્પી શકાય.[1] કૃષ્ણની ચિતૃશકિતનો આશ્રય લઇને ઉપર ગણાવેલાં અપ્રાકૃત ધામથી રચના કર્યાં પછી માયા શકિત અને જીવશકિત વડે સંકર્ષણ પ્રાકૃત સૃષ્ટિની રચના કરે છે.

"પ્રકૃતિ જડ હોવાથી તેને બ્રહ્માંડનું કારણ મનાય નહિ. પણ અગ્નિની શકિત જેમ લોહખંડમાં દાહકશકિત ઉત્પન્ન કરે છે તેમ ઇશ્વરની શકિત પ્રકૃતિને સૃષ્ટિ કરવાનું સામર્થ્ય આપે છે. ઉપર કહેલા ત્રણે પુરુષોનું ધામ પરવ્યોમમાં છે તોપણ સૃષ્ટિની ઉત્પત્તિ કરવા માટે નીચે પ્રપંચમાં ઉતરે છે તેથી તેમને પુરુષાવતાર એવું નામ આપ્યું છે. દરેક બ્રહ્માંડને માટે એક એક એવા અનંત અવતાર પુરૂષ ધારણ કરે છે. સૃષ્ટિક્રમને ગતિ આપવા માટે સંકર્ષણ

૧ બ્રહ્મસંહિતા, ૫—૨

પ્રથમ પુરૂષ તરીકે અવતરીને માયા તરફ ઇક્ષણ કરે છે. 'ભગવાન સૃષ્ટિની રચના કરવાની ઇચ્છાથી મન સહિત અગિયાર ઇન્દ્રિયો અને પાંચ મહાભુતોનું બનેલું વિરાટ પુરૂષનું સ્વરૂપ ધારણ કરે છે.[1] તેનો નિવાસ કારણાબ્ધિમાં છે. માયાનું સ્થાન એ કારણાબ્ધિ અથવા વિરજાને પેલે પાર એટલે અપ્રાકૃત સૃષ્ટિની સામી બાજુએ છે. વિરજાને ઓળંગીને પરવ્યોમમાં પ્રવેશ કરવાનો માયાને અધિકાર નથી.

"માયાની બે વૃત્તિઓ છે. (૧) જીવમાયા (૨) પ્રધાન અથવા ગુણમાયા. જીવમાયા સૃષ્ટિનું નિમિત્ત કારણ છે અને ગુણમાયા તેનું ઉપાદાન કારણ છે. પુરૂષ જીવમાયા તરફ ઇક્ષણ કરીને તેની પ્રકૃતિમાં ક્ષોભ ઉત્પન્ન કરે છે. તેમ થતાં તેનાં ત્રણ ગુણોની સમતાનો ભંગ થાય છે. ત્યાર પછી પુરૂષ પ્રધાન માયાને પોતાના અંગના પ્રકાશ વિશેષ વડે સ્પર્શ કરીને અગાઉના કલ્પના અંત વખતે પોતાના શરીરમાં રહેલું જીવો અને તેમનાં સંચિત કર્મો રૂપી બીજ માયાના શરીરમાં પ્રવેશ કરાવે છે. તેમાંથી મહત્તત્ત્વની અને મહતતત્ત્વમાંથી સાત્વિક, રાજસિક અને તામસિક એવા ત્રણ પ્રકારના અહંકારની, અહંકારમાંથી દશ ઇન્દ્રિયોના દશ દેવતાઓની, દશ ઇન્દ્રિયોની, મનની અને પંચમહાભૂતોની ઉત્પત્તિ થાય છે. તેમના પંચીકરણથી અનંતકોટિ પ્રાકૃત બ્રહ્માંડો પેદા થાય છે.

"મહતતત્ત્વની ઉત્પત્તિ મહાવિષ્ણુથી થાય છે. એ મહાવિષ્ણુના વિરાટ સ્વરૂપનાં અનંત લોમકૂપમાં અનંત બ્રહ્માંડો અવસ્થિત છે. તેના પ્રત્યેક નિઃશ્વાસ સાથે તે બધાં બહાર આવે છે અને શ્વાસની સાથે અંદર ચાલ્યાં જાય છે.

"દ્વિતીય પુરુષ બ્રહ્મા રૂપે સૃષ્ટિની રચના કરે છે, વિષ્ણુરૂપે તેનું પાલન કરે છે અને રુદ્ર રૂપે તેનો સંહાર કરે છે. પણ વિષ્ણુ

૧ ભાગવત, ૧-૩-૧

માયાના ત્રણે ગુણોથી પર અને તેથી તે માયાતીત છે. બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્ર એ ત્રણે ગુણાવતારો કહેવાય છે.

"લીલાવતાર અનંત થાય છે. તે યુગે યુગે થયાજ કરે છે. જેમકે મત્સ્ય, કૂર્મ, વરાહ ઈ૦

"હવે, સનાતન! હું મન્વન્તરાવતારોની બાબતમાં સંક્ષેપમાં કહીશ. સત્ય, ત્રેતા, દ્વાપર અને કલિ એ ચાર મળીને એક ચતુર્યુગ કહેવાય છે. એવાં એક હજાર ચતુર્યુગ એટલે ચૌદ મન્વન્તરનો બ્રહ્માનો એક દિવસ થાય છે. દરેક મન્વન્તરને અંતે એટલે બ્રહ્માના પ્રત્યેક દિવસમાં ચૌદવાર કૃષ્ણ અંશાવતાર લે છે. એ હિસાબે બ્રહ્માના તેનાં સો વર્ષના આયુષ્યમાં પાંચ લાખ અને ચાળીશ હજાર અવતાર થાય. અનંત કોટિ બ્રહ્માંડ છે અને દરેકનો એક એક બ્રહ્મા છે. હવે એ બધા અવતારોની કુલ સંખ્યા ગણીજ કેમ શકાય ? આ તો બ્રહ્માની એક જિંદગીની વાત થઇ. પણ મહાવિષ્ણુના જેટલા શ્વાસ તેટલા બ્રહ્માના અવતાર. મહાવિષ્ણુના એકએક ઉચ્છ્વાસ સાથે અનંત કોટિ બ્રહ્મા પેદા થઇ જાય છે અને શ્વાસની સાથે પાછા તેની અંદર સમાઇ જાય છે. એટલે મન્વન્તરાવતારોની સંખ્યા તો અસંખ્ય જ થઇને ?

"હવે થોડુંક યુગાવતારોને વિષે કહું છું. દરેક યુગને અંતે એકવાર કૃષ્ણનો યુગાવતાર થાય છે. સત્યયુગમાં તે ગૌરવર્ણ ધારણ કરીને ધ્યાનનો મહિમા વખાણે છે. પ્રત્યેક યુગમાં તે તે યુગનો યુગધર્મ જગતને પ્રબોધે છે, અને પોતે પણ તે પ્રમાણે જ આચરણ કરે છે. ત્રેતા યુગમાં તે રક્તવર્ણ ધારણ કરીને યજ્ઞનો બોધ આપે છે. દ્વાપરમાં શ્યામવર્ણ ધારણ કરીને કૃષ્ણનું પૂજન અર્ચન કરવાનો ઉપદેશ આપે છે. કળિયુગમાં તે સોનાના જેવો વર્ણ ધરે છે અને નામસંકીર્તનનો પ્રચાર કરે છે; કારણકે કલિયુગમાં નામ-

સંકીર્તન જ યુગધર્મ છે. કલિયુગનો અવતાર પોતે નામસંકીર્તન કરે છે અને જગતમાં કૃષ્ણપ્રેમની લ્હાણી કરે છે."

આ પ્રસંગે સનાતને પ્રશ્ન કર્યો કે કળિયુગના અવતારને શી રીતે ઓળખવો તે કૃપા કરીને બતાવશો ? આ સવાલ મહાપ્રભુને પોતાને લગતો હતો તેથી તેમણે એટલું જ કહ્યું કે બીજા અવતારોને જેમ તેમનાં સ્વરૂપ અને તટસ્થ લક્ષણો વડે ઓળખીએ છીએ તેમ તેને પણ ઓળખી લેવો. સ્વરૂપ લક્ષણ એટલે તેની આકૃતિ અને સ્વભાવ. તટસ્થ લક્ષણ એટલે તેનાં કાર્યો. આ બે લક્ષણો વડે સૂક્ષ્મદર્શી મહાપુરુષો અવતારને ઓળખે છે.

" આવેશાવતારનો તો પાર જ નથી. સનક, નારદ અને બીજા અનેક મહાપુરૂષોની તેમાં ગણના થઈ શકે. દુનિયાના તમામ દેશોમાં વખતો વખત એવા આવેશાવતાર પ્રકટ થાય છે. જેમને અમુક કાર્ય કરવાનો ભગવાન તરફથી આદેશ મળ્યો હોય તેઓ મુખ્ય અને જેમનામાં ભગવાનની શક્તિનો અંશ પ્રવિષ્ટ થયો હોય તે ગૌણ કહેવાય છે. "જ્યાં જ્યાં અલૌકિક શકિત જોવામાં આવે ત્યાં ત્યાં મારી દિવ્ય શકિતનો અંશ છે એમ જાણવું."+

અવતારો વિષે વિવેચન કર્યા પછી મહાપ્રભુએ કૃષ્ણનો મહિમા ગાયો.

તેમણે કહ્યું, " સનાતન ! હવે કૃષ્ણના બાલ્ય અને પૌગંડ ધર્મ સમજાવું છું. તે પોતે તો નિત્ય નવ કિશોર જ છે પણ જ્યારે તેને પ્રકટલીલા કરવાની ઇચ્છા થાય છે ત્યારે તે જન્મ, બાલ્ય, કૈશોર વગેરે અવસ્થાઓ બતાવે છે. પ્રથમ તો તે ગોલોકમાંથી પોતાનાં માતાપિતા, સખા, પ્રેયસીઓ, સેવકો, સૌને પૃથ્વી ઉપર મોકલી દે

* ગીતા. ૧૦-૪૧.

છે, અને પછી પોતે પ્રકટ થાય છે. * ત્યાર પછી તેની તમામ લીલાઓ ક્રમવાર ચાલી આવે છે. પણ એ લીલાઓ કૃષ્ણના જેટલી જ સનાતન છે. તેમને આદિ નથી અને અંત પણ નથી. અનંત કોટિ બ્રહ્માંડમાંના ગમે તે એકમાં તેની લીલાઓ પ્રકટ સ્વરૂપ ધારણ કરે છે. વારાફરતી એક એક બ્રહ્માંડનો વારો આવે છે. ગયા દ્વાપર યુગના અંતમાં જે બ્રહ્માંડ ઉપર આપણે છીએ તેનો વારો હતો. એ લીલાઓનો ક્રમ ગંગાના અસ્ખલિત પ્રવાહની માફક એક પછી એક બ્રહ્માંડમાં પ્રકટ થતો ચાલ્યો જાય છે. અથવા તો જેમ સૂર્ય વારા ફરતી એક એક નક્ષત્રમાં પ્રવેશ કરે છે તેમ એ લીલાઓ પણ વારા ફરતી દરેક બ્રહ્માંડમાં પ્રકટ સ્વરૂપ ધારણ કરે છે. ચૌદ ચૌદ મન્વન્તરને અંતે એક એક બ્રહ્માંડનો વારો આવે છે.

ગોલોક અને ગોકુલ કૃષ્ણનાં જેવાં જ નિત્ય અને સર્વવ્યાપક છે. પરવ્યોમથી ઉપર ગોકુલ ઉપરાંત બીજાં કૃષ્ણનાં ધામ છે, જેવાં કે મથુરા, દ્વારિકા વગેરે. પણ ગોકુલમાં જ તે પૂર્ણ સ્વરૂપે રહે છે. મથુરામાં તેનો પ્રકાશ ગોકુલની અપેક્ષાએ ઓછો અને દ્વારિકામાં તેથી એ ઓછો છે. પણ તે બધે જ અવસ્થિતિ કરે છે. ફેર એટલો કે મથુરા અને દ્વારિકામાં ઐશ્વર્યનું પ્રાધાન્ય છે અને ગોકુલમાં માધુર્યનું પ્રાધાન્ય છે.+

---

* ચૈતન્ય સંપ્રદાયની માન્યતા એવી છે કે સૃષ્ટિની ઉત્પત્તિ કરવાની તેમજ તેનું નિયમન કરવાની માથાકૂટ કૃષ્ણ પોતે કરતા નથી. એ કામ પોતાના અંશ અને કલાઓની મારફતે કરાવે છે. તે પોતે તો પોતાના નિત્ય ધામ ગોલોકમાં પોતાના પ્રિયજનોની સાથે નિત્ય વિહાર કરે છે. જ્યારે જ્યારે તે પૂર્ણ અવતાર ધારણ કરે છે ત્યારે પોતાનાં પરિજનોની સાથે પ્રકટ થઈને પોતાની ગોલોકની નિત્ય લીલાનું દર્શન કરાવે છે.

+ ગોકુલ મથુરા દ્વારિકાનો અર્થ સમજી લેવાની જરૂર છે. આપણા દેશમાં એ જ નામનાં સ્થાન છે તે બધાંએ પરવ્યોમથી ઊંચે આવેલાં નિત્ય ધામોનાં અભિન્ન સ્વરૂપ છે એવો આ સંપ્રદાયનો અભિપ્રાય છે.

કૃષ્ણનાં વિલાસ, પ્રકાશ, વગેરે ભિન્ન ભિન્ન સ્વરૂપો વૈકુંઠમાં અવસ્થિતિ કરે છે. દરેક સ્વરૂપનું નોખું નોખું વૈકુંઠ છે. તે બધાંએ જડ સૃષ્ટિથી પર વિરજાની પેલે પાર છે. તેમનો વિસ્તાર અનંત છે. તેમની રચના જડ દ્રવ્યોથી થએલી નથી પણ તેઓ ચિત્ અને આનંદનાં બનેલાં છે. ત્યાં કૃષ્ણનાં જૂદાં જૂદાં સ્વરૂપો પૂર્ણ ઐશ્વર્યયુક્ત થઇને રહે છે. બ્રહ્મા અને રુદ્ર પણ કૃષ્ણનો અને તેના ઐશ્વર્યનો ભેદ જાણી શકતા નથી. એટલું જ નહિ પણ કૃષ્ણ પોતે પોતાના ગુણનો આંક કહાડવાને અસમર્થ છે. તો પછી પામર જીવનું તો ગજું જ કેટલું ? ”

કૃષ્ણના ઐશ્વર્યનું સ્મરણ થતાં મહાપ્રભુના માનસમાં ઐશ્વર્યનો મહાસાગર લહેરાવા લાગ્યો. તે સાગરમાં તેમનું મન અને ઇન્દ્રિયો ડૂબી ગયાં. એવી વિહ્વલ અવસ્થામાં તે કૃષ્ણનો મહિમા ગાવા લાગ્યા અને તેમ કરતાં તેઓ પોતે પણ તેના ધ્યાનનો સુખાસ્વાદ ચાખતા ગયા.

તે બોલ્યાઃ “ કૃષ્ણ પરમ ઇશ્વર છે. તે સત, ચિત્ અને આનંદ સ્વરૂપ છે. તેનાથી કોઇ મ્હોટો નથી; કોઇ તેની તુલ્ય પણ નથી. બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર તેના આજ્ઞાકારી છે. તે સૌના સ્વામી અને સૌનું આદિ કારણ છે. તે ત્રણ લોકના સ્વામી છે એટલું જ નહિ પણ મહાવિષ્ણુ, હિરણ્યગર્ભ અને વિષ્ણુ એ ત્રણે પુરુષાવતારના પણ સ્વામી છે. જડ, ચેતન, સર્વના તે આધાર છે. ઉપર ગણાવેલા દેવો ભલે મ્હોટા હોય પણ કૃષ્ણ તેમના અધીશ્વર છે અને તેઓ તેના દાસ છે. તે ત્રણના સ્વામી કહેવાય છે. એ ત્રણ એટલે વૃન્દાવન, પરવ્યોમ અને દેવીધામ. વૃન્દાવન અથવા ગોલોક કૃષ્ણનું નિત્ય ધામ છે. ત્યાં યોગમાયા તેની સેવા કરી રહી છે. એજ તેના માધુર્યયુક્ત ઐશ્વર્યનું, તેની કૃપાનું અને તેની લીલાનું નિકેતન છે. તેની નીચે એટલે પરવ્યોમની અંદર વિષ્ણુલોક છે. ત્યાં નારાયણ

અને એવાં બીજાં કૃષ્ણનાં અનંત સ્વરૂપો અવસ્થિતિ કરે છે. આ લોકને કૃષ્ણનું સભાગૃહ કહી શકાય. ત્યાં તે ષડૈશ્વર્યયુક્ત અનંત સ્વરૂપો ધારણ કરીને વિરાજે છે. એવાં વૈકુંઠો અનંત કોટિ છે. દરેકમાં કૃષ્ણનું એક એક સ્વરૂપ રહે છે. એ બધાંએ એક જ ભૂમિકાના વિવિધ ખંડ છે. ત્યાં કૃષ્ણ અને તેના નિત્ય પાર્ષદો બધાએ ષડૈશ્વર્ય-યુક્ત છે, અને બધાએ કૃષ્ણના જેવા જ સ્વરૂપવાળા ચતુર્ભુજ હોય છે. વિષ્ણુલોક અને આપણું જડ જગત એ બેની વચમાં વિરજા નદી છે જે હિરણ્યગર્ભના સ્વેદ થકી ઉત્પન્ન થએલી છે. તેની બીજી બાજુએ એટલે વિષ્ણુલોકથી સામે કિનારે અનંત કોટિ બ્રહ્માંડો આવી રહ્યાં છે. તેને શાસ્ત્રમાં દેવીધામ કહે છે. તે બ્રહ્માંડોમાં જીવગણનો વાસ છે. ત્યાં જગતલક્ષ્મીનું રાજ્ય છે, અને માયા તેનું દાસત્વ કરે છે. આ ત્રણે ધામના સ્વામી કૃષ્ણ છે. ગોલોક અને પરવ્યોમ બેઉ પ્રકૃતિથી પર છે. એ ચિત્ શક્તિની વિભૂતિ છે અને ત્રિપાદ ઐશ્વર્ય કહેવાય છે, અને માયિક વિભૂતિને એકપાદૈશ્વર્ય કહે છે. કૃષ્ણનું એકપાદૈશ્વર્ય કલ્પનાતીત છે ત્યારે ત્રિપાદૈશ્વર્યનું તો કહેવું જ શું ?"

કૃષ્ણના ઐશ્વર્યની સ્તુતિ કરતાં કરતાં મહાપ્રભુ તેના ઇન્દ્રિયાતીત સૌન્દર્યના ધ્યાનમાં એવા તલ્લીન થઇ ગયા કે મૂળ વિષયને ભૂલી જઇ તેનો મહિમા ગાવા લાગ્યા.



## પ્રકરણ ૨૯મું.

### સનાતનને ઉપદેશ. (ચાલુ)

કૃષ્ણના ગુણનું કીર્તન કરતાં કરતાં મહાપ્રભુ કૃષ્ણના અલૌકિક સૌન્દર્યના આસ્વાદથી ઉત્તેજિત થઇને આગળ બોલવા લાગ્યાઃ—

"તેની તમામ લીલાઓમાં તેની નરલીલા સર્વોત્તમ છે, અને તેનું નરરૂપ એ જ તેનું પોતાનું મૂળ સ્વરૂપ છે. તેનો ગોપવેશ, તેના અધર ઉપર વિરાજતી બંસી, તેનું મનમોહક નટવર સ્વરૂપ, તેનું નિત્ય નવપલ્લવિત થતું યૌવન, એ બધાં તેની નરલીલાને બરાબર યોગ્ય છે. તેના રૂપમાધુર્યનું એક બિન્દુ ત્રિભુવનને રસમાં તરબોળ કરી દે છે. તેનું સૌન્દર્ય તેને પોતાને પણ મોહ ઉપજાવે છે. તે મૂર્તિમંત શૃંગારરસ છે. તેની ચિતશકિત અને શુદ્ધ સત્વગુણથી ઉત્પન્ન થએલી યોગમાયા અદ્‌ભુત કૌશલ્ય વડે તેની અનાદિ લીલાને ભકતજનોને તેનો સ્વાદ ચખાડવા સારૂ પ્રકટ કરે છે. પરંતુ જ્યારે કૃષ્ણ કદંબ વૃક્ષની નીચે ત્રિભંગ આકૃતિ કરીને ઉભા રહે છે અને તેનાં મોહક કટાક્ષ બાણ ફેંકે છે ત્યારે રાધા અને બીજી ગોપાંગનાઓનાં હૃદય વીંધાઇ જાય છે. પતિવ્રતાધર્મની આદર્શરૂપ લક્ષ્મીને પણ મોહ ઉત્પન્ન થાય છે અને મદન પોતે ઉન્મત્ત બની જાય છે. તેથી કરીને કૃષ્ણ મદનમોહન કહેવાય છે. કામદેવનાં પંચબાણ અહિં નકામાં થઇ જાય છે,' કારણ કે જ્યાં મદનમોહન હોય ત્યાં કામ સંભવે જ નહિ. ત્યાં તો શુદ્ધ પ્રેમનું જ વાતાવરણ બની જાય છે.

"તે પોતાના જ જેવા ગોપસખાઓની સાથે વૃન્દાવનની વનસ્થલીમાં ગોચારણ કરે છે, અને સ્વચ્છન્દે વિહાર કરે છે. તેની બંસીનો ધ્વનિ બ્રહ્માંડમાં ઘોરી રહે છે અને પ્રાણીમાત્રને, જડચેતન સર્વને

અપ્રાકૃત સુખની લ્હેર વડે ઉન્મત્ત કરી દે છે. નવીન મેઘના જેવી શ્યામ તેની કાન્તિ છે. તેની મોતીની માળા કાળાં વાદળાંઓમાં થઇને ઉડી જતી બગલાની પંક્તિના જેવી દેખાય છે. તેના મુકુટ ઉપરનાં મયૂરપિચ્છ મેઘધનુષ્યની શોભાને ધારણ કરે છે અને પવનથી ફરફરતો તેનો પીતાંબર વાદળાંમાંથી ચમકતી વીજળીના જેવો શોભી રહે છે. પ્રેમ, સૌન્દર્ય અને આનંદની મૂર્તિસ્વરૂપ કૃષ્ણ જગતના ઉપર સર્વત્ર લીલામૃતની ધારા વર્ષાવે છે. તે ઉપરથી જ ભાગવતમાં કહ્યું છે કે તેના માધુર્યનો અને ઐશ્વર્યનો સર્વોત્તમ સાર તેની વ્રજલીલા દ્વારાજ પ્રકટ થયો છે."

આટલું બોલતાં મહાપ્રભુ પ્રેમાવિષ્ટ થઇ ગયા અને સનાતનનો હાથ પકડીને ભાગવતમાંથી આ પ્રસંગને લગતો એક શ્લોક ગાવા લાગ્યાઃ—

गोप्यस्तपः किमचरन् यदमुष्य रूपम्
लावण्यसारमसमोर्द्धमनन्यसिद्धम् ।
दृग्भिः पिबन्त्यनुसराभिनवं दुराप
मेकान्त धाम यशसः श्रिय ईश्वरस्य ॥ *

ત્યાર પછી તે બોલ્યાઃ-"કૃષ્ણનું સૌન્દર્ય તો તારુણ્યામૃતનો મહાસાગર છે. તેમાં તેના લાવણ્યની તરંગમાલાઓ ખેલી રહી છે અને તેના નાના પ્રકારના ભાવ રૂપી સુંદર વમળ થયા જ કરે છે. તેનો બંસીરવ કોઈ મહા પ્રચંડ ઝંઝાવાતની માફક + નારી જાતિના (જીવમાત્રના) હૃદયને ક્ષુભિત કરી મૂકે છે. તેમાંથી તે બચી શકતી જ નથી.

---

* ધન્ય છે ગોપાંગનાઓને ! લાવણ્યના સાર રૂપ, અજોડ અને બીજા કાંઈ પણ અલંકારની જેને અપેક્ષા નથી એવા કૃષ્ણના ભુવન મોહન સૌન્દર્યનું પોતાનાં નેત્રથી પાન કરવાનો અધિકાર પામવા તેમણે કેવાં કેવાં તપ કર્યાં હશે ? ભાગવત, ૧૦-૪૪-૧૩.

\+ વૈષ્ણવશાસ્ત્રમાં જીવની નારીજાતિ માનેલી છે.

"વ્રજાંગનાઓનો પ્રેમ દરેક ક્ષણે નવું નવું માધુર્ય ધારણ કરે છે. પ્રેમરૂપી દર્પણની અંદર કૃષ્ણનું માધુર્ય પ્રતિબિંબિત થાય છે. તેને જોઇને ગોપીઓનો પ્રેમ વૃદ્ધિ પામે છે. એટલે પાછું માધુર્ય વૃદ્ધિંગત થાય છે. આ પ્રમાણે ગોપીઓના પ્રેમ અને કૃષ્ણના માધુર્યની વચ્ચે સ્પર્દ્ધા ચાલ્યા જ કરે છે. કોઈ એક બીજાથી ઉતરે એમ નથી. આ માધુર્યનો સ્વાદ વૈકુંઠવાસી દેવતાઓ ચાખી શકતા નથી. નારાયણની અર્ધાંગના લક્ષ્મીનું મન પણ તેનાથી લોભાય છે. કર્મ, તપ, યોગ, જ્ઞાન, જપ, ધ્યાન, વૈધી ભક્તિ, એવા કોઇપણ સાધન વડે એ માધુર્ય ચાખવાનો અધિકાર મળતો નથી. એક માત્ર રાગ માર્ગ જ તેને પ્રાપ્ત કરવાની ચાવી છે. જેઓ હૃદયના શુદ્ધ અને નિષ્કામ પ્રેમથી કૃષ્ણને ભજે છે તેઓ જ તેના અધિકારી છે. કૃષ્ણનું આવું મદનમોહન સ્વરૂપ જેમાં ઐશ્વર્ય અને માધુર્ય બેઉનો સુંદર મેળ થયેલો છે તેનું દર્શન વ્રજ સિવાય બીજે કોઇ પણ ઠેકાણે થઈ શકે જ નહિ. વ્રજની બહાર કૃષ્ણ પોતે કદી જતા નથી; જવાની ઇચ્છા પણ કરી શકતા નથી. લજ્જા, દયા, કીર્તિ, ધૈર્ય અને ચતુરાઈ એ તેના મુખ્ય ગુણ છે. કૃષ્ણના જેવા સુશીલ મૃદુ, અને ઉદાર કોઇ હોઇ શકે જ નહિ. તેના માધુર્યનું પાન કરનારાઓને આંખોના પલકારા પણ કાળ જેવા લાગે છે. બે નેત્રો તેમને ઓછાં પડે છે. ઓ સનાતન ! તેનું બધું જ મધુર છે.+ અને તેનો બંસીરવ ! તેનો ધ્વનિ તો બ્રહ્માંડ અને વૈકુંઠોમાં ફરી વળે છે. તે જીવ માત્રને એવાં ઉન્મત્ત કરી દે છે કે તેમનાથી ઘરમાં (સંસારમાં) રહી શકાતું નથી. લોકલજ્જા અને સામાજિક નિયમોની મર્યાદાનું

---

+ मधुरं मधुरं वपुरस्य विभो
मधुरं मधुरं वदनं मधुरम् ।
मधुगन्धि मृदुस्मितमेतदहो
मधुरं मधुरं मधुरं मधुरं ।। કૃષ્ણકર્ણામૃત, શ્લોક ૯૨.

તેમને કશુંજ ભાન રહેતું નથી. એ બંસીરવ કાનનાં છિદ્રોમાં બળાત્કારે દાખલ થાય છે અને ત્યાં ઘર જ કરી રહે છે."

આ પ્રમાણે બોલતાં બોલતાં મહાપ્રભુ એકાએક થોભ્યા અને કહ્યું, "અરે! હું કેવો ગાંડો કે એક વાત કહેવા જતાં બીજું જ બોલી ગયો. પણ સનાતન! કૃષ્ણે જ તમારા ઉપર કૃપાવંત થઇને મને વિષયાંતર કરાવ્યું અને તમને તેના ઐશ્વર્ય અને માધુર્યની ઝાંખી કરાવી."

તેમણે પોતાના મનને ફરીથી આગલા વિષયમાં પરોવવા સારૂ થોડી વાર મૌન ધારણ કર્યું અને પછી બોલ્યાઃ—

**અભિધેય.**

"સનાતન! સંબંધ તત્ત્વ વિષે હું ઘણું બોલ્યો. હવે તમને અભિધેય તત્ત્વ સમજાવું. અભિધેય જીવને કૃષ્ણપ્રેમની પ્રાપ્તિ કરાવે છે અને કૃષ્ણની સાથે તેનો પૂર્ણયોગ કરાવે છે

"શાસ્ત્રો એકમતે ભાર દઇને કહે છે કે કૃષ્ણની ભક્તિ એ જ અભિધેય છે. કૃષ્ણ અદ્વયજ્ઞાનતત્ત્વ અને સ્વયં ભગવાન છે. તે સ્વ-રૂપે અને શક્તિરૂપે વિરાજમાન છે. અનંત કોટિ વૈકુંઠો અને બ્રહ્માંડો તેની લીલાભૂમિ છે. તેનાં ચાર વ્યૂહો અને અવતારો તેનાં સ્વાંશરૂપ છે અને જીવમાત્ર તેનાં વિભિન્નાંશરૂપ છે. જીવના બે પ્રકાર છેઃ—(૧) નિત્યમુક્ત (૨) નિત્યબદ્ધ. પહેલા પ્રકારના જીવો હમેશાં કૃષ્ણોન્મુખ જ હોય છે અને તેથી કરીને તેઓ તેના નિત્ય પાર્ષદો કહેવાય છે. બીજા પ્રકારના જીવો હમેશાં કૃષ્ણથી વિમુખ હોય છે. તેટલા માટે તેઓ આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક તાપ સહન કરે છે. તેઓ માયાના દાસ છે. માયા તેમને નાના પ્રકારનાં દુઃખોનો ભોગ કરાવે છે. તેઓ કામ, ક્રોધ અને એવી બીજી પાશવ

વૃત્તિઓને તાબે થઇને કદી પણ શાંતિ અનુભવી શકતા નથી. એવા જીવો વારંવાર જન્મમરણની પ્રાપ્તિ કરતા કરતા કોઇવાર કૃષ્ણની કૃપાવડે સાધુઓના સમાગમમાં આવે છે અને તેમના ઉપદેશથી તેઓ માયા રૂપી પિશાચિનીના વળગાડથી મુકત થાય છે. એકવાર મુકત થયા પછી તેઓ સહેલાઇથી કૃષ્ણ તરફ વળે છે.

"હું પુનઃ કહું છું કે ભક્તિ જ અભિધેય છે. કર્મ, યોગ અને જ્ઞાન, ભક્તિની અપેક્ષા રાખે છે. તેઓ ભક્તિની સાથે જોડાએલાં હોય તો જ શુભ ફળ આપે છે. ભક્તિની સહાય વિના એ ત્રણમાંથી ગમે તેનું અવલંબન કરવાથી અતિ તુચ્છ ફળ મળે છે. ભક્તિ વગરનું જ્ઞાન વંધ્યા સમાન છે. નિષ્કામ કર્મ પણ જો કૃષ્ણને અર્પણ કરવામાં ન આવે તો તે જીવની પ્રગતિ અટકાવે છે.* ભક્તિ વગરનું જ્ઞાન મુક્તિ પણ નથી અપાવી શકતું× ત્યારે કૃષ્ણના ભકતોની આગળ મુક્તિ તો વગર બોલાવી આવીને ઉભી રહે છે.

"હું કૃષ્ણનો નિત્ય દાસ છું એ વાત જીવ ભૂલી જાય છે. એ ભૂલને પરિણામે જ માયા તેને ગળે ફાંસો લગાવે છે. કૃષ્ણની ભક્તિ અને ગુરુની સેવા વડે એ ફાંસામાંથી છૂટા થવાય છે, અને કૃષ્ણના ચરણની પ્રાપ્તિ થાય છે. વર્ણાશ્રમ ધર્મનું પાલન કોઇ ગમે તેટલી ચિવટથી કરે તોપણ ભક્તિનો આશ્રય લીધા વિના તે કદાપિ મુકત થઇ શકતો નથી.

"જ્ઞાનીઓ ભલે પોતાના મનથી માન્યા કરે કે અમે જીવનમુકત થયા છીએ પણ ખરૂં જોતાં ભક્તિ વિના બુદ્ધિ નિર્મળ થતી જ નથી. માયાના અંધકારનો નાશ કરનાર સૂર્ય એક કૃષ્ણ જ છે. જ્યાં કૃષ્ણ હોય ત્યાં માયા રહી શકતી જ નથી. માત્ર એકજ વાર તેની આગળ પોકાર કરો કે હે કૃષ્ણ! આજથી હું તમારો જ છું.

* ભાગવત, ૨-૪-૧૬ + ભાગવત, ૧૦-૧૪-૪

આટલું કહેતાની સાથે જ તે જીવને માયાના બંધનમાંથી છૂટો કરી દે છે. તે પોતેજ કહે છે કે 'જે મારૂં શરણુ લે છે અને મારે માટે પોકાર કરે છે તેને હું અભયદાન આપું છું. એજ મારૂં વ્રત છે.

"ભુક્તિ, મુક્તિ અને સિદ્ધિઓની કામનાવાળાઓ જો બુદ્ધિમાન હોય તો તેઓ અનન્ય ભાવે, દઢ ભક્તિથી કૃષ્ણુને જ ભજે. કૃષ્ણુ એવા ઉદાર છે કે જેઓ તેને પોતાના સ્વાર્થને માટે ભજે છે તેમને પણુ શરણુ આપે છે. તે સારી રીતે જાણે છે કે જેઓ મને છોડીને ઐહિક વસ્તુઓથી લોભાય છે તેઓ બુદ્ધિહીન છે. અમૃત છોડીને ઝેર પીવાની ઈચ્છા કરનારા છે. પણુ કૃષ્ણુ તેમનું હિત જાણે છે તેથી તે તેમણે માગેલા વિષયભોગ ન આપતાં પોતાના ચરણામૃતનો સ્વાદ ચખાડીને તેમના મનને વિષયમાંથા ખેંચી લે છે. કામનાથી કૃષ્ણુને ભજનારાઓ પણ જ્યાં એકવાર કૃષ્ણુનો રસ ચાખે એટલે તરત કામનારહિત થઇને કૃષ્ણુની સેવા કરવાની અભિલાષા કરતા થાય છે.

"જેમ નદીમાં તરતો તરતો લાકડાનો કટકો કોઇવાર કિનારે લાધી જાય છે તેમ સંસારમાં ભ્રમણુ કરતો કરતો કોઇક જીવ, તેનાં સંસારબંધનને છૂટવાનો સમય આવી પહોંચે ત્યારે સાધુઓના સંસર્ગમાં આવી ચડે છે. કોઇ પણુ ભાગ્યવાન જીવ ઉપર કૃષ્ણુ કૃપા કરે છે ત્યારે તે પોતે જ બહારથી ગુરુરૂપે અને અંદરથી અંતર્યામીરૂપે ઉપદેશ આપે છે. સાધુસમાગમથી પ્રથમ તેને કૃષ્ણુની ભક્તિમાં શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તે શ્રદ્ધા પરિપક્વ થતાં ભક્તિનો ઉદય થાય છે અને તેમાંની સંસારનો ક્ષય કરનાર કૃષ્ણુપ્રેમ પ્રકટ થાય છે. સાધુકૃપા વિના કોઇપણુ ઉપાયે ભક્તિની પ્રાપ્તિ થઇ શકતી નથી. ભક્તિની વાત બાજુએ મૂકો પણુ મુક્તિએ નથી મળતી. માટે જ શાસ્ત્રકારો સાધુસમાગમ કરવાનો ભાર દઇ દઇને ઉપદેશ આપે છે.

સંતના સમાગમમાં એક ક્ષણ વીતાડી હોય તો તે પણ મહત્ પરિણામ નીપજાવે છે.

"કૃષ્ણે અર્જુનને જ્ઞાન, કર્મ અને યોગનો ઉપદેશ આપ્યો છે એ વાત સાચી પણ તેમણે બધું કહી રહ્યા પછી છેલ્લું શું કહ્યું છે? કૃષ્ણ કહે છે, 'હે અર્જુન! તું મને પ્રિય છે માટે તારી આગળ એક છૂપામાં છૂપી વાત કહી દઉં છું. તું મારું ભજન કર, મને વન્દન કર અને મારો જ બની જા. તને મારું વચન છે કે તું જરૂર મને પામીશ.' × ઉપરનું વચન જે કૃષ્ણનું છેલ્લામાં છેલ્લું શાસન છે તેને સૌથી વધારે વજન આપવું જોઈએ. આ આજ્ઞાના પ્રભાવે જો ભકતના હૃદયમાં શ્રદ્ધાનો ઉદય થાય તો તે સર્વ કર્મોનો ત્યાગ કરીને કૃષ્ણનું જ ભજન કરે.

"શ્રદ્ધા એટલે કૃષ્ણની ભકિત કરનારને બીજા કોઈ પણ કર્મ કરવાની જરૂર જ નથી એવો દૃઢ વિશ્વાસ. એવી શ્રદ્ધાવાળો માણસ ભક્તિનો અધિકારી છે. ભકતોમાં ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણ પ્રકાર છે. જે દૃઢ શ્રદ્ધાવાન છે અને શાસ્ત્રોનો મર્મ સમજાવવામાં નિપુણ છે તે ઉત્તમ ભકત છે અને તે સૌનો ઉદ્ધાર કરી શકે છે. જેની શ્રદ્ધા દૃઢ છે પણ શાસ્ત્રમાં વ્યુત્પન્ન નથી તે મધ્યમ છે, પણ ભાગ્યવાન તો ખરો જ. કાચી શ્રદ્ધાવાળો કનિષ્ઠ છે. તે ઉપરાંત રતિ અને પ્રેમના વધતા ઓછાપણાને લીધે ભકતોના બીજા પણ પ્રકાર પડી શકે છે.

"વૈષ્ણવનાં લક્ષણ તો ગણ્યાં ગણાય એમ નથી. પણ થોડાંક મુખ્ય લક્ષણનાં નામ ગણાવી દઉં. દયા, નિષ્પાપવૃત્તિ, સત્યપ્રિયતા, અદ્રોહ, ઉદારતા, મૃદુતા, પવિત્રતા, નિર્લોભ, સૌનું ભલું કરવાની વૃત્તિ, શાંતિ, અનન્ય ભાવે કૃષ્ણાશ્રય, કામનાનો અભાવ, અહિંસા,

× ગીતા, ૧૮—૬૪, ૬૫.

નિરભિમાન, બુદ્ધિની સ્થિરતા, ષડ્રિપુનું દમન, મિતાહાર, અપ્રમત્તતા નિર્માનીપણું, બીજાનું સન્માન કરવાની વૃત્તિ, ગાંભીર્ય, કરુણા, મૈત્રી, ઇત્યાદિ.

"સાધુસંગ એ જ કૃષ્ણભકિતનું મૂળ હોવાથી વૈષ્ણવ હમેશાં અસતસંગથી દૂર જ રહે છે; ખાસ કરીને પરસ્ત્રીની સોબત કરનારાઓથી અને પોતાને ભકત કહેવડાવે અને છતાં દુરાચારી હોય એ એથી તે બહુ જ સાવચેત રહે છે. તે ઉપરાંત તે વર્ણાશ્રમ ધર્મને લગતાં કર્મનો પણ ત્યાગ કરે છે અને દીનતાપૂર્વક કૃષ્ણનું જ શરણ લે છે. અર્જુનને કૃષ્ણે કહ્યું છે કે 'તમામ લૌકિક અને વૈદિક ધર્મનો પરિત્યાગ કરીને તું માત્ર મારૂં જ શરણ લે. હું તને સર્વ પાપમાંથી મુકત કરીશ.' * આનું જ નામ શરણાગતિ. શરણાગતિનાં છ લક્ષણ છે: (૧) ભકિતને અનુકૂળ જે કાંઇ હોય તેને વળગી રહેવું (૨) ભકિતને પ્રતિકૂળ હોય તેનો ત્યાગ કરવો (૩) કૃષ્ણ મારો ઉદ્ધાર કરશે એવી દૃઢ શ્રદ્ધા રાખવી (૪) આત્મનિવેદન કરવું (૫) મન વચન અને કર્મથી હું તમારો જ છું એમ કૃષ્ણને કહેતા રહેવું (૬) પોતાના અપરાધને માટે પોતાની જાતને ખૂબ ઠપકો આપ્યા કરવો. આ રીતે જે શરણાગત થાય છે તેને કૃષ્ણ પોતાના જેવો જ બનાવી દે છે, કારણ કે તે ભકતવત્સલ અને ઉદાર છે.

"જે સાધનભકિત કરતાં પ્રેમરૂપી અમૂલ્ય ખજાનાની પ્રાપ્તિ થાય છે તેનો ક્રમ સમજાવું છે. શ્રવણ, કીર્તન વગેરે ક્રિયાઓ તેનું સ્વરૂપ લક્ષણ છે અને પ્રેમોદય એ તેનું તટસ્થ લક્ષણ છે. એટલું તો તમારે સર્વદા યાદ રાખવું કે પ્રેમ નિત્યસિદ્ધ વસ્તુ છે. કોઇ પણ પ્રકારના સાધનથી તેની ઉત્પત્તિ થઇ શકતી નથી. પણ સાધનભકિત વડે ચિત્ત શુદ્ધ થાય છે એટલે પ્રેમોદયની આડે આવનારા મલ વિક્ષેપ દૂર થતાં સ્વતઃસિદ્ધ પ્રેમ પ્રકટી નીકળે છે.

* ગીતા, ૧૮-૬૬.

"સાધનભકિતના બે પ્રકાર છેઃ (૧) વધી (૨) રાગાનુગા. જેને ભકિત તરફ સ્વાભાવિક વલણ નથી એવો કોઇ માણસ શાસ્ત્ર-આજ્ઞાનું પાલન કરવાની ખાતર જ કૃષ્ણનું ભજન કરે તેની ભકિત વૈધી ભકિત કહેવાય છે. એ વૈધી ભકિતની વિગત બહુ જ લાંબી છે. પણ હું સંક્ષેપમાં જ ગણાવી જઇશ. ગુરુપદાશ્રય; ગુરુની સેવા; સદ્ધર્મનું જ્ઞાન મેળવવા માટે ગુરુને પ્રશ્ન પૂછવા; સાધુઓના આચ-રણનું અનુકરણ કરવું; કૃષ્ણની પ્રીતિને ખાતર ભોગવિલાસનો ત્યાગ કરવો; કૃષ્ણની સાથે સંબંધ રાખનારાં તીર્થોમાં વાસ કરવો, નિર્વાહ પૂરતી જ ભિક્ષા ગ્રહણ કરવી; એકાદશીનો ઉપવાસ કરવો; તુલસી, પીપળો, ગાય, બ્રાહ્મણ અને વૈષ્ણવનું પૂજન કરવું; સેવાપરાધથી અને નામાપરાધથી સાવચેત રહેવું; * અવૈષ્ણવનો ત્યાગ કરવો; ઝાઝા ચેલા ન કરવા; ઝાઝા ગ્રન્થોનો અભ્યાસ, નાના પ્રકારની કળાઓનો અ-ભ્યાસ અને વ્યાખ્યાનો આપવાનો શોખ એ ત્રણનો ત્યાગ કરવો; હાનિ, લાભ, શોક વગેરેથી ક્ષુભિત ન થવું; બીજા દેવની અને બીજા ધર્મનાં શાસ્ત્રોની નિંદા ન કરવી; વિષ્ણુની અથવા વૈષ્ણવોની

---

* સેવાપરાધ એટલે ભગવાનની પ્રતિમાની સેવા કરનારે પાળવાના વિધિ નિષેધનો ભંગ; જેમકે મૂર્તિની આગળ ઊંધે પગે બેસવું, પૂજા કરતી વખતે રાતું વસ્ત્ર પહેરવું, પૂજા કરતાં કરતાં અપાન વાયુને બહાર કહાડવો વગેરે. નામાપરાધ દસ પ્રકારના છેઃ (૧) સત્પુરુષની નિંદા કરવી (૨) ગુરુની અવજ્ઞા કરવી (૩) બીજા દેવને કૃષ્ણથી સ્વતંત્ર અને પૃથક્ માનવો (૪) વેદ અને બીજા શાસ્ત્રોની વિરુદ્ધ ટીકા કરવી (૫) નામમાં જે જે શક્તિઓ માનેલી છે તે બધી અક્ષરે અક્ષર સાચી નથી પણ લોકોની શ્રદ્ધા બેસાડવા માટે તેમ કહ્યું છે એમ માનવું (૬) નામથી પાપ ધોવાશે એમ જાણીને પાપ કરવું (૭) યજ્ઞ, યોગ ઈ૦ના જેવું જ નામ પણ એક સાધન છે એમ માનવું (૮) નાસ્તિકને મંત્ર આપવો (૯) નામનો મહિમા જાણ્યા પછી પણ નામનો આશ્રય ન લેવો (૧૦) શાસ્ત્રોના અવળા અર્થ કરીને નામના મહિમાને ઉતારી પાડવો.

નિંદા ન કરવી; ફાલતુ ગામગપાટા સાંભળવા નહિ; પ્રાણીમાત્રને મન અને વાણીથી ઉદ્વેગ ન આપવો; શ્રવણ, કીર્તન, સ્મરણ, પૂજન, વંદન, સેવા, દાસ્ય, સખ્ય અને આત્મનિવેદન એ નવે પ્રકારની ભક્તિ કરવી; કૃષ્ણની પ્રતિમા આગળ નૃત્ય, ગીત, પ્રાર્થના, દંડવત્ વગેરે કરવાં; અભ્યુત્થાન કરવું; અનુવ્રજ્યા કરવી; યાત્રા કરવી; મંદિરની પ્રદક્ષિણા કરવી; સ્તવપાઠ કરવો; જપ કરવો; સંકીર્તન કરવું; ભગવાનને અર્પણ કરેલાં ધૂપ, માલા, ચંદન અને મહાપ્રસાદનું સેવન કરવું; આરતિનાં દર્શન કરવાં; મહોત્સવ કરવા; ભગવાનની મૂર્તિનું દર્શન કરવું; મૂર્તિનું ધ્યાન કરીને તેની સેવા કરવી; ભાગવતનું શ્રવણ કરવું; તુલસી, વૈષ્ણવ અને ×મથુરાનું પૂજન કરવું; કૃષ્ણના સુખને માટે તમામ ક્રિયાઓ કરવી; તેની કૃપાની આતુરતાથી રાહ જોવી; વૈષ્ણવોની સાથે ભગવાનના જન્મોત્સવ વગેરે ઉત્સવોનું પાલન કરવું; હમેશાં શરણાગતિ કરતા રહેવું; કાર્તિક માસમાં અમુક વ્રત નિયમ લેવા; આ પ્રમાણે વૈધીભક્તિનાં ચોસઠ અંગ છે. તેમાં સાધુસંગ, નામકીર્તન, ભાગવત શ્રવણ, ×મથુરામાં વાસ અને ભગવાનની પ્રતિમાની શ્રદ્ધાપૂર્વક સેવા એ પાંચ મુખ્ય છે. એ પાંચનું થોડા જ સમય સુધી સેવન કરવાથી કૃષ્ણપ્રેમનો ઉદય થાય છે. કોઈ કોઈ ભક્તો એમાંના ગમે તે એક જ અંગનું સાધન કરે છે. કેટલાક પાંચેનું પાલન કરે છે. માત્ર એક જ અંગનું પાલન કરીને ઘણા ભક્તોએ સિદ્ધિ મેળવી છે. અંબરીષ વગેરે ભક્તોએ એમાંનાં ઘણાં અંગનું પાલન કર્યું હતું. આ પ્રમાણે સાધન કરવાથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે અને પછી પ્રેમનું પાતાળ ઝરણું ફૂટવા લાગે છે

---

×આ જગ્યાએ તેમજ બીજે જ્યાં જ્યાં "મથુરા" શબ્દ આવે ત્યાં માત્ર મથુરા શહેર નહિ પણ તેની આજુબાજુનો પ્રદેશ જે મથુરામંડળ કહેવાય છે તે સમજવું.

"કૃષ્ણના ભક્તને દેવોનું અગર પિતૃઓનું ઋણ રહેતું જ નથી. તેને બીજા કોઇ પણ કર્મની અપેક્ષા રહેતી નથી. માત્ર તેણે કામનાનો ત્યાગ કરીને કૃષ્ણનું જ ભજન કરવું. કૃષ્ણના ભજનમાં જ બધાં કર્તવ્યો પરિસમાપ્ત થાય છે. વિધિધર્મનો ત્યાગ કરીને જે કૃષ્ણના ચરણની સેવા કરે છે તેને નિષિદ્ધ પાપાચાર તરફ વૃત્તિ જ થતી નથી. તેને એવાં પાપ કર્મનો વિચાર પણ નથી આવતો અને જો અજાણ્યે થઇ જાય તો કૃષ્ણ તેની પાસે પ્રાયશ્ચિત્ત કરાવ્યા વગર જ તેને શુદ્ધ કરે છે.

"હવે સનાતન ! રાગાત્મિકા ભક્તિનું વિવરણ સાંભળો. આ પ્રકારની ભક્તિનો સર્વોચ્ચ આદર્શ વ્રજવાસીઓ છે. તેમના અનુગત થઇને જેઓ ભક્તિ કરે છે તેમની રાગાનુગા ભક્તિ કહેવાય છે. પોતાના ઇષ્ટ દેવને માટે ગાઢ તૃષ્ણા એ તેનું સ્વરૂપ લક્ષણ છે અને તેનામાં આવિષ્ટતા એ તેનું તટસ્થ લક્ષણ છે. રાગાત્મિકા ભક્તિનો અધિકાર માત્ર * વ્રજવાસીઓનો જ છે. શાસ્ત્રની યુક્તિની તેમને સ્પૃહા નથી. તેઓ અંતરના સ્વાભાવિક અનુરાગને વશ થઇને જ કૃષ્ણને ભજે છે. રાગ માર્ગે ભક્તિ કરવાની જેમને ઇચ્છા હોય તેમણે વ્રજવાસીઓના જ અનુગત થવું પડે છે; તેથી એવા અનુગત ભક્તોની ભક્તિને રાગાનુગા કહે છે.

"રાગાનુગા ભક્તિના બે પ્રકાર છે. (૧) બાહ્ય (૨) આંતરિક. બાહ્ય સાધનમાં ભક્તે શ્રવણ અને કીર્તન કરવાનાં છે. આંતરિક સાધનમાં સાધકે પોતાના સિદ્ધદેહ વડે કોઇ પણ વ્રજવાસીના અનુગત થઇને પોતે કૃષ્ણની સેવા કરી રહ્યો છે એવી નિરંતર ભાવના કરતા રહેવું જોઇએ. કૃષ્ણનાં દાસ, સખા, માતાપિતા અથવા

* જેમનો સ્વાભાવિક નિત્ય પ્રેમ શ્રી કૃષ્ણમાં છે તેવા તેના પાર્ષદો વ્રજવાસી કહેવાય છે.

પ્રેયસી એમાંથી ગમે તે એકના તેણે અનુગત થવું પડશે. એમાંના ગમે તે એકને પોતાનો આદર્શ માનીને પોતે વ્રજમાં રહ્યો રહ્યો પોતાને સોંપવામાં આવેલી સેવા કરી રહ્યો છે એવી ભાવનામાં સાધકે ડૂબી જવું, અને પોતાના આદર્શ અને કૃષ્ણના પરસ્પર સંબંધનું અને તેની સાથે સંબંધ રાખતી વિવિધ લીલાઓનું અનુસ્મરણ કર્યા કરવું.

"આવી રીતે ભક્તિ કરતાં કરતાં સાધકને કૃષ્ણના ચરણ પ્રતિ પ્રીતિ ઉત્પન્ન થાય છે. એ પ્રીતિના રતિ અને ભાવ એવા બે પ્રકાર છે. બેઉ કૃષ્ણને વશ કરવા સમર્થ છે. તેઓ ભક્તને કૃષ્ણની સેવાનો અધિકારી બનાવે છે, અને કૃષ્ણના પ્રેમના સાધનની પ્રાપ્તિ કરાવે છે. અભિધેય વિષે આથી વિશેષ કહેવાનું નથી, તેથી હવે હું પ્રયોજન વિષે જે કહેવું છે તે કહીશ.

**પ્રયોજન.**

ભક્તિનું સર્વોત્તમ ફળ પ્રેમ છે અને તે જ જીવ માત્રને માટે પરમ પ્રાપ્તવ્ય વસ્તુ છે. જ્યારે કૃષ્ણ પ્રત્યેની રતિ ગાઢ થાય છે ત્યારે તે પ્રેમ કહેવાય છે અને ભક્તનો તે જ સ્થાયીભાવ હોય છે. ભાવ એટલે વિશિષ્ટ પ્રકારની મનોદશા. એ મનોદશા માયિક નથી. પણ માયાના ત્રણ ગુણો પૈકી સત્ત્વ ગુણથી તદ્દન ભિન્ન અમાયિક શુદ્ધ સત્ત્વનું જ એ પરિણામ છે. તે સૂર્યનાં કિરણના જેવી નિર્મળ છે. જેમ અરુણોદય પછી સૂર્યોદય થાય છે તેમ ભાવની પછી પ્રેમનો ઉદય થાય છે. તેનાથી કૃષ્ણને માટે અદમ્ય તૃષ્ણા જાગે છે. એ તૃષ્ણા ચિત્તની શુદ્ધિ કરે છે. ચિત્તશુદ્ધિ એ ભાવનું સ્વરૂપ લક્ષણ છે અને લાગણીનું માર્દવ એ તેનું તટસ્થ લક્ષણ છે.

"ભાગ્યવાન જીવને કેવળ સારા નશીબના જોરથી શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. શ્રદ્ધા તેને સતસંગ કરવા પ્રેરે છે. સત્સંગ કરવાથી તે શ્રવણ

કીર્ત્તન કરતાં શીખે છે. એ પ્રમાણે સાધન ભક્તિ કરતાં કરતાં **અનર્થ**ની નિવૃત્તિ થાય છે. અનર્થનિવૃત્તિ થતાં તેની **નિષ્ઠા** જાગૃત થાય છે. નિષ્ઠા વડે તેને શ્રવણકીર્તનમાં **રુચિ** ઉત્પન્ન થાય છે. રુચિમાંથી **આસક્તિ** જન્મે છે. આસક્તિવડે ચિત્તમાં **રતિ**ના અંકુર ફૂટે છે. એ રતિ જ્યારે ગાઢ થાય છે ત્યારે તે **પ્રેમ** કહેવાય છે. એ **પ્રેમ** પ્રયોજન[1] છે અને તે સર્વ પ્રકારના આનંદનું મૂળ છે. સાધન કરતાં કરતાં ઉપર ગણાવેલી બધી અવસ્થાઓમાંથી ભક્ત પસાર થાય છે.

"હવે જેના હૃદયમાં **ભાવના** અંકુર ફૂટયા હોય છે તેનાં લક્ષણ કહું છું (૧) શુભ અથવા અશુભ કોઈ પણ સંજોગોથી તેના ચિત્તને કદી ક્ષોભ થતો નથી. (૨) જેની સાથે કૃષ્ણને સંબંધ ન હોય એવી કોઈપણ ચર્ચામાં અથવા કાર્યમાં રોકાઈને તે પોતાનો વખત બરબાદ કરતો નથી. (૩) કૃષ્ણને સુખ થાય એવી ક્રિયાઓમાં જ તે નિરંતર રોકાએલો રહે છે. (૪) આ જગતના અથવા તો સ્વર્ગના કોઈ પણ જાતના ભોગવિલાસની તેને કામના નથી. (૫) તેને અષ્ટ સિદ્ધિઓનો મોહ નથી. (૬) ઇન્દ્રિયોનાં સુખ ઉપર તેને ભારે અણ-ગમો થએલો જ હોય છે. (૭) પોતે ઉત્તમ હોવા છતાં તે પોતાને અધમ માને છે. (૮) કૃષ્ણ મારાપર કૃપા કરશે એવો તેને દૃઢ વિશ્વાસ હોય છે. (૯) કૃષ્ણને માટે તેને નિરંતર તીવ્ર ઉત્કંઠા રહે છે. (૧૦) કૃષ્ણના નામ ઉપર તેને ભારે રુચિ હોય છે. (૧૧) કૃષ્ણના ગુણનું કીર્ત્તન કરવામાં તેને અતિ આનંદ થાય છે એટલું જ નહિ પણ કીર્ત્તન કરવું એ તેનો સ્વભાવ થઈ જાય છે. (૧૨) કૃષ્ણની લીલાનાં સ્થાનો સિવાય તેને બીજે કોઈ પણ ઠેકાણે રહેવું ગમતું જ નથી. આ બધાં કૃષ્ણ પ્રત્યેની રતિનાં લક્ષણ છે. હવે હું **પ્રેમ**નાં લક્ષણ

---

૧ પ્રાપ્ત કરવાની વસ્તુ.

ગણાવું છું. પ્રેમ તો એવી અલૌકિક વસ્તુ છે કે મ્હોટા વિજ્ઞ પુરુષો પણ તેનું વિશ્લેષણ કરવાને અથવા તો જેમણે પ્રેમ પ્રાપ્ત કર્યો છે તેમની ક્રિયાઓનો મર્મ સમજવાને અસમર્થ છે.

*પ્રેમની ક્રમવાર સાત અવસ્થાઓ હોય છે. સ્નેહ, માન, ઇત્યાદિ. રતિના હાસ્ય, સખ્ય એવા પાંચ ભેદ છે. તેની સાથે જ્યારે વિભાવ, અનુભાવ, સાત્ત્વિક અને વ્યભિચારી ભાવનો સંગમ થાય છે ત્યારે ભક્તિ અતિ મધુર રૂપ ધારણ કરે છે. વિભાવ બે પ્રકારના છે: (૧) આલંબન (૨) ઉદ્દીપન. કૃષ્ણ વિષયાલંબન છે અને ભક્તો આશ્રયાલંબન છે. કૃષ્ણનું સંગીત વગેરે જેના જેના વડે ભક્તોના હૃદયમાં પ્રેમનું ઉદ્દીપન થાય તે બધાં ઉદ્દીપન વિભાવ કહેવાય છે. અનુભાવના ઉદ્ભાસ્વર અને સાત્ત્વિક એવા બે પ્રકાર છે. કૃષ્ણનું સ્મિત, નૃત્ય, સંગીત ઇત્યાદિ એ બધાંની અનુભાવમાં ગણના થાય છે. સ્તંભ, સ્વેદ વગેરે સાત્ત્વિક અનુભાવ ગણાય છે. વ્યભિચારી ભાવના તેત્રીશ પ્રકાર છે, જેમકે દૈન્ય, પ્રલાપ, વિષાદ, મૂર્ચ્છા, વગેરે. રતિના પાંચે પ્રકારની સાથે જ્યારે એ બધાનો મેળ થાય છે ત્યારે ભક્તિ અમૃતતુલ્ય બની જાય છે.

"મધુર રસ સર્વોત્કૃષ્ટ છે. શાંતરસમાં રતિ પ્રેમની બહારની સીમા સુધી જ જઇ શકે છે. હાસ્યરસમાં રાગ સુધી આવી શકે છે. સખ્ય અને વાત્સલ્યમાં અનુરાગ સુધી ગતિ કરી શકે છે. રૂઢ અને અધિરૂઢ ભાવ એ મધુર રસનાં જ ખાસ લક્ષણ છે. અધિરૂઢ ભાવને મહાભાવ પણ કહે છે. માત્ર ગોપીઓ જ તેની અધિકારી છે. માદન અને મોહન એ બે અધિરૂઢ ભાવના પ્રકાર છે. કૃષ્ણના સાન્નિધ્યમાં ગોપીઓમાં માદનાખ્ય અને તેની ગેરહાજરીમાં મોહનાખ્ય ભાવ હોય છે. મોહનાખ્યના ઉદ્ઘૂર્ણા અને ચિત્રજલ્પા એવા બે પ્રકાર છે. ઉદ્ઘૂર્ણાને દિવ્યોન્માદ પણ કહે છે. આ અવસ્થામાં ગોપી

*વિગત ૨૭મા પ્રકરણના પૃષ્ઠ ૧૪૫ મુજબ.

કૃષ્ણુ સાથે એવી તલ્લીન બની જાય છે કે તે પોતાનેજ કૃષ્ણ માની લે છે. મધુર રસના બે પ્રકાર છે: (૧) સંયોગ (૨) વિપ્રયોગ. વિપ્રયોગના પૂર્વરાગ, માન, પ્રવાસ અને પ્રેમવૈચિત્ય એવા ચાર પ્રકાર છે.

"વ્રજેન્દ્રનંદન કૃષ્ણુ નાયકનો શિરોમણિ અને રાધા નાયિકાની શિરોમણિ છે. કૃષ્ણુના અનંત ગુણ પૈકી ચોસઠ મુખ્ય છે, તેમાંના એક એક ગુણ ભકતને અપૂર્વ સુખ આપે છે. રાધાના મુખ્ય પચ્ચીશ ગુણ છે, જેમાંના પ્રત્યેક વડે તે કૃષ્ણુને વશ કરે છે. એ નાયક નાયિકા મધુર રસનાં આલંબન છે. એજ પ્રમાણે દાસ્ય, સખ્ય ઇ૦ રસોમાં દાસ, સખા વગેરે આલંબન છે. ભકત સિવાય બીજા કોઇને એ બધા રસનો સ્વાદ ચાખવાનો અધિકાર નથી.

"સનાતન! મેં આ પ્રમાણે સંબંધ, અભિધેય અને પ્રયોજન, એ ત્રણે તત્ત્વો સમજાવ્યાં. હવે હું તમને આદેશ કરૂં છું કે તમારે ભકિતશાસ્ત્રને લગતા ગ્રંથોની રચના કરવી, વૃન્દાવનનાં લુપ્ત તીર્થોનો પુનરુદ્ધાર કરવો, વૈષ્ણવોના આચારને નવું જીવન આપવું અને તે ઉપરાંત વૈષ્ણવ સમાજના નિયમન માટે વૈષ્ણવસ્મૃતિની રચના કરવી. આટલાં કામ હું તમને સોંપું છું."

સનાતન મહાપ્રભુના ચરણુને વળગી પડ્યા અને અતિ દીન સ્વરે બોલ્યા, "પ્રભુ! હું નીચ પામર આવું મહાભારત કામ શી રીતે કરી શકીશ? તમે મને જે શીખવ્યું તેનો એક અંશ પણ મને યાદ રહેશે નહિ. પણ તમે તો લંગડાને એ નચાવો એવા છો. કૃપા કરીને એટલું કરો કે તમારા ચરણ મારા માથા પર મૂકો અને આશીર્વાદ આપો કે જેથી તમે મને જે કાંઈ શીખવ્યું છે તે મારા હૃદયમાં સદાએ જાગૃત રહે."

મહાપ્રભુએ સનાતનને માથે હાથ મૂકીને કહ્યું, "મારો આશીર્વાદ છે કે મારૂં શીખવેલું બધું એ તમારા હૃદયમાં જાગૃત રહેશે અને તમારે હાથે મહત્ કાર્યો કરાવશે."



## પ્રકરણ ૩૦ મું.

---

### છ ગોસ્વામીઓ.

સનાતનને ઉપદેશ અપાઈ રહ્યો તે દરમ્યાન પ્રકાશાનંદ સરસ્વતી અને તેમની સાથે બધા સંન્યાસીસમાજને ભક્તિ તરફ વાળવાનું અતિ દુર્ઘટ કાર્ય પણ મહાપ્રભુએ સિદ્ધ કર્યું. તેથી તેમણે પુરી જવાનો વિચાર કરીને કાશીના ભક્તોની રજા લીધી અને જે રસ્તે થઇને આવ્યા હતા તેજ રસ્તે થઇને પાછા પુરીમાં આવી પહોંચ્યા. ત્યાર પછી તેમણે એક દિવસને માટે પણ પુરી છોડયું નથી. તેમનાં બાકીનાં અઢાર વર્ષની લીલાનું સ્થળ પુરી જ છે.

મહાપ્રભુના રચનાત્મક કાર્યના ત્રણ વિભાગ પડી શકે છે. (૧) વૃન્દાવનનાં લુપ્ત તીર્થોનો પુનરુદ્ધાર, (૨) વૈષ્ણવ સાહિત્યનું સર્જન, (૩) ભક્તિનો પ્રચાર. એ ત્રણે કામ તેમણે તે તે કામને માટે સુયોગ્ય પુરુષોને શોધી કહાડીને તેમની પાસે પૂર્ણ કરાવ્યાં. જે અમૂલ્ય વસ્તુનું દાન કરવા માટે તેમનો આ અવતાર હતો તે કૃષ્ણપ્રેમની બક્ષિસ તો તેમના સિવાય બીજા કોઇથી થાય એમ હતું જ નહિ. એટલે એકલું તે જ કાર્ય પોતાના હાથમાં રાખીને બાકીનાં કામને માટે લાયક માણસો તૈયાર કર્યા.

સંન્યાસ લેતા પહેલાં જ તેમણે લોકનાથને વૃન્દાવન જવાની આજ્ઞા કરી હતી. લોકનાથે આખું જીવન વૃન્દાવનમાં જ ગાળ્યું. ચૈતન્ય ચરિતામૃતના લેખક કૃષ્ણદાસ તેમની પાસેથી મહાપ્રભુની હકીકત મેળવવા જતા. એ ગ્રંથની રચનાનો આરંભ થયો ત્યારે વૃદ્ધ લોકનાથ હયાત હતા. તેમણે કૃષ્ણદાસને આશીર્વાદ તો આપ્યો પણ સાથે એક વિકટ આજ્ઞા કરી કે તેમાં મારા નામનો પણ ઉલ્લેખ

કરવો નહિ. લોકનાથે બધાનો ત્યાગ કર્યો ત્યારે પ્રસિદ્ધિની કામનાનો પણ ત્યાગ કર્યો જ હતો. આથી કરીને તેમણે પોતાના જીવનનો ઇતિહાસ પોતાને હાથે જ દાટી દીધો. તેઓ રાત્રિ દિવસ ભજન અને સ્મરણમાં જ ગાળતા એ સિવાય તેમને વિષે કાંઇ જ વધારે જાણવાનું સાધન નથી.

ત્યાર પછી આવ્યા રૂપ અને સનાતન. એ બેઉ ભાઇઓએ બંગાળના પાદશાહનું મંત્રીપદ ભોગવતી વખતે શાસ્ત્રાલોચનાને વિસારી ન હતી. લોકો જેને સુખ કહે છે તે સુખનો તેમને કશો અભાવ ન હતો. તે ઉપરાંત વિદ્યા, કીર્તિ, સત્તા બધું જ હતું. પણ આટલું છતાં તેમને શાંતિ મળતી ન હતી. તેઓ શાંતિની શોધમાં હતા. એવામાં તેમણે મહાપ્રભુનું નામ સાંભળ્યું. અમે પતિત છીએ, અમારો ઉદ્ધાર કરો એવી આજીજીભર્યા કાગળો તેમણે મહાપ્રભુને લખ્યા. ત્યાર પછી ગૌડ નગર આગળ તેઓ પોતાના તારણહારને મળ્યા. સનાતનની સલાહ માનીને મહાપ્રભુ તો ત્યાંથી જ પાછા ફરીને પુરી ગયા. મહાપ્રભુના દર્શને બેઉ ભાઇઓનાં હૃદયને એટલો વેગ આપ્યો કે તેમણે મંત્રીપદને ફાટેલા ચીંથરાની માફક ફગાવી દેવાની અને સંસાર છોડવાની તૈયારીઓ કરવા માંડી, અને મહાપ્રભુ વૃન્દાવન જવાને માટે ક્યારે પુરી છોડે છે તેની તપાસ રાખતા રહ્યા. તેઓ વૃન્દાવન જવા નીકળી પડયા છે એવી ખબર મળતાં જ પહેલું રૂપે પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. પોતાની કુલ દોલતનો ચોથો હિસ્સો કુટુંબના ભરણપોષણ માટે રાખ્યો, અને સનાતનના ખર્ચને માટે દશ હજાર સોના મોહોર શાહુકારને ત્યાં જમા મૂકી. પછી બાકી રહેલાનું દાન કરી દીધું અને પોતે મહાપ્રભુને મળવા વૃન્દાવન તરફ ચાલતા થયા.

સનાતનને પણ છૂટા થવાની તેટલી જ ઉત્કંઠા હતી. પણ પોતાના સમર્થ મંત્રીઓને છૂટા કરવા પાદશાહ રાજી ન હતો. સનાતને માંદા

હોવાનો ઢોંગ કરીને થોડો વખત ગૂમાવ્યો પણ પાદશાહથી રહેવાયું નહિ તેથી તપાસ કરવા જાતે સનાતનને ઘેર ગયો. તે કહે, "તમારા વડે મારૂં રાજ્ય છે. હું તો માત્ર લડાઈ અને શિકાર એ જ કામ જાણું છું. તમારી ગેરહાજરીથી મારા રાજ્યની ખરાબી થાય છે." સનાતન કહે, "મારી જગ્યાએ બીજો મંત્રી રાખી લો અને મને છૂટો કરો." આ સાંભળીને પાદશાહને ક્રોધ ચડયો અને ત્યાંથી ચાલ્યો ગયો. પણ સનાતનને કેદ કરવાનો હુકમ કરતો ગયો. કેદખાનામાં સનાતનને રૂપની એક ચિઠ્ઠી મળી. તેમાં પેલી દશ હજાર મોહોરનો ઇસારો હતો. એ બધું નાણું તેમણે પોતાના ઉપર ચોકી પહેરો રાખનારને આપીને તેને લલચાવ્યો અને તેની મદદથી નાસી છૂટયા.

પણ જાણીતા રાજકેદીથી ધોરી રસ્તે તો જવાય નહિ તેથી સનાતને વગડાનો માર્ગ લીધો. રોજ લાંબી લાંબી મજલો કાપીને તે અંતે કાશીમાં મહાપ્રભુને જઇ મળ્યા. રૂપ તો તે પહેલાં જ પ્રયાગમાં તેમને મળ્યા હતા. બેઇ ભાઇઓને ઉપદેશ આપીને તેમણે વૃન્દાવન મોકલ્યા. પ્રયાગથી નીકળીને વૃન્દાવન જતાં મથુરા આગળ રૂપને રાજા સુબુદ્ધિરાયનો મેળાપ થયો. એ બંગાળાના પદભ્રષ્ટ થએલા રાજાને તેનું રાજ્યાસન છીનવી લેનાર હુસેનખાને બળાત્કારે મુસલમાનનું પાણી પીવડાવીને વટાળ્યો હતો. કાશીના પંડિતોને એકઠા કરીને તેણે પ્રાયશ્ચિત્તનો વિધિ પૂછયો. પંડિતોએ શાસ્ત્રોનાં પોથાં ઉથલાવીને જવાબ આપ્યો કે તમારે ગરમ કડકડતું ઘી પીને પ્રાણત્યાગ કરવો. એ સિવાય તમારે માટે બીજું પ્રાયશ્ચિત્ત હોઇ શકે નહિ. આવું ભયંકર પ્રાયશ્ચિત્ત કરવાને સુબુદ્ધિરાયનું મન કબુલ કરતું ન હતું. મહાપ્રભુ વૃન્દાવન જતાં બે દિવસ કાશીમાં રહ્યા હતા તે વખતે સુબુદ્ધિરાય તેમની પાસે ગયો. મહાપ્રભુએ કહ્યું કે એવી રીતે પ્રાણત્યાગ કરવો એ તો તમોધર્મ કહેવાય. કૃષ્ણનું નામ એ સારામાં

સારું પ્રાયશ્ચિત્ત છે. એકવાર કૃષ્ણનું નામ લેતાં તમારાં પાપ માત્ર બળી જશે. બીજીવાર લેતાં તમને ગોલોકમાં પ્રવેશ કરવાનો અધિકાર મળી જશે. આથી સુબુદ્ધિરાયને ખૂબ આશ્વાસન મળ્યું. તેણે વૃન્દાવન જઈને ભજન કરવા માંડયું. નિર્વાહને માટે ભિક્ષા પણ માગવી નહિ એવો તેનો ટેક હતો. રોજ જંગલમાંથી લાકડાં કાપી લાવીને મથુરાના બજારમાં બંગાળાનો માજી રાજા વેચવા બેસતો. જે કાંઇ મળતું તેમાંથી એક પૈસાના ચણા ઉપર તે નિર્વાહ કરતો અને વધે તે વડે સાધુસંતની સેવા કરતો. તેણે રૂપને વ્રજનાં બધાં સ્થાન બતાવ્યાં. એકાદ માસ ગાળીને રૂપ પોતાના ભાઇના સમાચાર મેળવવા પાછા ફર્યા. તે દરમ્યાન સનાતન મહાપ્રભુને કાશીમાં મળી ચૂકયા અને વૃન્દાવન જવા નીકળ્યા. બેઉ ભાઇ જૂદે રસ્તે જતા હતા તેથી તેમનો મેળાપ ન થયો. થોડો વખત કુટુંબને માટે વ્યવસ્થા કરીને રૂપ પુરી આવવા નીકળ્યા.

રસ્તે ચાલતાં રૂપે કૃષ્ણલીલા સંબંધી એક નાટક રચવાની યોજના વિચારી કહાડી. મંગલાચરણ તથા બીજો થોડોક ભાગ લખ્યો પણ ખરો. પુરીમાં આવીને રૂપે હરિદાસની કુટિમાં મુકામ કર્યો. દરરોજ સમુદ્રસ્નાન કરવા જતી વખતે એકવાર હરિદાસને મળવાનો મહાપ્રભુનો નિયમ હતો. રૂપને જોઇને તેમને ઘણો આનંદ થયો અને તેમણે કલ્પેલા નાટકના શ્લોક તથા આખી યોજનાની નોંધ રૂપનેજ મ્હોડે સાંભળીને ઘણો જ સંતોષ થયો. બીજે દિવસે તેમણે રામાનંદ, સાર્વભૌમ અને સ્વરૂપને રૂપની કૃતિ બતાવવા તેડી આણ્યા. ત્રણે પંડિતોએ રૂપનાં રચનાચાતુર્યની અને કૃષ્ણતત્ત્વમાં તેમણે કરેલા ઉંડા અભિનિવેશની પ્રશંસા કરી. મહાપ્રભુએ કહ્યું કે તમે સૌ રૂપને આશીર્વાદ આપો કે એની કલમદ્વારા ભકિત અને રસશાસ્ત્રના આદર્શ ગ્રંથો રચાય. છેવટમાં તેમણે રૂપને એટલી સૂચના આપી કે નાટકમાં કૃષ્ણને કદી પણ વૃન્દાવનની બહાર કહાડતા જ નહિ.

તે વ્રજને છોડીને એક ડગલું પણ ભરી શકતા નથી. આ સૂચનાનો મર્મ રૂપ સમજી ગયા. તેમણે પોતાની અસલ યોજનામાં ફેરફાર કરીને એકને ઠેકાણે બે નાટકો રચવાની યોજના કરી. આ રીતે "લલિત માધવ" અને "વિદગ્ધ માધવ" નામના સંસ્કૃત નાટકો તૈયાર થયાં. રૂપે મહાપ્રભુની સાથે પુરીમાં આઠ દસ મહિના ગાળ્યા. પછી તેમને વૃન્દાવન જઈને શાસ્ત્રગ્રંથો રચવાની અને લુપ્ત થએલાં તીર્થોનો પુનરુદ્ધાર કરવાની આજ્ઞા આપી. એ કાર્યમાં તેમને સફળતા મળે તેટલા માટે તેમણે રૂપમાં શક્તિનો સંચાર કરીને તેમને સર્વાંશે તૈયાર કરી દીધા.

સનાતન વૃન્દાવન ગયા પણ ભાઈનો મેળાપ ન થયો. તેમણે "મથુરામાહાત્મ્ય" નામના ગ્રંથને આધારે કૃષ્ણલીલાને લગતાં સ્થળોની શોધ કરવા માંડી અને કેટલાંક શોધ્યાં પણ ખરાં. એકાદ વર્ષ વ્રજમાં ગાળ્યા પછી સનાતનને મહાપ્રભુ પાસે જવાની ઇચ્છા થઇ. જે રસ્તે થઇને તેમણે પ્રવાસ કર્યો હતો તેજ ઝારિખંડને રસ્તે સનાતન પુરી આવ્યા અને હરિદાસની કુટિમાં જ મુકામ રાખ્યો. રૂપ તો તે અગાઉ ચાલ્યા ગયા હતા તેથી અહિં પણ બેઉ ભાઇનો મેળાપ ન થયો.

સનાતનના ઉપર મહાપ્રભુ ઘણો જ પ્રેમ રાખતા અને તેમને પોતાના જમણા હાથ જેવા ગણતા. તેમનાં અને રૂપનાં વખાણ કરતાં તે કદી ધરાતા જ નહિ. તેમનાં વિદ્યા, વૈરાગ્ય, ભજનનિષ્ઠા, રસજ્ઞતા એ બધા ગુણોની સૌની આગળ પ્રશંસા કરતા. તેમને વૃન્દાવન મોકલ્યા પછી પણ જ્યારે કોઇ ત્યાં જઇને પાછા ફરતા ત્યારે દેશાવર ભણવા ગએલા પુત્રના સમાચાર તેની માતા પૂછે તેમ મહાપ્રભુ રૂપ અને સનાતનના સમાચાર પૂછતા. તેઓ કેવું ભજન કરે છે, તેમનું વૈરાગ્ય કેવું તીવ્ર છે, ગ્રંથરચનાનું કામ આગળ વધ્યું છે કે નહિ એ બધા સવાલો ઉપરા ઉપરી પૂછી

વળતા. સનાતનની આવી અસાધારણ યોગ્યતા હોવા છતાં તેમને પોતાની જાત ઉપર ખૂબ ધિક્કાર હતો. મુસલમાનોનું લૂણ ખાઇને તેમના સંસર્ગથી પોતે ભ્રષ્ટ થયા છે એ વિચાર તેમના મનમાંથી ખસતો જ નહિ. પોતે અસ્પૃશ્ય હોય તેમ મંદીરમાં જતા નહિ. આઘેથી મંદીરના શિખર ઉપરના ચક્રનાં દર્શન કરીને સંતોષ માનતા. રખેને કોઇ વૈષ્ણવને અડી જવાશે એ ભયથી સનાતન સૌથી આઘાને આઘા જ રહેતા. અધુરામાં પૂરૂં તેમને જંગલનાં પાણી લાગવાથી આખે શરીરે ખસ ફુટી નીકળી હતી. સનાતને મહાપ્રભુને પ્રણામ કર્યા પણ તેમણે તો તેમને ઉંચકીને આલિંગન દીધું અને તેમ કરતાં તેમની ખસની રસી મહાપ્રભુના શરીરને લાગી. સનાતનને તો એમ જ થયું કે આ ધર્મસંકટમાંથી કેમ છૂટાય? તેમણે એવો પણ નિશ્ચય કરી નાખ્યો કે રથયાત્રા વખતે રથની નીચે કચરાઇ જઇને પોતાના ભ્રષ્ટ થએલા શરીરનો નાશ કરવો.

મહાપ્રભુએ આ વિચાર જાણ્યો. તેથી એક દિવસ પૂછયું, "સનાતન ! તમારૂં શરીર તમે મને સોંપી દીધું છે; એટલે હવે તે મારૂં છે. પારકી વસ્તુનો નાશ કરવાનો તમને શો અધિકાર છે? મારે તો તમારા શરીરનું ઘણું કામ છે. જે કામ હું પોતે નથી કરી શકતો તે મારે તમારા હાથે કરાવવાં છે. તમારે હાથે વૈષ્ણવોના આચારને લગતી સ્મૃતિ રચાવવી છે, ભક્તિ તત્ત્વનો પ્રચાર કરાવવો છે, અને વૃન્દાવનનો પુનરુદ્ધાર કરાવવો છે. તમારા ખસવાળા શરીરને ભેટતાં મને તો આનંદ થાય છે. બાળકની લાળ અડે તો તેથી તેની માતાને સૂગ આવે છે કે તે તેને પ્રિય લાગે છે?" એમ કહીને ના ના કહેતા સનાતનને મહાપ્રભુ ફરીથી ભેટી પડયા. તેમને પણ પોતાની પાસે એકાદ વર્ષ રાખીને પૂરેપૂરા તૈયાર કર્યા પછી મહાપ્રભુએ તેમને વૃન્દાવન તરફ વળાવ્યા અને છૂટા પડતી વેળા કહ્યું કે "સનાતન! મારા કૌપીન કંથાવાળા કંગાલ વૈષ્ણવો વૃન્દાવન આવે તેમની સંભાળ લેજો."

ત્રીજા ગોસ્વામી રઘુનાથ ભટ્ટ. કાશીમાં તપનમિશ્રને ઘેર પોતાનો મુકામ હતો તે વખતે મહાપ્રભુએ તેના પુત્રરત્નની પરીક્ષા કરી લીધી અને તે પોતાના કામમાં ઘણો ઉપયોગી નીવડશે એમ જાણીને તેને ભાગવતનો સારો અભ્યાસ કરવાની અને અવિવાહિત રહેવાની સૂચના આપી. કાશીથી પુરી જતી વેળા તેને આદેશ કર્યો કે માતા પિતા જીવે ત્યાં સુધી તેમની સેવા કરજે અને ત્યાર પછી થોડો વખત પુરી રહીને પછી વૃન્દાવન રહેવા જજે. આ ભાગ્યવંત યુવક તે રઘુનાથ ભટ્ટ ગોસ્વામી. મહાપ્રભુના આદેશ પ્રમાણે તેમણે ભાગવતનો એવો સરસ અભ્યાસ કર્યો કે તેમનું ભાગવતનું પ્રવચન વૃન્દાવનનું એક મ્હોટું આકર્ષણ થઈ પડયું. તે ઉપરાંત તેમનો કંઠ એવો મધુર હતો અને સંગીત શાસ્ત્રમાં તે એવા વિશારદ હતા કે એક એક શ્લોકને જૂદા જૂદા રાગોમાં ગાઇને તે પોતાના પ્રવચનમાં અલૌકિક માધુર્યની હેલી મચાવી મૂકતા. માતા પિતાના સ્વર્ગવાસ પછી રઘુનાથ ભટ્ટે થોડો સમય મહાપ્રભુની સોબતમાં ગાળ્યો અને પછી તે પણ વૃન્દાવન જઇને પોતાના કામ પર ચડી ગયા. જતી વેળા મહાપ્રભુએ તેમને પ્રસાદીની તુલસીમાળા અને પાનનું બીડું આપ્યાં જે તેમણે જીવન પર્યંત સાચવ્યાં અને મરણ વખતે ગળે બાંધી રાખ્યાં.

રૂપ અને સનાતનને કાંઇ સંતાન ન હતાં પણ તેમના ત્રીજા ભાઇ અનુપમને એક પુત્ર હતો. તે ચોથા ગોસ્વામી જીવ. ભર જુવાનીમાં જ તેમના હૃદયમાં વૈરાગ્યનો ઉદય થયો. સંસારના સુખોપભોગના કરતાં તેમને કાકાઓનો રસ્તો વધારે ગમ્યો. એવામાં તેમને નિત્યાનંદનો મેળાપ થઇ ગયો. જે કાંઈ બાકી હતું તે તેમણે પૂરૂં કર્યું. એટલે જીવે સંસાર છોડ્યો. પહેલાં તો કાશી ગયા. ત્યાં જઇને વેદ વેદાંગનો સારો અભ્યાસ કર્યો અને પછી વૃન્દાવન ગયા. રૂપ અને સનાતનના સ્વર્ગવાસ પછી વૈષ્ણવ સમાજનું નેતૃપદ જીવે

ઘણાં વર્ષ સુધી સાચવ્યું. બુદ્ધિમાં અને શાસ્ત્રાલોચનામાં તે તેમના કાકાઓથી પણ ચડી જાય. ચૈતન્ય સંપ્રદાયના દાર્શનિક સાહિત્યની રચનામાં સૌથી વધારે હિસ્સો જીવ ગોસ્વામીનો છે. તેમણે ઘણું લાંબું આયુષ્ય ભોગવ્યું હતું અને જહાંગિરના સમય સુધી હતા. જહાંગિર પોતાના આત્મવૃત્તાંતમાં તેમને યાદ કરે છે.

માણસોની પરીક્ષા કરવામાં મહાપ્રભુ ઘણા ચતુર હતા. દક્ષિણના પ્રવાસ વખતે તેમણે શ્રીરંગમ્‌માંથી ગોપાલભટ્ટને શોધી કહાડયા. તેમને પણ તૈયાર કરવાના હેતુથી થોડો વખત પોતાની સાથે રાખ્યા, અને આશીર્વાદ આપીને વૃન્દાવન મોકલ્યા. તેમની પાસે એક શાલિગ્રામ શિલા હતી. તેમાંથી ગોપાલ ભટ્ટની ભક્તિના પ્રતાપે રાધારમણનું સ્વરૂપ પ્રકટ થયું એમ સર્વાનુમતે કહેવાય છે. મહાપ્રભુએ પોતાની માનવલીલા સંકેલી લીધી તે પહેલાં પોતાનું કૌપીન અને આસન ગોપાલ ભટ્ટને આપવા માટે મોકલાવ્યાં.

હવે રહ્યા રઘુનાથ દાસ ગોસ્વામી અથવા જે "દાસ ગોસાંઇ"-ના નામથી વિશેષ પ્રસિદ્ધ છે તે. બંગાળાના સપ્તગ્રામના ધનાઢ્ય કાયસ્થ જમીનદારના તે એકના એક પુત્ર. સંસારના મોજશોખનાં કરતાં રઘુનાથને વૈષ્ણવોનો સમાગમ વધારે ગમતો, અને ઘણી કૂમળી વયમાંથી જ તેનો આત્મા સંસારના પિંજરમાંથી ઉડી જવાને પાંખો ફફડાવવા લાગ્યો. તેને સંસારમાં બાંધી રાખવાની આશાથી પિતાએ તેને એક રૂપવતી કન્યા સાથે પરણાવ્યો. પણ રઘુનાથનું મન તો સંસારમાંથી ખસી ચૂકયું જ હતું. તે માત્ર સંસાર છોડવાને યોગ્ય અવસરની જ રાહ જોતા હતા. સંન્યાસ લીધા પછી મહાપ્રભુ શાંતિપુર રહ્યા હતા તે દરમ્યાન રઘુનાથ દાસ તેમની પાસે આવ્યા અને મુક્તિની પ્રાર્થના કરી. પણ તેમણે તો તેમને ઉપદેશ આપીને ઘેર મોકલ્યા. ત્યાર પછી તો તેમના પિતાએ તેમના ઉપર સખત ચોકી પહેરો રાખ્યો. તોપણ રઘુનાથે બે ત્રણ વાર નાસી જવાનો

પ્રયત્ન કર્યો પણ ફાવ્યા નહિ. એકવાર નિત્યાનંદ ફરતા ફરતા પાણિહાટી આવ્યા. તેમનાં દર્શન કરવાની રઘુનાથે પિતા પાસેથી રજા મેળવી. નિત્યાનંદના કહેવાથી રઘુનાથે ભારે ખર્ચ કરીને પાણિહાટીમાં મહોત્સવ કર્યો. અવધૂત નિત્યાનંદે કહ્યું, "ચોર! આજ સુધી તું નાસતો ફરતો હતો. હવે પકડાયો છે." આ મર્માળાં વચનમાં તેમણે રઘુનાથને સંસારત્યાગ કરવાનો આદેશ અને આશીર્વાદ આપ્યો.

થોડા જ દિવસમાં રઘુનાથે ઘર છોડયું તે છોડયું જ. ત્રીસ દિવસનો પુરીનો રસ્તો તેમણે ચૌદ દિવસમાં કાપ્યો. તે દરમ્યાન તેમને માત્ર ત્રણ જ વાર ખાવાનું મળ્યું હતું. લેવાઇ ગએલે ચહેરે રઘુનાથે મહાપ્રભુને પ્રણામ કર્યા. માતા પોતાના બાળકને છાતી સરસું દબાવે તેમ તેમણે "રઘુ" ને છાતી સરસો દબાવ્યો અને તેને સ્વરૂપના હાથમાં સોંપ્યો. સ્વરૂપની પાસેથી રઘુનાથ ભજનક્રિયા શીખ્યા.

છ ગોસ્વામીઓમાંથી મહાપ્રભુની પાસે સૌથી વધારે વખત રહેનાર દાસ ગોસ્વામી હતા. તેમના જીવનના શેષભાગની દિનચર્યા રઘુનાથે જાતે દીઠેલી અને તેમણે તે સંબંધી રચેલાં કાવ્યો ઇતિહાસની દૃષ્ટિએ ઘણાં મૂલ્યવાન છે. તેમની પ્રેમવિહ્વલ દશાનું અને તેમના દિવ્યોન્માદનું તાદૃશ શબ્દચિત્ર એ દાસ ગોસ્વામીની બક્ષિસ છે. તે ઉપરાંત મહાપ્રભુનાં જીવનચરિત્રોમાં સૌથી વધારે આધારભૂત ગ્રંથ "ચૈતન્યચરિતામૃત" ના કર્તાને તેમણે પોતાના જાતિ અનુભવોની વાતો પૂરી પાડી એ પણ તેમની એક મ્હોટામાં મ્હોટી સેવા છે. રઘુનાથ દાસ પાસેથી એ સામગ્રી ન મળી હોત તો મહાપ્રભુના જીવનના સૌથી અગત્યના કાલનો ઇતિહાસ અધૂરો રહેત.

રઘુનાથની વિરાગ દશા દિવસે દિવસે ઉગ્ર બનતી ગઈ. પહેલાં તો મહાપ્રભુના પાત્રમાંથી વધેલો પ્રસાદ ખાતા. ત્યાર પછી તેમણે

અન્નસત્રોમાંથી ભિક્ષા મેળવવા માંડી. પછી કોઇની પાસે કાંઇ ન માગતાં કોઇ વણમાગ્યે આપે તેટલા ઉપર જ નિર્વાહ કરવાનો નિયમ લીધો. તેમના પિતાને ખબર પડી એટલે એક નોકરની સાથે સોના-મોહોરની એક કોથળી મોકલાવી. પણ રઘુનાથને તે ન ખપી. ત્યાર પછી તો કોઇએ નહિ કરેલું અને નહિ કલ્પેલું કામ રઘુનાથે કર્યું. વણમાગ્યે મળતી ભિક્ષા લેવાનું પણ છોડી દીધું. જગન્નાથ મંદિરની પાસે આનંદ બજારમાં પ્રસાદની દુકાનો છે. તે જમાનામાં પણ હતી. બે ત્રણ દિવસનો બગડી ગએલો ભાત દુકાનદારો ફેંકી દે તે રઘુનાથ વીણી લાવે. તેમાંથી થોડાક સારા સારા દાણા કહાડી લે અને તે ધોઇને ખાય. મહાપ્રભુથી આમાંનું કાંઇ અજાણ્યું ન હતું. તે કશું બોલતા નહિ; પણ "રઘુ"ની અદ્ભૂત વૈરાગ્યવૃત્તિ અને ભજનનિષ્ઠા જોઇને તેમને ભારે સંતોષ થતો. એક વાર તેમને "રઘુ"ની ભોજનક્રિયા જાતે જોવાનું મન થયું. તેથી સ્વરૂપને તેડીને રઘુનાથની રહેવાની જગ્યાએ ગયા. રઘુનાથ ઉપર કહ્યો તેવો ભાત ખાયા કરે. મહાપ્રભુએ પાછળથી આવી તેમાંથી એક કોળીઓ ભરીને ખાધો અને કહ્યું, "આવી સ્વાદિષ્ટ વસ્તુ તું એકલો એકલો ખાય છે? મારો પણ ભાગ હોવો જ જોઇએ ને?" બીજો કોળીઓ લેવા જતા હતા પણ સ્વરૂપે હાથ પકડી રાખ્યો.

આ રીતે રઘુનાથદાસ મહાપ્રભુની સોબતમાં ચૌદ પંદર વર્ષ રહ્યા હશે. પછી તેમને પણ વૃન્દાવન જવાની આજ્ઞા થઈ. ×આશીર્વાદ ઉપરાંત મહાપ્રભુએ તેમને પોતાના ગળાની ગુંજામાલા અને ગોવર્દ્ધનશિલા આપી. વૃન્દાવનમાં તેમણે રાધા કુંડની નજીકમાં નિવાસ કર્યો. દિવસમાં છપ્પન ઘડી તો તે ભજનમાં જ વ્યતીત કરતા અને બાકીની ચાર ઘડી જેટલી નિદ્રા લે તો તેમાંએ રાધાકૃષ્ણનાં

× उरोगुंजाहारं प्रियमपिच गोवर्द्धनशिलाम्
ददौ मे गौरांगो हृदय उदयन् मां मदयति.

રઘુનાથદાસ કૃત સ્તવાવલિ.

અથવા મહાપ્રભુનાં સ્વપ્ન તો ખરાં જ. મહાપ્રભુએ માનવલીલા સંકેલી લીધાના દુઃખદ સમાચાર વૃન્દાવન પહોંચ્યા ત્યારે રઘુનાથ પ્રાણત્યાગ કરવા જતા હતા. પણ સનાતને વારી રાખ્યા. પછી રૂપ, સનાતન, અને બીજા જૂના સાથીઓ ચાલ્યા ગયા અને દાસ ગોસાંઇ એકલા પડયા. તેમણે અન્ન ખાવાનું પણ છોડી દીધું. માત્ર એકાદ પ્યાલો છાશ પીને દેહને નિભાવતા. ઘડપણમાં શરીરે અપંગ થઈ ગયા, આંખ ગઇ, કાન ગયા. આવી દયામણી શારીરિક અવસ્થામાં પણ જાણે કોઈ અલૌકિક વસ્તુનું પોતે દર્શન કરતા હોય તેમ વારે ઘડીએ તેમનો ચહેરો ચળકી ઉઠતો. ચાલવાની શકિત ન રહી ત્યારે પણ હાડપિંજર જેવા થઇ ગએલા દાસ ગોસ્વામી રાધાકુંડની નજીકમાં કોઇ ઠેકાણે પડી રહેલા જોવામાં આવતા. કેડે એક લંગોટી, પેટમાં અને આંખોમાં ખાડા, છતા નિરંતર રાધા કૃષ્ણની લીલાનું સ્મરણ અને જીભમાં હાલવાની શકિત રહી ત્યાં સુધી તેમનાં મધુર નામનું રટણ !

મહાપ્રભુએ પ્રબોધેલા પ્રેમભકિતના ધર્મમાં શૃંગારરસ એ જ ભજનનું મુખ્ય સાધન છે. પણ એ શૃંગારરસયુકત ભજન કરીને તેને લગતી ભજનક્રિયા બીજાને શીખવવા માટે તેમણે એવા ઉગ્ર વૈરાગ્યવાન સંતોને પસંદ કર્યા કે તેમને જોતાં જ અથવા તેમનું સ્મરણ કરતાં જ પ્રતીતિ થઇ જાય કે આ શૃંગારમાં ઇન્દ્રિયોનાં ખેલન નથી. એ શૃંગારરસના જેવો દેખાય છે પણ તે આ જગતનો પદાર્થ નથી. દાસ ગોસ્વામી જેવો સો વર્ષની વયનો જર્જરિત થઇ ગએલા શરીરવાળો સાધુ, જેને આહાર અને નિદ્રાનું ભાન રહ્યું નથી, કેડ ઉપરની લંગોટી એજ જેની મિલ્કત છે, એ જ માણસ જ્યારે રાધા-કૃષ્ણની પ્રેમલીલાનાં કાવ્યો આવી અવસ્થામાં રચે, ગાય અને તેમાં જ રચ્યો પચ્યો રહે ત્યારે વિચારશીલ મનુષ્ય એટલું તો જરૂર વિચાર કરતો થઇ જાય કે તેમાં શૃંગારરસના અસ્તરની નીચે બીજું કાંઇક હોવું જોઇએ.

પોતે પ્રવર્તાવેલા ધર્મના પ્રચાર કાર્યમાં અને તેના નિત્યના પાલનમાં પ્રેરણા અને બળ વૃન્દાવનમાંથી જ સદાએ મળતાં રહેવાં જોઇએ એવી મહાપ્રભુની ધારણા હતી. પુરીનું કેન્દ્ર કાયમનું કેન્દ્ર થઇ શકે નહિ એ તેમને ખબર હતી. વૃન્દાવનની સાથે કૃષ્ણનો આખો ઇતિહાસ સંધાએલો છે તેથી કૃષ્ણભકિતના પ્રચારનું મૂળ કેન્દ્ર વૃન્દાવન જ હોઇ શકે એ વાત ઇતિહાસ અને જનસ્વભાવથી અતિ પરિચિત મહાપ્રભુના લક્ષ બહાર ન હતી. તેથી જ તેમણે વૃન્દાવનને પોતાનો એક દુર્ગ બનાવ્યો અને તેની રક્ષા કરવા માટે ઉપર કહ્યા તેવા છ જબરદસ્ત સેનાપતિઓની નિમણુક કરી.

રાધાકુંડ, ગોવિન્દકુંડ, માનસ્ સરોવર, ચીરઘાટ, દાણઘાટ, બંશીબટ, રાસસ્થલી, નંદગામ, બરસાના વગેરે તીર્થો જેમનાં ચોક્કસ સ્થાનો લોકો ભૂલી ગયા હતા અને કેટલાંકનાં તો નામોનિશાન રહ્યાં ન હતાં તે બધાંને શોધીને પ્રકાશમાં લાવવાનું કામ આ ગોસ્વામીઓએ સફળ કર્યું. કૃષ્ણની પ્રાચીન મૂર્તિઓને જમીનમાં અથવા ઝાડીમાં તેમના સેવકોએ છૂપાવી રાખી હતી. જોનારના ઉપર ભવ્યતાની છાપ પાડે એવાં રાજમહેલ જેવાં મંદિરો બંધાવીને ત્યાં તે મૂર્તિઓની પ્રાણપ્રતિષ્ઠા કરવાનું તેથી એ અઘરૂં કામ આ નિર્ધન, અને કેવળ રોટલાના કટકાની માધુકરી કરી નિર્વાહ કરનારા ગોસ્વામીઓએ પૂર્ણ કર્યું. ગોવિંદજીનું વિશાળ મંદિર જેના અવશિષ્ટ રહેલા ત્રણ માળ પણ આજે એક ગઢનું સ્મરણ કરાવે છે તે રૂપ ગોસ્વામીના આદેશથી જયપુરના રાજા માનસિંહે બંધાવી આપ્યું. મદનમોહનજીનું મંદિર મથુરાના એક ધનાઢ્ય શાહુકારે બનાવ્યું. આ પ્રમાણે થોડાજ વખતમાં ગોવિન્દજી, મદનમોહનજી, રાધારમણ, ગોપીનાથ, રાધાદામોદર, શ્યામસુંદર વગેરે ગૌડીય વૈષ્ણવોનાં મંદિરો

ઊભાં થયાં. આ ગોસ્વામીઓનાં કાર્યની નોંધ લેતાં* ગ્રાઉસ નામનો અંગ્રેજ લેખક લખે છે કે, "વૃન્દાવનના પુનરુદ્ધારમાં ગૌડીય ગૌસ્વામીઓનો ભારેમાં ભારે હિસ્સો છે." સમ્રાટ્ અકબર તેમને મળવા માટે કોઇ કોઇવાર વૃન્દાવન જતો આ ગોસ્વામીઓથી તે એટલો મુગ્ધ થયો હતો કે તેણે વૃન્દાવનને "ફકિરાબાદ" નામ આપ્યું અને આખા વ્રજની સીમામાં કોઈએ પણ શિકાર અથવા હિંસા ન કરવાં એવું ફરમાન પ્રકટ કર્યું, જેનો અકબરની મોહોર છાપ સાથેનો દસ્તાવેજ હજી મોજૂદ છે.

મંદિરોની રચનાના નકશાથી માંડીને તેને લગતી બધી જ વ્યવસ્થા આ ગોસ્વામીઓ જાતે કરતા. પોતાનું નિત્યનું ભજન કરવાનો વખત મેળવતા. માધુકરી કરવા જતા. દેશ દેશથી જૂદા જૂદા મતાવલંબી પંડિતો મળવા આવે તેમનું સમાધાન કરવાનો પણ સમય કહાડતા. આ બધું કરતાં રહીને પણ આ વિદ્વાન વૈરાગીઓએ આખી જિંદગી સુધી સરસ્વતીની ઉપાસના કરી અને તેને ભક્તિદેવીની સહચરી બનાવી. તેઓ જે સાહિત્યનો ભંડાર પોતાની પાછળ મૂકતા ગયા છે તેની વિવિધતા અને વિપુલતા આજે પણ આપણને આશ્ચર્યચકિત કરે છે. "તેમનામાં ભકિતની સાથે સૂક્ષ્મમાં સૂક્ષ્મ અને ગહનમાં ગહન પાંડિત્યનો મેળ થયો હતો." * તેમણે સાહિત્યનો એક પણ વિષય છોડયો નથી. કાવ્યો, નાટકો, પ્રહસન, ચંપુ, સ્તોત્રો, અલંકારશાસ્ત્ર, રસશાસ્ત્ર, દાર્શનિક નિબંધો, ભાગવતના ઉપર ત્રણ ત્રણ ટીકાઓ, પ્રસ્થાનત્રયી ઉપર ભાષ્યો વગેરે સાહિત્યના એકે એક અંગ ઉપર પોતાના હાથ અજમાવ્યા અને સંસ્કૃત વ્યાકરણને પણ છોડયું નહિ.

* Growse, Mathura

* Kennedy's Chaitanya Movement, P. 135.

ખુબીની વાત તો એ છે કે તેમણે તે બધાંમાં,—વ્યાકરણમાં સુદ્ધાં—ભક્તિ ઉપર જ અચળ લક્ષ રાખ્યું. *

મહાપ્રભુ પોતે તેમની કલમની પ્રસાદી આપણે સારૂ આપતા ગયા નથી. એમના "શિક્ષાષ્ટક"માંના પાંચ શ્લોક અને "જગન્નાથ સ્તોત્ર" એ ઉપરાંત તેમની એક પણ કૃતિ આપણે જાણતા નથી.× પણ તેમની કૃપા પામેલા રૂપ અને સનાતને તે ખોટ જણાવા દીધી નહિ. ચૈતન્ય સંપ્રદાયનો દાર્શનિક મત જે અચિંત્ય ભેદાભેદવાદ કહેવાય છે તે સિદ્ધ કરવાનું કામ જીવ ગોસ્વામીએ ઉપાડી લીધું. ભાગવત એજ વ્યાસસૂત્રનું સારામાં સારૂં ભાષ્ય છે અને તેથી નવીન ભાષ્યની જરૂર જ શી છે એવી આ સંપ્રદાયના નેતાઓની દૃઢ માન્યતા હોવાથી ઘણા વખત સુધી કોઇએ પ્રસ્થાનત્રયી ઉપર પોતાના સંપ્રદાયના દાર્શનિક દૃષ્ટિબિન્દુથી ભાષ્ય લખ્યું નહિ. પણ એકવાર વાદનો પ્રસંગ જયપુરમાં ઉભો થયો. તે વખતે છ ગોસ્વામીઓમાંથી કોઈ હયાત ન હતા તેથી વિશ્વનાથ ચક્રવર્તીના શિષ્ય બલદેવ વિદ્યાભૂષણે એ કામ માથે લીધું અને ગોવિન્દજીની પ્રેરણાથી લખાયું માટે ગોવિન્દ ભાષ્ય કહેવાયું.÷

---

* ગોસ્વામીઓએ રચેલું તથા તેમની આસપાસના સમયમાં રચાએલું સાંપ્રદાયિક સાહિત્યઃ-

હરિભક્તિ વિલાસ, બૃહદ્ ભાગવતામૃત, ભક્તિરસામૃતસિન્ધુ, ઉજ્જવલનીલમણિ, માધુર્યકાદંબિની, લલિત માધવ, વિદગ્ધ માધવ, દાનકેલિ કૌમુદી, ગોપાલ ચંપુ, ગોવિન્દલીલામૃત, ષટ્સંદર્ભ, તોષણી, ક્રમસંદર્ભ, શ્રી કૃષ્ણ ભાવનામૃત, ચૈતન્યચંદ્રામૃતમ્, ચૈતન્યચરિતામૃત (બંગાળી), ચૈતન્ય ભાગવત (બંગાળી), વિલાપ કુસુમાંજલિ, સ્તવમાલા, સ્તવકલ્પવૃક્ષ, ગોવિન્દ ભાષ્ય, વૃન્દાવન શતક અને હરિનામામૃત વ્યાકરણ વિગેરે.

× બીજો, ત્રીજો, ચોથો, છઠ્ઠો અને સાતમો. જુઓ પ્રકરણ ૩૨મું.

÷ એનું અંગ્રેજી ભાષાંતર અલ્લાહાબાદની "પાણિની ઓફિસ" તરફથી થયું છે.

હવે મહાપ્રભુના પ્રચાર કાર્યની નોંધ કરીને આ પ્રકરણ સમાપ્ત કરીએ. આ કામની સરદારી તેમણે નિત્યાનંદને સોંપી હતી. જેમનું હૃદય પ્રેમથી ભરપૂર હતું, પાપીઓ પ્રત્યે જેમને અથાગ દયા હતી તેમને તો આ કામમાં ઘણામાં ઘણો રસ પડે. પોતાના બાર શિષ્યોને લઇને નિત્યાનંદે પાણિહાટી આગળ પોતાની ધ્વજા ફરકાવી. ત્યાંથી આખી ટોળી કીર્ત્તન કરતી કરતી ગંગાને બેઉ કિનારે આવેલાં ગામોમાં ફરીવળી. નિત્યાનંદની પ્રચારપદ્ધતિ તદ્દન જૂદાજ પ્રકારની હતી. પ્રેમથી મતબાલા બનેલા તે મહા અવધૂતને બાહ્ય જગત્‌નું ભાન બહુ ઓછું હતું. તેમના સાથીઓ પણ સરદારના જેવાજ હતા.

તેઓ એકાદ ગામમાં જતા અને નામસંકીર્ત્તન કરતા કરતા નૃત્ય કરવા મંડી જતા. સાંભળનારના હૃદયમાં આરપાર નીકળી જાય એવાં વચનો નિત્યાનંદ પોતાના કીર્ત્તનોમાં ઉતારતા. તે ગાતા, " અરે ! તમે જાણો છો કે નહિ ? તમને તારવા તમારે ઘરને બારણે સાક્ષાત્ કૃષ્ણ ગૌરાંગરૂપે આવેલા છે અને તેમણે જ મને મોકલ્યો છે. ગૌર હરિ બોલો ! અરે ! એકવાર તો બોલો ! હું તમારો ગુલામ થઇ જાઉં. તમારાં પાપ, દુઃખ, બધુંએ હું મારે માથે લઇ લઉં ! " આ શબ્દોમાં હૃદયની તીવ્ર વેદના હતી. તે શબ્દો જ ન હોતા પણ નિત્યાનંદના પ્રજ્જવલિત થએલા આત્માનાં તમોવિનાશક કિરણ હતાં. તેમનાં દયા અને પ્રેમના પ્રબળ તરંગો હતા. ઘણા તો આટલું સાંભળતાં જ હરિનામનો ઉચ્ચાર કરતા. પણ બીજા કેટલાક વધારે કઠિન હૃદયના એ હોય. નિત્યાનંદ તેમના પગ આગળ આળોટી પડતા. આંખમાંથી નેવધાર આંસુ ચાલ્યાં જાય અને તેવા લોકોના પગ પકડી પકડીને નિત્યાનંદ તેમના કાલાવાલા કરે. આખરે પત્થર જેવાં દિલ પણ દ્રવી જતાં. તેઓ નામ લેતા અને તે જ ઘડીએ તેમનો જીવનપલટો થતો; તે જ ઘડીએ સંસારનાં બંધનોમાંથી તેમને મુક્તિ મળતી; અને તે જ ઘડીએ અપ્રાકૃત સુખ ચાખવાનો તેમને અધિકાર પ્રાપ્ત થતો.

મરણ પછી તમે કૃષ્ણના સાંનિધ્યમાં જશો એવા લાંબા વાયદા નિત્યાનંદને કરવા ન હતા. અહિં તો એક ઘા ને બે કટકાની નીતિ હતી. ગોરાંગનું નામ લો અને આ જ ઘડીએ તમારો ઉદ્ધાર થયો જ જાણજો એવો તેમનો કરાર હતો; અને થતું પણ તેમ જ. મહાપ્રભુનું નામ લેનારાઓનાં હૃદય પ્રેમથી ભરપૂર બની જતાં. તેમનાં જીવન પવિત્ર અને મધુર બની જતાં. તેમનાં નેત્રોમાંથી, તેમનાં શરીરનાં રોમેરોમમાંથી પ્રેમના ફુવારા ફૂટતા. તે એટલે સુધી કે તેમના સંસર્ગમાં આવનારાઓ પણ તરી જતા. આવી પ્રેમની લ્હાણી કરતા કરતા નિત્યાનંદ બંગ દેશને ખુણે ખુણે ઘૂમી વળ્યા. તેમના સપાટામાંથી કોઇ બચતો નહિ. નીચ, ચાંડાલ, પતિત, અસ્પૃસ્ય સૌને તાર્યા. તેમના કાર્યના સંબંધમાં પ્રો૦ જદુનાથ સરકાર લખે છે કે "સંત પૉલે જેટલો ક્રાઇસ્ટના ધર્મનો પ્રચાર કર્યો તે કરતાં નિત્યાનંદે ચૈતન્યના ધર્મનો વધારે કર્યો છે."*

નિત્યાનંદને મહાપ્રભુએ ઘણી મ્હોટી વયે અને આવી અવધૂત અવસ્થામાં લગ્ન કરવાનો આદેશ કર્યો. તેમને મરવા જેવું લાગ્યું પણ આજ્ઞા માથે ચઢાવીને પરણ્યા. તેમનો પુત્ર વીરભદ્ર પિતાના જેવો જ નીકળ્યો. તેની વિદુષી માતા જાહ્નવી દેવીએ પણ પ્રચાર કાર્યને ખૂબ વેગ આપ્યો.

ખેતરીના રાજપુત્ર નરોત્તમ દાસ બાળવયમાં સાધુ થઇને વૃન્દાવન ગયા. એક પણ શિષ્ય નહિ કરવાનો ટેક લઇ બેઠેલા લોકનાથ ગોસ્વામીનું મન પણ તેમની ભક્તિવડે પલળ્યું. જીવ ગોસ્વામી પાસે તેમણે શાસ્ત્રગ્રંથોનું અધ્યયન કર્યું. શ્યામાનંદ અને શ્રીનિવાસ તેમના મિત્રો અને સહપાઠી હતા. આ ત્રિપુટી જીવ અને લોકનાથનો તથા વૃન્દાવનના બીજા સંતોનો આશીર્વાદ લઇને વૈષ્ણવ ધર્મનો પ્રચાર કરવા નીકળી પડી. નરોત્તમ દાસે આખા

* Chaitanya by Prof. Jadunath Sarkar.

આસામને અને શ્યામાનંદે લગભગ બધા ઓરિસ્સાને મહાપ્રભુના છત્ર નીચે આણી દીધાં. શ્રીનિવાસે વિષ્ણુપુરના રાજા વીરહાન્વીરને વૈષ્ણવ બનાવ્યો એટલે તેનું આખું રાજ્ય વૈષ્ણવ થઈ ગયું. સોળમી અને સત્તરમી શતાબ્દિમાં પ્રચારકાર્ય એટલું વેગભેર ચાલ્યું કે હિન્દુસ્તાનના બધા પ્રાન્તોમાં ચૈતન્ય સંપ્રદાયનાં કેન્દ્રો અસ્તિત્વમાં આવી ગયાં. ત્યાર પછીની બે શતાબ્દિઓમાં ભારે મન્દી આવી હતી. છેલ્લાં પચાશ વર્ષમાં પાછી ચેતના આવવા લાગી છે. તેમાં સ્વ૦ શિશિર કુમાર ઘોષે પુસ્તકો દ્વારા અને સ્વ૦ બાબા પ્રેમાનંદ ભારતીએ વ્યાખ્યાનો અને લેખો દ્વારા ઘણામાં ઘણો હિસ્સો આપ્યો છે.

---

## પ્રકરણ ૩૧ મું.

## મહાપ્રભુ પાછા પુરીમાં.

રાગ—સુહઇ

દેખિ ગોરા નીલાચલ નાથ
 નિજ પારિષદગણ સાથ,
બિભોર હોઇલા ગોપીભાવે
 કહે પહું કરિયા આક્ષેપે.
આમિ તોમા ના દેખિલે મરિ;
 ઉલટિ ના ચાહો તુમિ ફિરિ. *

નરહરિ સરકાર

---

* ગૌરાંગ પોતાના ભક્તોની સાથે જગન્નાથનું દર્શન કરતાં ગોપીભાવમાં ચકચૂર થઈ જાય છે અને તેમને મીઠાં મ્હેણાં મારે છે. તે કહે છે: "હું તમારા દર્શન વિના મરવા પડું છું અને તમે તો મારા સામે નજર પણ નથી કરતા."

મહાપ્રભુએ તેમના જીવનનાં બાકીનાં અઢાર વર્ષ પુરીમાં જ ગાળ્યાં. એ લાંબી મુદ્દત દરમ્યાન તેમનું જીવન એકધારૂં જ હતું. રથયાત્રાને પ્રસંગે બંગાળાના ભક્તો દર વર્ષે પુરી આવતા અને ઘણા ખરા ચોમાસું ત્યાં જ ગાળતા. તેમની સાથે દિવસે કૃષ્ણકથામાં અને રાત્રે કીર્ત્તનમાં તેટલા મહિના તો જતા. તેઓ સ્વદેશ જતા ત્યારે સ્વરૂપ, રામાનંદ, સાર્વભૌમ અને હરિદાસ વગેરે તો ખરા જ. વખતો વખત બીજા પ્રાંતોના પંડિતો અને ધર્મપ્રચારકો તેમને મળવા આવતા. તેમની સાથે કૃષ્ણકથા થતી. બાકીનો બીજો બધો વખત મહાપ્રભુ કૃષ્ણપ્રેમમાં ડૂબ્યાને ડૂબ્યા જ રહેતા.

તે રોજ વહેલા ઉઠીને મંદિરમાં મંગલ આરતિનાં દર્શન કરવા જતા. તેમનો સદાનો સેવક ગોવિંદ તેમની પાછળ પાછળ ખરો જ. મંદિરની છેક અંદરના ભાગમાં તે કદી જતા નહિ પણ બહારના નાટમંદિરમાં ગરુડસ્તંભ છે ત્યાં રહીને દર્શન કરતા. ગરુડસ્તંભને અઢીંગીને ઉભા ઉભા કલાકના કલાક સુધી એકી ટશે જગન્નાથની પ્રતિમાની સામે જોયા જ કરતા. આ વખતે તેમના હૃદયમાં કેવા કેવા પ્રકારના ભાવના તરંગ ઉછળતા હશે તેની કલ્પના કરવી મુશ્કેલ છે. તેનું શબ્દ દ્વારા વર્ણન કરવાનું કામ તેથી એ વધારે મુશ્કેલ છે. પણ તે દર્શન કરતા ત્યારે તેમને રોમાંચ થતો, નેત્રમાંથી અશ્રુની ધારા વહી જતી. ઘણીવાર એ અશ્રુના પ્રવાહથી ગરુડસ્તંભ પાસેનો એક ખાડો ભરાઇ જતો; અને છતાં તે પ્રતિમાની સામેથી નજર પણ ખસેડતા નહિ. એક વાર તેમનો ભાવાવેશ એટલો પ્રગાઢ થઈ ગયો કે તેમના સ્પર્શથી પગ તળેનો પત્થર નરમ થયો અને તેમના પગની છાપ તેના ઉપર પડી ગઇ. વળી ગરુડસ્તંભના જે ભાગને એમનો હાથ અડયો હતો ત્યાં પણ આંગળીઓની નિશાનીઓ રહી ગઇ છે. એમનાં ચરણચિહ્નવાળો તે પત્થર હજી જગન્નાથ મંદિરમાં એમના પવિત્ર સ્મારક તરીકે પૂજાય છે. આવી પ્રેમવિહ્વલ અવસ્થામાં પ્રતિમાની સામે



श्री चैतन्य महाप्रभु.

By the courtesy of Saraswati.　　Lakshmi Art Bombay, 8

તે જોયા કરતા અને કોઈ વિયોગિની સ્ત્રીને તેનો પ્રિયતમ લાંબી મુદ્દતે મળ્યો હોય અને તે જેમ પ્રેમનાં ત્રૂટક ત્રૂટક વચનો પોતાના પતિને કહે તેવું જ કાંઈક મહાપ્રભુ જગન્નાથને કહેતા. એમ કરતાં કરતાં બપોર થવા આવતા. તોપણ મંદિરમાંથી ખસવાનું તેમને મન જ ન થાય. ગોવિંદ અને સ્વરૂપ બેઉ તેમને ખૂબ સમજાવે, વિનવે અને આખરે તેમનો હાથ ઝાલીને બહાર તેડી લાવે ત્યારે જ ત્યાંથી ખસે. તોપણ તે કાંઇ કાંઇ બહાનાં કહાડીને થોડો વખત તો લઇ લે. દયામણે સ્વરે મહાપ્રભુ કહે, " સ્વરૂપ ! એકવાર, એક ક્ષણવાર મારા પ્રિયતમને નીરખવા દે. હજી મેં ધરાઇને દર્શન કર્યાં નથી. "

ત્યાંથી તે સમુદ્રસ્નાન કરવા જતા. સ્નાન કરીને વળતાં હરિદાસને મળવા જતા. થોડો વખત ત્યાં બેસીને પોતાના મુકામ પર આવતા. શાસ્ત્રની મર્યાદાનું પાલન કરાવવાનો અને કરવાનો તેમને ભારે આગ્રહ હતો. તુલસીની પ્રદક્ષિણા કરવા જેવી સામાન્ય ક્રિયાની પણ તે કદી ઉપેક્ષા કરતા ન હતા. તે કર્યા પછી માળા લઇને નામજપ કરવા બેસતા. પણ તેમનાથી નામજપ થાય જ શી રીતે ? એકાદ માળા એ પૂરી ન થાય તે પહેલાં તો તેમની બાહ્યચેતના લુપ્ત થતી અને એક પ્રકારની ગાઢ મૂર્ચ્છા આવી જતી. ખૂબ પ્રયત્ન કરીને સેવકો તેમને પુનઃ શુદ્ધિમાં આણતા. પછી ગોવિંદ તેમને પ્રસાદ પીરસતો. તેમાંથી તે થોડુંક ખાતા. ખાધા પછી જરાક આરામ લેવાને સૂતા; પણ તે જમીનપર અને હાથનું ઓશીકું કરીને જ.

સાંજ પડતી એટલે સ્વરૂપ અને રામાનંદ તેમને તેમનાં પ્રિય પુસ્તકોમાંથી વાંચી સંભળાવતા અને મહાપ્રભુ વાચનમાં આવતી બાબતો ઉપર ચર્ચા કરતા. એ ચર્ચા કરતા ત્યારે પણ તેમનાં રુદન અને મૂર્ચ્છા તો ખરાંજ. ચંડીદાસ અને વિદ્યાપતિનાં પદ, શ્રીમદ્ ભાગવત, ગીતગોવિંદ, રામાનંદનું જગન્નાથ વલ્લભ નાટક, કૃષ્ણ-

કર્ણામૃત અને બ્રહ્મસંહિતા એટલાં તેમનાં પ્રિય પુસ્તકો હતાં. એ સિવાયના બીજા કોઇ પણ પુસ્તકના વાચનથી તેમને સુખ થતું ન હતું.

તેમનું નિયમન ઘણુંજ કડક હતું. પોતે અત્યંત દયાળુ હોવા છતાં નિયમનો ભંગ કરનારને સખત શિક્ષા કરતાં જરાએ અચકાતા નહિ. સાધુએ સ્ત્રીઓની સાથે જરા પણ સંસર્ગ ન રાખવો એવી તેમની આજ્ઞા હતી. સૌએ પોતપોતાના કુટુંબની સાથે નિર્લેપ ભાવે રહીને ભગવાનનું ભજન કરવું એવો તેમનો સામાન્ય ઉપદેશ હતો. કોઇ પણ સંસારી ભકતને સાધુ થઇ જવાની તેમણે કદી સલાહ આપી નથી. પણ જેઓ એકવાર સાધુ થાય તેમને માટે તો બ્રહ્મચર્ય અને અપરિગ્રહનું પાલન જરૂરનુંજ મનાતું. તેમનો બ્રહ્મચર્યનો અર્થ ઘણો વ્યાપક હતો. તેમાં સ્ત્રીની સાથે વાતચીત કરવાનો પણ નિષેધ હતો. સ્ત્રીના ચિત્રો અને મૂર્તિઓ તરફ પણ સાધુએ જોવું નહિ એવી તેમની આજ્ઞા હતી. પ્રેમભક્તિ વડે કૃષ્ણની ઉપાસના કરવામાં શૃંગાર રસ એ મુખ્ય સાધન છે. પણ એ ભયંકર સર્પની સાથે રમત કરવા જેવું કામ છે. સાધકે પૂરેપૂરા જિતેન્દ્રિય તો થવું જ જોઇએ. પણ એટલું જ પૂરતું નથી. તેના સ્વભાવમાં એવું સદંતર પરિવર્તન થઇ જાય કે તે મનુષ્ય મટી જાય, તેણે મરીને નવો અવતાર લીધો હોય એવો થઇ જાય, અને પ્રાકૃત ઇન્દ્રિયોની સૃષ્ટિમાંથી કોઇ ઊંચેની ભૂમિકામાં તેનું માનસ પ્રવેશ કરે ત્યારે જ તેને પ્રેમભક્તિના માર્ગ ઉપર ડગલું મૂકવાનો અધિકાર પ્રાપ્ત થાય. હવે એવું બન્યું કે મહાપ્રભુના સેવકોમાં એક બીજા હરિદાસ હતા. તેમને સૌ ન્હાના હરિદાસ કહેતા. તેમનો કંઠ મીઠો હતો અને ગાવામાં પણ નિપુણ હતા. તેમને મ્હોડેથી મહાપ્રભુ ઘણીવાર ભજન સાંભળતા. એક દિવસ આ હરિદાસે તેમને ભિક્ષાનું નિમંત્રણ કર્યું અને તેમને માટે માધવી દાસીને ઘેરથી થોડાક ઝીણા ચોખા માગી

લાવ્યા. માધવી દાસી તો મહાપ્રભુથી એ ઉમ્મરે ઘણી મ્હોટી. તેનાં વિદ્યા, વૈરાગ્ય, ભજનનિષ્ઠા અને × કાવ્ય શકિતને માટે તે વિદૂષી તરફ સૌ ભક્તિભાવ રાખતા. તેને બીજા ત્રણ ભાઇ હતા. પણ તેઓ જાણે ચાર ભાઇ હોય તેમ લોકો તેમની સાથે વર્તતા. નીતિની આકરામાં આકરી કસોટીએ ચડાવી જોતાં પણ હરિદાસના આ વર્તનમાં કશો દોષ જણાતો નથી. પણ ગમે તેવી ઘરડી અને વિદૂષી હોવા છતાં પણ માધવી દાસી સ્ત્રી જાતિ. તેની સાથે વાતચીત કરી- ને હરિદાસે નિયમનો ભંગ કર્યો. મહાપ્રભુએ ઘેર આવીને ગોવિંદને આજ્ઞા કરી કે ન્હાના હરિદાસને મારી સમક્ષ આવવા દેશો નહિ. મારે તેનું મ્હોં જોવું નથી. સ્વરૂપે અને બીજા ભક્તોએ હરિદાસની ખૂબ વકીલાત કરી પણ મહાપ્રભુએ તેને માફી ન આપી તે ન જ આપી.

એકવાર રથયાત્રાને ટાંકણે વલ્લભ ભટ્ટ પુરી આવ્યા. પ્રયાગ- માં તે થોડાંક વર્ષની વાત પર મહાપ્રભુને મળ્યા હતા. વલ્લભ ભટ્ટ પરમ ભાગવત અને નામાંકિત વિદ્વાન હતા. પણ વાદવિવાદમાં વારંવાર જય મેળવ્યાથી તેમનામાં અભિમાન અને વાદલાલસા વધી ગયાં હતાં. મહાપ્રભુના મંડળમાં તો સ્વરૂપ, રામાનંદ, અને સાર્વભૌમ તેમનો ગર્વ ઉતારે એવા હતા આવતા વારને તો તેમણે મહાપ્રભુની ભારે સ્તુતિ કરી. પણ ભક્તોની સાથે તેમને ધીમે ધીમે ઓળખાણ થઇ એટલે તેમને અનેક રીતે ચીડવી ચીડ- વીને પોતાની સાથે વિવાદમાં ઉતારવાની પેરવી કરવા માંડી પણ તેમાં ફાવ્યા નહિ. એમ કરતાં કરતાં તે સૌને અકારા થઈ પડયા. એકવાર તો તેમણે ખુદ મહાપ્રભુની સાથે ચર્ચા કરવાની હિંમત ચલાવી. તેમણે કહ્યું, "મેં ભાગવતના ઉપર એક ટીકા લખી છે

---

+ એસોશિયેન પ્રેસ દ્વારા પ્રકટ થયેલા " Poems by Indian Women " નામના કાવ્યસંગ્રહમાં એનું રચેલું એક કાવ્ય પણ છે.

તે તમે સાંભળો." મહાપ્રભુ કહે, "હું ભાગવતનો મર્મ સમજતો નથી તેથી તેની ટીકાની પરીક્ષા કરવા અયોગ્ય છું. હું તો એક માત્ર કૃષ્ણનું નામ જ જાણું છું" ભટ્ટ કહે, "મારી ટીકામાં મેં કૃષ્ણ-નામના અનેક અર્થ કરી બતાવ્યા છે તે સાંભળો તો ખરા." મહાપ્રભુ બોલ્યા, "કૃષ્ણનામના અનેક અર્થને હું માનતો નથી; હું તો માત્ર યશોદાનંદન અને શ્યામસુંદર એટલા બે જ અર્થ જાણું છું." આટલી ટંકારથી પણ વલ્લભ ભટ્ટ ચેત્યા નહિ; અને અદ્વૈત આચાર્યની સાથે ચર્ચામાં ઉતરવા પ્રયત્ન કર્યો. ભટ્ટ કહે, "તમે બધા જીવને પ્રકૃતિ માનો છો અને કૃષ્ણને જીવના પતિ માનો છો ત્યારે તમે તમારા પતિનું નામ કેમ બોલો છો? પતિવ્રતા પતિનું નામ લે તે ધર્મ ખરો કે?" અદ્વૈત કહે, "તમારી પાસે જ મૂર્તિમાન ધર્મ બેઠા છે તેમને પૂછો." ત્યારે મહાપ્રભુને બોલવું પડયું. તેમણે કહ્યું, " ભટ્ટ મહાશય! તમને હજી ધર્મ અધર્મનું જ્ઞાન નથી. પતિની આજ્ઞાનું પાલન કરવું એ જ પતિવ્રતાનો ધર્મ છે. આપણા પતિએ તેનું નિરંતર નામ લેવાની આજ્ઞા કરી છે. હવે પતિવ્રતાથી પતિની આજ્ઞા લોપાય ખરી?" ભટ્ટ બીજીવાર ઝાંખા પડયા. તો પણ તેમણે ત્રીજીવાર હામ ભીડી. એકવાર બધાની વચમાં તેમણે કહ્યું, "મેં મારી ટીકામાં * સ્વામીના મતનું ખંડન કર્યું છે." મહાપ્રભુએ હસીને કહ્યું, "જે +સ્વામીનું કહ્યું ન માને તે વેશ્યા કહેવાય." આ મર્મ વચનથી વલ્લભ ભટ્ટ ખૂબ ઝાંખા પડી ગયા. તેમણે ઘેર જઇને ખૂબ વિચાર કર્યો અને પોતાની ભૂલ સમજ્યા. બીજે દિવસે મહાપ્રભુને પગે પડયા અને ક્ષમા માગી. મહાપ્રભુએ કહ્યું, " તમે પંડિત છો અને વળી પરમ ભાગવત છો. વિદ્યા અને ભકિત એ બે ગુણ જ્યાં હોય ત્યાં

---

*શ્રીધર સ્વામી. + "સ્વામી" શબ્દ બે અર્થમાં વપરાયો છે.
(૧) શ્રીધર સ્વામી (૨) પતિ. પતિને ન માને તે વેશ્યા.

અભિમાન ન રહેવું જોઇએ. તમે શ્રીધર સ્વામીના મતનું ખંડન કરો અને હું શ્રીધરને નથી માનતો એવો ગર્વ કરો એ તમને ઘટે? શ્રીધર સ્વામીને પ્રતાપે જ આપણે ભાગવતનો મર્મ કંઈક સમજીએ છીએ. તે તો જગદ્‌ગુરુ જેવા છે. તમે તેમના મતની વિરુદ્ધ જે કાંઇ લખશો તે કોઇ માનવાનું નથી. માટે જે લખો તે તેમને પગલે ચાલીને લખજો. અભિમાન છોડીને કૃષ્ણનું ભજન કરશો તો અલ્પ સમયમાં તમને તેના ચરણની પ્રાપ્તિ થશે."

ભટ્ટનું હૃદય પીગળી ગયું. તેમણે પોતાના નિવાસસ્થાનમાં મહાપ્રભુને તથા તેમના તમામ ભકતોને ભોજનનું નિમંત્રણ કર્યું. તે વખતે તેમણે મહાપ્રભુની પ્રાર્થના કરી કે હું અત્યાર સુધી બાલગોપાલની ઉપાસના કરતો હતો. પણ હવે મને ગોપીજનવલ્લભ ગોપાલની ઉપાસના કરવાનું મન થયું છે. માટે તમે રજા આપો તો હું ગદાધર પંડિત પાસેથી એ ઉપાસનાનો મંત્ર ગ્રહણ કરૂં. મહાપ્રભુએ તેમની ઇચ્છા પૂર્ણ કરી.

ઠાકુર હરિદાસ હવે ઘણા વૃદ્ધ થયા હતા. તેમનું શરીર પણ દહાડે દહાડે નિર્બળ થતું હતું. રોજ ત્રણ લાખ નામનો જપ કરવાનો તેમનો નિયમ હતો. એટલું કર્યા પછી જ તે પ્રસાદ ખાતા. તેમને માટે હમેશાં મહાપ્રભુના તરફથી જ એક સેવક પ્રસાદ લઇ આવતો. એક દિવસ હરિદાસે પ્રસાદને વંદન કરીને તેમાંથી એક જ દાણો લઇને બાકીનો પડયો રહેવા દીધો. તેમ કરવાનું કારણ પૂછતાં તેમણે મહાપ્રભુને કહ્યું, "હવે નિયમીત ભજન કરવાની શરીરમાં શકિત રહી નથી. વળી પ્રભુ ! તમે ઇચ્છામય છો. તમારી મરજીમાં આવે ત્યારે તમે તમારી માનવલીલા સંકેલી લો. એ વખત મારે જોવો ન પડે એમ હું ઇચ્છું. તેથી જો કૃપા કરો તો એટલું માગું છું કે તમારા ચરણ મારી છાતી પર રાખીને તમારી સામે જોતો જોતો જ હું દેહ છોડું." મહાપ્રભુ બોલ્યા, "હરિદાસ ! તમારી મનઃકામના કૃષ્ણ

જરૂર પૂર્ણ કરશે." બીજે દિવસે તેમણે પોતાના ભક્તોને તેડાવીને હરિદાસની કુટિ તરફ પ્રયાણ કર્યું. હરિદાસ બહાર આવ્યા અને જમીન પર સૂતા. મહાપ્રભુએ અને ભક્તોએ તેમની આસપાસ ગોળ કુંડાળામાં ફરતાં ફરતાં હરિકીર્ત્તન કરવા માંડયું. હરિદાસ તેમને સૌને પ્રણામ કરતા અને તેમના ચરણની રજ પોતાને માથે અને આખે શરીરે લગાડતા. કીર્ત્તન ખુબ જામ્યું એટલે મહાપ્રભુ હરિદાસની પાસે આવીને ઉભા અને પોતાનો જમણો પગ તેમની છાતી ઉપર મૂકયો, અને હરિદાસના મહિમાનું ભારે આનંદપૂર્વક કીર્ત્તન કર્યું. એ દરમ્યાન હરિદાસની દષ્ટિ તેમના વદન ઉપર જ ઠરી હતી અને જીભવડે "શ્રીકૃષ્ણચૈતન્ય" એવો અખંડ જપ કરતા હતા.

આ પ્રમાણે મહાપ્રભુના નામનો જપ કરતાં કરતાં હરિદાસે કોઇ મહા યોગેશ્વરની માફક પ્રાણ છોડયો. કીર્ત્તન તો ચાલુ જ રહ્યું, અને હરિનામનો મહાધ્વનિ ચારે દિશાએ ગાજી રહ્યો. મહાપ્રભુએ તેમના મૃતદેહને ખાંધે ઉપાડીને કેટલીએ વાર સુધી નૃત્ય કર્યું. પછી તેને પાલખીમાં બેસાડીને સૌ સમુદ્ર કિનારે ગયા. સમુદ્રમાં હરિદાસના મૃતદેહને સ્નાન કરાવ્યું. જગન્નાથના પ્રસાદનું ચંદન તેમને આખે શરીરે લગાડયું અને પ્રસાદીનું વસ્ત્ર તેના ઉપર ઓઢાડયું. સમુદ્ર કિનારે રેતીમાં જ ખાડો ખોદીને તેમાં સૂવાડી દીધું અને તેના ઉપર મહાપ્રભુએ પોતાને હાથે રેતી નાખીને સમાધિ બનાવી. ત્યાર પછી પાછું ઘણા વખત સુધી હરિકીર્ત્તન કરીને સૌ સમુદ્રમાં સ્નાન કરવા ગયા. મહાપ્રભુ બોલ્યા, "આજના પ્રસંગથી સમુદ્ર મહા તીર્થ બની ગયો છે."

ઘેર ગયા પછી હરિદાસનો ઉત્સવ કરવા માટે મહાપ્રભુ જાતે જ આનંદ બજારમાં ભિક્ષા માગવા નીકળી પડયા. સ્વરૂપે તેમને ઘેર મોકલી દીધા અને પોતે જ જોઇતી સામગ્રી માગી લાવ્યા અને બધા સાધુઓને મહાપ્રભુએ પોતાને હાથે જ પીરસીને જમાડયા.

હરિદાસ ઠાકુરની એ સમાધિ આજે પણ સમુદ્ર કિનારે છે અને પ્રતિ વર્ષે ભાદ્ર શુકલા ચતુર્દશીને દિવસે ત્યાં તેમના સ્મરણમાં મહોત્સવ થાય છે.

---

## પ્રકરણ ૩૨ મું.



### શિક્ષાષ્ટક

એક દિવસ મહાપ્રભુએ સ્વરૂપ અને રામાનંદને પોતાની પાસે બેસાડીને કહ્યું, "કલિયુગને માટે નામસંકીર્ત્તન સર્વોત્તમ સાધન છે. કૃષ્ણનું ભજન કરવા માટે સંકીર્ત્તનયજ્ઞ એ જ સર્વોત્તમ રીત છે. જે એ રીતે કૃષ્ણને ભજે છે તે જ ચતુર છે × અને તે જ તેના ચરણની પ્રાપ્તિ કરે છે. નામસંકીર્ત્તન વડે સાધન માર્ગના તમામ અંતરાયો દૂર થાય છે, તમામ શુભ ચિન્હોનો ઉદય થાય છે અને કૃષ્ણપ્રેમના તરંગ ઉછળવા લાગે છે." આટલું કહીને તેમણે પોતાના શિક્ષાષ્ટકનો પહેલો શ્લોક ગાયો અને તેનો ભાવાર્થ સમજાવ્યો:—

चेतोदर्पणमार्जनं भवमहादावाग्निनिर्वापणम्
श्रेय: कैरवचन्द्रिकावितरणं विद्यावधूजीवनम् ।
आनन्दाम्बुधिवर्धनं प्रतिपदं पूर्णामृतास्वादनम्
सर्वात्मस्नपनं परं विजयते श्रीकृष्णसंकीर्तनम् ॥ १

મહાપ્રભુ બોલ્યા: "સંકીર્તન વડે સંસારનાં બંધન છેદાઇ જાય છે અને પૂર્વનાં સંચિત પાપો ધોવાઇ જાય છે. ચિત્તની શુદ્ધિ થાય છે. ભક્તિને લગતાં તમામ સાધનો મળી આવે છે. કૃષ્ણપ્રેમનો ઉદય થાય છે. કૃષ્ણની પ્રાપ્તિ થાય છે અને તેની સેવા રૂપી અમૃતના સિન્ધુમાં ભક્ત મ્હાલે છે."૧

---

× यज्ञै: संकीर्तनप्रायैर्यजन्ति हि सुमेधस: ભાગવત, ૧૧–૫–૨૯,

આટલું બોલતાં બોલતાં તેમના હૃદયમાં દીનતા અને વિષાદનું મોજું ઉછળયું અને એ અવસ્થામાં તે બીજો શ્લોક ગાવા લાગ્યાઃ-

नाम्नामकारी बहुधा निजसर्वशक्ति
स्तत्रार्पिता नियमितः स्मरणे न कालः ।
एतादृशी तव कृपा भगवन् ममापि
दुर्दैवमीदृशमिहाजनि नानुरागः ॥ २

તેના ઉપર વિવેચન કરતાં મહાપ્રભુ બોલ્યાઃ—

"જૂદા જૂદા લોકોને ભગવાનનાં જૂદાં જૂદાં નામ ઉપર રુચિ હોય છે. કોઇને એક નામ ગમે તો કોઇને બીજું. તેટલા માટે ભગવાને પોતાનાં અનેક નામ પ્રકટ કર્યાં છે. એ નામનો જપ કરવાને માટે સમયનો અથવા સ્થાનનો વિધિ નિષેધ નથી. ખાતાપીતાં, સૂતાંબેસતાં ગમે તે વખતે ગમે તે જગ્યાએ નામસ્મરણ થઇ શકે છે. ભગવાને પોતાના પ્રત્યેક નામમાં પોતાની શકિત ભરી દીધી છે. તેથી કરીને ગમે તે એક નામનો આશ્રય લીધાથી તમામ પ્રકારના અર્થની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. પણ મારૂં દુર્ભાગ્ય છે કે મને નામ ઉપર હજી પ્રેમ ઉત્પન્ન થયો નથી.' પછી કયી રીતે

---

માંજે દર્પણ ચિત્તનું, ભવમહાદાવાગ્નિને ઠારતું,
શ્રેયઃપંકજ કેરી કૌમુદી સમું, વિદ્યાનું સંજીવન,
આનંદાબ્ધિ વધારતું, પ્રતિપદે દે સ્વાદ પૂર્ણામૃત,
આત્માને પરિશોધતું વિજયી હો શ્રીકૃષ્ણ સંકીર્તન. ૧

નામો અનેક ધરી ત્યાં ભરી સર્વ શકિત,
ને તેહના સ્મરણનો નિરમ્યો ન કાલ;
એવી કૃપા મહતી હે ભગવન્ તથાપિ,
નામે ન પ્રેમ પ્રકટયો હતભાગ્ય હું છું. ૨

નામસ્મરણ કરવાથી પ્રેમનો ઉદય થાય છે તે રીત બતાવનારો એક શ્લોક તેમણે ગાયો:—

तृणादपि सुनीचेन तरोरिव सहिष्णुना ।
अमानिना मानदेन कीर्त्तनीयः सदा हरिः ॥ ३

આ શ્લોકપર વિવેચન કરતાં મહાપ્રભુ બોલ્યા: "ભક્ત પોતે ગમે તેવો ઉત્તમ હોય તોપણ તેણે પોતાને માટે તુચ્છ અભિપ્રાય રાખવો. હું ઘાસના તરણાથી પણ ઉતરતો છું એવો નમ્ર ભાવ હમેશાં રાખવો. તેણે વૃક્ષના જેવી બે પ્રકારની સહિષ્ણુતા રાખવી. વૃક્ષને કોઇ કાપી નાખે તો પણ તે કશી ફરિયાદ કરતું નથી તેમ ભક્તે બીજાના અત્યાચાર, અપમાન ધૈર્યથી સહન કરવાં. વૃક્ષ સૂકાઇને મરી જાય છે તો પણ પાણીની યાચના કરતું નથી. તેમ ભક્તે કદી પણ કોઇની પાસે કશાની યાચના ન કરવી. કૃષ્ણની ઇચ્છાથી જે કાંઈ મળી આવે તેનાથી સંતુષ્ટ રહેવું. વળી વૃક્ષ પોતાનાં ફળ, પાન, ડાળીઓ જે લેવા આવે તેને આપે છે; ગરમી અને વરસાદની ઝડીઓ ધૈર્યથી સહન કરે છે. ભક્તે પણ આ ગુણ કેળવવા. જીવમાત્ર કૃષ્ણનું અધિષ્ઠાન છે એમ જાણીને સૌનું સન્માન કરવું અને પોતાને માટે માનની જરાએ આશા રાખવી નહિ. આવી રીતે આચરણ કરીને જો નામસ્મરણ કરવામાં આવે તો કૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાય છે."

આટલું કહેતાં મહાપ્રભુ પોતે અત્યંત દીન બની ગયા અને શુદ્ધ ભક્તિને માટે કૃષ્ણની પાર્થના કરવા લાગ્યા. તેમણે કહ્યું કે મારામાં તો ભક્તિનો છાંટો પણ નથી. કૃષ્ણ તો એકલા પ્રેમના સંબંધને જ માને છે. પ્રેમ વગરની લૂખી ભક્તિ તેમને કશા

---

તરણાથી વધુ નમ્ર, સહિષ્ણુ વૃક્ષના સમો,
નિર્માની, માન દેનારો, સદા એવો ભજે હરિ. ૩

કામની નથી. પ્રેમનો સ્વભાવ જ વો છે." આટલું કહીને તેમણે પ્રાર્થનાત્મક શ્લોક ગાયોઃ–

न धनं न जनं न सुन्दरीं कवितां वा जगदीश कामये ।
मम जन्मनि जन्मनीश्वरे भवताद्भक्तिरहैतुकी त्वयि ॥ ४

તેમણે પછી કહ્યું, "હે કૃષ્ણ ! હું નથી માગતો ધન, નથી માગતો માગતો કુટુંબીઓ અને સગાંવ્હાલાં, અને નથી માગતો સુન્દર સ્ત્રી. કવિ થવાની પણ મને કામના નથી. હું તારી પાસે માત્ર એકજ વસ્તુ માગું છું. તે એ જ કે હું જન્મોજન્મ નિષ્કામ ભાવે તારૂં ભજન કરૂં." આમ બોલતાં બોલતાં જાણે પોતે એક સામાન્ય જીવ હોય તેમ દાસ્ય ભક્તિની યાચના કરવા લાગ્યા.

अयि नन्दतनुज किंकरं पतितं मां विषमे भवाम्बुधौ ।
कृपया तव पादपंकजस्थितधूली सदृशं विचिन्तय ॥ ५

તે બોલ્યાઃ "હે કૃષ્ણ! હે નન્દનંદન ! હું તારો નિત્યનો દાસ છું. પણ તને ભૂલી જઈને માયાથી બંધાઈ ગયો છું અને ભવાસાગરમાં ડૂબી મરૂં છું. મારા ઉપર કૃપા કરીને મને તારા ચરણની રજ જેવો માનજે, અને તારો સેવક બનાવીને તારી સેવા કરવા દેજે."

ત્યાર પછી દીનતાની સાથે કૃષ્ણનું ભજન કરવાની તીવ્ર ઉત્કંઠા વ્યાપી ગઈ. મને તમારા પ્રેમનું દાન કરો અને નામસંકીર્તન કરવાનો ઉમંગ આપો એવા ભાવવાળો એક શ્લોક બોલ્યાઃ—

---

નથી લક્ષ્મી, કુટુંબી, સુન્દરી, કવિતાની જગદીશ કામના;
પણ જન્મ ધરી ધરી તને ભજું હું ભક્તિ અહૈતુકી કરી. ૪

અયિ નન્દતનુજ દાસ આ વિષમે જો ભવકૂપમાં પડયો;
કરુણા કરી પાદપંકજ તણી રેણુ સમ માનજે મને. ૫

नयनं गलदश्रुधारया वदनं गद्‌गदरुद्धया गिरा ।
पुलकैर्निचितं वपुः कदा तव नामग्रहणे भविष्यति ॥ ६

"પ્રેમ વિનાનું મારૂં જીવન વ્યર્થ છે. હે કૃષ્ણ ! મને તારો દાસ બનાવ અને સેવાના બદલામાં મળતા પગારને ઠેકાણે તારો પ્રેમ જ આપજે." આટલું બોલતાં બોલતાં તેમના મનના ભાવમાં પલટો થયો અને ઉદ્વેગ, વિષાદ અને દૈન્ય, ત્રણે સામટાં તેમના હૃદય ઉપર આક્રમણ કરવા લાગ્યાં.

આવી મનોદશામાં મહાપ્રભુ બોલ્યાઃ—

युगायितं निमेषेण चक्षुषा प्रावृषायितम् ।
शून्यायितं जगत्सर्वं गोविन्दविरहेण मे ॥

તેમણે કહ્યું, "કૃષ્ણવિરહથી થતા ઉદ્વેગને લીધો મારો દિવસ કેમેકર્યો જતો નથી. એક ક્ષણ મને યુગ જેવડી લાંબી લાગે છે. વર્ષા ઋતુની માફક મારાં નેત્રોમાંથી અશ્રુ ટપકયાં જ જાય છે અને ગોવિન્દ વિનાનું આખું વિશ્વ મને સૂનું સ્મશાન જેવું દેખાય છે. જીવ જતો નથી પણ વિરહના અગ્નિથી મારૂં શરીર શેકાઇ જાય છે." એકવાર કૃષ્ણના વિયોગથી રાધાની આવીજ અવસ્થા થઈ હતી ત્યારે સખીઓએ કહ્યું કે જરા મોંઘી થા. કૃષ્ણ તરફ ઉપર-ઉપરથી બેદરકારી બતાવ. પણ રાધાના નિર્મલ પ્રેમપૂર્ણ હૃદયને આવી શીખામણ ગમી નહિ. તેમના હૃદયમાં ઈર્ષા, ઉત્કંઠા, દૈન્ય અને વિનય એ બધાએ ભાવો એક સામટા વ્યાપી ગયા અને તેમણે

---

નયને પૂર અશ્રુનાં વહે,વચનો ગદ્‌ગદ્ કંઠ ગૂંચવે,
પુલકાવલિયુક્ત દેહ આ તુજ નામસ્મરણે થશે કદા. ૬

ગોવિંદવિરહે લાગે ક્ષણ તે યુગ જેવડી,
નેત્રો વર્ષાઋતુ જેવાં ને સૂનું વિશ્વ આ બધું.

પોતાની સખીઓને જે ઉત્તર આપ્યો હતો. તેવાજ ભાવનો એક શ્લોક મહાપ્રભુ બોલ્યા, અને તે બોલતી વખતે તે પોતે પણ રાધા-ભાવથી પૂરેપૂરા અનુભાવિત થયા હતા.

आश्लिष्य वा पादरतां पिनष्टुमा
मदर्शनान्मर्महतां करोतु वा ।
यथातथा वा विदधातु लम्पटो
मत्प्राणनाथस्तु स एव नापरः ॥ ८

પછી તે બોલ્યાઃ "હું તો કૃષ્ણની દાસી છું, તેના ચરણની સેવિકા છું. તે પ્રેમ અને આનંદ સ્વરૂપ છે. તેની ઈચ્છા થાય તો મને આલિંગન દે અને તેની મરજીમાં આવે તો મને દૂર કહાડી મૂકે અને મારી વ્યથાનો ઉપહાસ કરે. છતાં પણ મારો પ્રાણનાથ તો તે જ. મારી સાથે તે પ્રેમ કરે અથવા તો મારો તિરસ્કાર કરે, ગમે તે કરે તોપણ મારો પ્રિયતમ તો તે જ. બીજો કોઇ જ નહિ. બીજી સુંદરીઓનો ત્યાગ કરીને મારી સાથે રમણ કરે અથવા તે બધીનાં દેખતાં મારો ત્યાગ કરીને મારૂં માનભંગ કરે. હું તો મારા સુખનો વિચાર જ નથી કરતી. હું તેનાજ સુખની કામના કરૂં છું. મારા દુઃખથી જો તેને સુખ થતું હોય તો તે દુઃખ મને પારાવાર સુખ જેવું લાગે છે. ધિક્કાર છે તેને કે જે કૃષ્ણના સુખનો વિચાર છોડીને પોતાની જાતના સુખનો વિચાર કરે. કૃષ્ણ તો મારૂં જીવન છે, મારો પ્રાણાધાર છે, મારૂં સર્વસ્વ છે. મારા હૃદયના સિંહાસન ઉપર તેને પધરાવીને હૃદયની લક્ષ્મીથી તેનું પૂજન કરવું એજ મારી

---

ભેટે ભલે પાયઢળેલીને પીસે,
મર્મે વીંધે દર્શહીણી કરી મને;
ભલે કરે તે મનધાર્યું લંપટ,
તથાપિ તે પ્રાણપતિ ન અન્ય કો. ૮

મ્હોટામાં મ્હોટી અભિલાષા છે. મારૂં શરીર અને મારો આત્મા મેં તેને જ સોંપી દીધાં છે, કારણ કે મારા સંગથી તેને સુખ થાય છે. હું તેના સુખમાં જ મારૂં સુખ જોઉં છું. તેને સુખી કરવો અને તેની સેવા કરવી એ જ મારા જીવ્યાનો હેતુ છે. તે મને તરેહ તરેહનાં પ્રીતિપૂર્ણ સંબોધનથી બોલાવે છે તોપણ હું તો તેની ક્ષુદ્ર દાસી છું એમ જ સમજું છું."

રાધાના નિર્મલ પ્રેમનું આવું સુંદર નિદર્શન મહાપ્રભુએ વારંવાર પોતાના વર્તનદ્વારા કરાવ્યું છે. એ પ્રેમ તપાવેલા સોના જેવો શુદ્ધ છે. તેમાં કામની ગંધ સરખી પણ નથી. ઉપર પ્રમાણે બોલતા તેમના શરીર ઉપર આઠે આઠ સાત્ત્વિક વિકારનાં ચિહ્ન પ્રકટી નીકળ્યાં.



## પ્રકરણ ૩૩ મું.



### મહાપ્રભુનો રાધાભાવ.



રાગ—ગાંધાર

ગંભીરા ભીતરે ગોરારાય,
જાગીયા રજની પોહાય.
ક્ષણે ક્ષણે કરયે વિલાપ,
ક્ષણે રોવત ક્ષણે કાંપ.
ક્ષણે ભીતે મુખ શિર ઘસે,
કોન નહિ રહું પહું પાસે.
ક્ષણે કાંદે તુલિ દુઈ હાત,

કોથાય આમાર પ્રાણનાથ ?
નરહરિ કહે મોર ગોરા,
રાઈપ્રેમે હોઈલા વિભોરા.*

નરહરિ સરકાર.

આ પ્રમાણે તેમનાં બીજાં છ વર્ષ વીતી ગયાં. હવે તેમને છત્રીશ વર્ષ પૂરાં થયાં હતાં. તેમનાં બાકીનાં બાર વર્ષનો ઇતિહાસ અતિ ગંભીર, કરુણ અને મધુર છે. તેમના હૃદયના ભાવોનું ઊંચામાં ઊંચી કવિતા અથવા ચિત્રકલા દ્વારા પણ માત્ર સૂચન જ કરી શકાય. જે વસ્તુનો તેમણે અનુભવ કર્યો તે વસ્તુ જગતથી પર છે. માનવ-સ્વભાવ સદંતર બદલાઈ જઇને જ્યાં સુધી શુદ્ધ પ્રેમમય ન બની જાય ત્યાં સુધી એ વસ્તુની ધારણા તેનાથી થઈ શકતી નથી.

કોણ જાણે શાથી મહાપ્રભુ ક્ષણે ક્ષણે વિહ્વલ બની દેહનું ભાન ભૂલી જતા હશે ? કયું દિવ્ય સ્વરૂપ એમનાં મન, ઇન્દ્રિયો અને પ્રાણનું હરણ કરીને એમને ગાઢ મૂર્છામાં નાખી દેતું હશે ? કયી પ્રિય વસ્તુના વિરહથી તે પાણી વિનાની માછલીની માફક ટળવળતા હશે ? કયી મોહન મૂર્તિ એમને પુરીના ઘેરા ભૂરા જલધિમાં ઝંપાપાત કરવા પ્રેરતી હશે ? શું એમને પવનની લહરીમાં, પત્રોનાં ખેલનમાં, અથવા સાગરના ગંભીર ગર્જનમાં તે મહાન રાસેશ્વરના વેણુનાદ સંભળાતા હશે અને પુરુષ-પ્રકૃતિનાં સનાતન રાસક્રીડન તેમનાં પ્રેમાંજનથી અંજાએલાં નેત્રો જોતાં હશે ?

*ગૌરાંગ ગંભીરામાં આખી રાત જાગીને વીતાડે છે. કોઈવાર તે વિલાપ કરે છે, કોઈવાર શરીરે કંપ થાય છે. કોઈ પાસે ન હોય ત્યારે પ્રભુ ભીંત સાથે મ્હોં ઘસે છે. "મારા પ્રાણનાથ ક્યાં છે ?" એમ કહીને તે બે હાથ ઊંચા કરીને આક્રન્દ કરે છે. આમ કરવાનું કારણ એ છે કે ગૌરાંગ રાધા-પ્રેમમાં ચકચૂર બની ગયા છે.

બાર બાર વરસ તેમણે કૃષ્ણવિરહની ધગધગતી જ્વાલામાં તપી તપીને વીતાડયાં. દિવસ ઉગતો અને સાંજ પડતી અને પાછું પ્રભાત થતું. પણ તેમનાં નેત્રમાંથી આંસુનું નીર સૂકાતું નહિ. નિદ્રા તો લગભગ ઉડી જ ગઇ હતી અને સહજ ઝોકું આવી જતું તો તેમાં એ કૃષ્ણનાં સ્વપ્ન. તેમના હૃદયની વેદનાનું ચિત્ર આંકવાની માનવભાષામાં શક્તિ નથી. પુત્ર શોકથી બ્હાવરી બની ગએલી માતા અને પતિ વગરની થઇ ગએલી પતિવ્રતા સ્ત્રી, એ બેઉના દુઃખનો સરવાળો કરી જોતાં પણ તેમની વેદનાનો એક અંશ પણ થતો નથી.

મહાપ્રભુની ત્રણ ભિન્ન ભિન્ન અવસ્થાઓનો ઉલ્લેખ તેમના સાથીઓ પોતાનાં ટિપ્પણોમાં કરી ગયા છેઃ (૧) બાહ્યચેતના (૨) અર્ધ બાહ્યચેતના (૩) ગાઢ કૃષ્ણચેતના. તેમના જીવનનાં છેલ્લાં બાર વર્ષમાં બીજી અને ત્રીજી અવસ્થા વારાફરતી થયા કરતી. પહેલી અવસ્થા તો લગભગ નહિ જેવી જ રહેતી. તેઓ એક બીજી વાત કહી ગયા છે કે આ બાર વર્ષ દરમ્યાન મહાપ્રભુ રાધાના ભાવથી પૂરેપૂરા અનુભાવિત થઇ ગયા હતા. એવી ભાવાવસ્થા ઘણીવાર અગાઉ પણ થતી પણ આવી દીર્ઘકાલવ્યાપી નહિ. સંક્ષેપમાં કહીએ તો મહાપ્રભુ કૃષ્ણચૈતન્ય નહિ પણ રૂપ, પ્રેમ માર્દવ અને એવા બીજા બધા ગુણો વડે બરાબર રાધા જ બની ગયા હતા.

તેમની આ અવસ્થાની વાચક કલ્પના કરી શકે તેટલા માટે તેણે પોતાનાં માનસચક્ષુ આગળ વિરહવિધુરા રાધાનું ચિત્ર ઉભું કરવું. એક કૂમળી વયની હલેતી બાલા જેણે પોતાના હૃદયની લક્ષ્મી કૃષ્ણના ઉપર ઢોળી દીધી છે, જેની ખાતર તેણે પોતાના સ્વજનની અવકૃપા અને લોકોની નિંદા વહોરી લીધી છે, જેને કૃષ્ણ વિના આખું જગત્ સ્મશાનની ભસ્મ જેવું દેખાય છે અને જે એવી વિરહભીરૂ છે કે કૃષ્ણના ગાઢ આલિંગન વખતે પણ તેના વિયોગની

કલ્પનાથી ચમકી ઉઠે છે,* તેને તેનો પ્રિયતમ તરછોડીને ચાલ્યો ગયો છે. તે ગાંડી બની ગઈ છે. કાળાં વાદળાંને કૃષ્ણ માનીને તેને ઠપકો આપવા અને તેની પ્રાર્થના કરવા મંડી જાય છે. તમાલ વૃક્ષને કૃષ્ણ ધારીને આલિંગન દે છે. મયૂરપિચ્છને જોતાં મૂર્ચ્છિત થઇ જાય છે. સખીઓ તેનું સાંત્વન કરે છે; પણ તેને સાંત્વન કેવું ? તે ગાંડી જેવી મથુરા તરફ દષ્ટિ કરીને વલોપાત કરે છે. જ્યાં તેનો પ્રિયતમ સ્નાન કરતો તે યમુનાનાં કાળાંભૂરાં પાણી તરફ એકકી નજરે જોઇ રહે છે. વૃન્દાવનની કુંજો જ્યાં અગાઉ તે કૃષ્ણને મળતી તે તેના મીઠાં સંસ્મરણોથી ભરેલાં સ્થાનમાં એકલી અટૂલી રવડે છે. તે ઝાડે ઝાડ અને વેલીએ વેલીને ઘેલીની માફક એક જ મર્મવિદારક પ્રશ્ન પૂછતી ફરે છે કે મારો પ્રિયતમ ક્યાં ગયો ? કેટલીએ વાર તેના પ્રિયતમની છાયા તેનાં નેત્રો આગળ તરવરતી દેખાય છે અને ઠપકાના, રીસના અને અંતરની વ્યથાના કરુણ શબ્દો તે લવે છે. આશા, ઉદ્વેગ, દૈન્ય, અભિમાન, કોપ એવી નાના પ્રકારની લાગણીઓ તેના હૃદયને વલોવી નાખે છે. તેના હૃદયના એકેએક મર્મ છેદાઇ જાય છે. રાધાની વિરહદશાનું આવું ચિત્ર જો વાચક કલ્પી શકશે તો તેને મહાપ્રભુની તેમનાં છેલ્લાં બાર વર્ષની અવસ્થાનો કાંઈક ખ્યાલ આવી શકશે.

દિવસે તો તેમની હાલત કાંઈક ઠીક રહેતી પણ સાંજ પડતાં જ તેમના હૃદયમાં ભાવની ભરતી ચડવા માંડતી. તેમની કાન્તિ સ્વભાવ, અવાજ બધું જ બદલાઈ જતું. તેમનો ખાસ ઓરડો જે ગંભીરા કહેવાય છે તેમાં તે સ્વરૂપ અને રામાનંદની સાથે બેસતા. કોઇ કોઈ વાર તે બેમાંથી ગમે તેના શરીર ઢળી પડતા અને ધ્રુસકે ધ્રુસકે રડતા અથવા એક બીજાની સાથે જેમનો મેળ બેસે નહિ એવાં વાક્યો લવતા. તેમના બેઉ સાથીઓ તેમના મનોવ્યાપારથી એટલા પરિચિત થઈ ગયા હતા કે તેમના એકાદ

* આ અવસ્થાને "પ્રેમવૈચિત્ય" કહે છે.

ઇસારાથી અથવા શબ્દથી તેમની મનોદશાનું સ્વરૂપ પૂરેપૂરૂં સમજી જતા. બેઉ સારા ગાયક હતા. સ્વરૂપ તરત જ વીણાના તાર મેળવીને મહાપ્રભુના હૃદયના ભાવનો બરાબર પ્રતિધ્વનિ કરે એવું *પ્રાચીન કવિઓનું એકાદ પદ ગાતા. થોડીવારમાં વળી તેમના ભાવમાં પરિવર્તન થતું એટલે તે જ ભાવથી ભરેલું બીજું પદ ગવાતું. આમ ને આમ મધ્યરાત્રિ થતી. મહાપ્રભુનાં નેત્રો રડી રડીને સૂજી આવતાં. તેમનું હૃદય ભાવરૂપી ઉન્મત્ત હાથીઓનું સમરક્ષેત્ર બનતું હતું. પણ બહારથી જો કે તે અતિ તીવ્ર વેદના ભોગવતા તો પણ અંદરથી કૃષ્ણપ્રેમનો અતિ મધુર અને પ્રાણોન્માદક સ્વાદ અનુભવતા હતા. એ પ્રેમની જ્વાલા જો કે બહારથી ધગધગતી છે પણ અંદર ડૂબકી મારનારને અવર્ણનીય સુખાસ્વાદ આપનારી છે એમ અનુભવીઓ કહે છે.

હવે મહાપ્રભુનું એક બીજું ચિત્ર આલેખવાનો યત્ન કરીએ. તે સ્વરૂપને ખભે હાથ ટેકવીને ગંભીરામાં બેઠા છે, અને કોઇ ઉંડા સ્વપ્નમાં ડૂબી ગયા છે. માંદા બાળકને માતા સાચવે તેમ સ્વરૂપ અને રામાનંદ તેમનું જતન કરતા. સંધ્યાના આકાશમાં ક્ષણે ક્ષણે રંગ બદલાય તેમ મહાપ્રભુના ચિત્તાકાશમાં પ્રેમના અવનવા રંગો દશ્યમાન થતા. પણ સ્વરૂપ અને રામાનંદ બેઉ એ રંગોની ઉત્પત્તિનાં કારણ અને ભેદથી પૂરેપૂરા માહિતગાર થઈ ગયા હતા, અને મહાપ્રભુના વદન ઉપર એ રંગોની રમણીય ક્રીડા મહા આનંદ અને કૌતુહલ સહિત અવલોકતા હતા. એકાએક તે પોતાનાં નેત્ર ઉઘાડે છે અને તેમનો આખો ચહેરો કોઇ અલૌકિક આનંદની ઝલકથી દેદીપ્યમાન બની જાય છે. અત્યારે તે ચૈતન્યદેવ નથી પણ લલિતા અને વિશાખા નામની સખીઓની સાથે પોતાની કુંજમાં બેઠેલી રાધા છે. તે પોતે પણ અત્યારે પોતાને રાધા અને સ્વરૂપ તથા

* ચંડીદાસ અને વિદ્યાપતિ.

રામાનંદને લલિતા અને વિશાખા માની લે એટલી હદ સુધી તેમની રાધાભાવમાં તન્મયતા થઇ ગઇ છે. તે ધીમે કોમળ સ્વરે કહે છે: “લલિતા! સાંભળે છે કે? આજ તો કૃષ્ણનો આવવાનો વાયદો છે. તેને આવવાનો વખત થવા આવ્યો છે. તેને માટે તું કુસુમશય્યા તૈયાર કર. તેને શણગારવા માટે ચંદન અને પુષ્પની માળાઓ બનાવી રાખ. તેના પગ ધોવાને માટે સુગંધી જળની ઝારી ભરી રાખ. દીવો પ્રકટાવ. બધું ઠીકઠાક કરી મૂક કે તે જોઇને તેનું મન પ્રસન્ન થાય. રખેને કાંઇ ભૂલી જતી. આજે તો મારા પ્રાણવલ્લભ, મારા નયનાનંદ પધારે છે. અલી! મને શીખવ તો ખરી કે તેની સાથે મારે શું બોલવું? હું શરમની મારી મરી જઇશ. અગાઉ તેણે પોતાના વાયદા પાળ્યા નથી તે માટે તેને મ્હેણાં મારતી નહિ હો. તે ગમે તેવા શઠ, કપટી તો એ મારા તો પ્રાણનાથ છે, અને હું તો તેની દાસી છું. તેની મરજી થાય તો આવે. તે સ્વતંત્ર છે; અને તેને હું કાંઇ એકલી જ છું? તેની પ્રીતિની આકાંક્ષા કરનારી અનેક રમણીઓ છે. પણ મારે તો તે એક જ છે. મારૂં જીવન, મારૂં સર્વસ્વ, જે કહું તે તે જ.” આ પ્રમાણે તે પોતાની હથેળી પર હડપચી રાખીને ધીરે ધીરે બોલે છે. થોડીવાર પછી તે એકાએક ચમકી ઉઠે છે અને કહે છે, “લલિતા! જો તો ખરી! તે આવ્યા. મને તેનાં પગલાં સંભળાય છે.” આટલું કહીને મહાપ્રભુ ઉત્કંઠા સહિત કાન માંડે છે અને તેમના ગૌર વદન ઉપર લજ્જાની રતાશ પથરાઇ જાય છે. બીજી જ પળે તેમના મુખમાંથી નિરાશાની હાય નીકળે છે અને તે કહે છે, “હાય! એ તો પાંદડાંનો ખડખડાટ હતો.” આમ નાના પ્રકારના ઉત્કંઠાવ્યંજક પ્રલાપમાં કલાકના કલાક વહી જાય છે પણ કૃષ્ણ નથી આવતા. ત્યારે મહાપ્રભુ જોરથી કપાળ કૂટીને કહે છે, “સખિ! હવે તો સવાર થવા આવી હશે. એ ધૂર્તે મને ઠગી! ફેંકી દે બધી પુષ્પની

માળાઓ જમુનાનાં પાણીમાં! હવે આવવા દે તેને બીજીવાર. મારે તેનું મ્હોં પણ નથી જોવું. ખબરદાર તેને મારી કુંજમાં આવવા દીધો તો." પણ બીજી જ પળે પ્રેમ બીજી બધી લાગણીઓને દબાવી દે છે. અને મહાપ્રભુ બોલી ઉઠે છે, "ના, ના, સખિ! મેં મૂર્ખીએ શુતું શું કહી નાખ્યું? કૃષ્ણના ઉપર મેં નાહકનો ગુસ્સો કર્યો. એમાં તે શું કરે? દોષ મારા ટૂંકા નસીબનો. મારે વાંકે નશીબે જ મારો અને તેનો મેળાપ થતો અટકાવ્યો."

આવા ને આવા પ્રલાપમાં મહાપ્રભુ રાત્રિઓ વીતાડતા. મધ્ય રાત્રિ પછી સ્વરૂપ અને રામાનંદ તેમને સૂવાડી દઇને પોતાના મુકામે જતા. પણ તે ઊંઘે શાના? થોડીવાર ઊંઘવાનો દેખાવ કરીને પડી રહેતા પણ બધા ચાલ્યા જાય એટલે ઉઠીને બેઠા થતા અને નામ-સ્મરણ કરવા મંડી જતા; અને કોઈવાર ઊંઘ આવી જતી તો સ્વપ્નમાં પણ કૃષ્ણને જોતા.

એક દિવસ એવું બન્યું કે તેમણે સ્વપ્નમાં કૃષ્ણને દીઠા. સવારમાં જાગ્યા ત્યારે પણ તેમના આનંદની ખુમારી ઉતરી ન હતી; કારણ કે તેમને તેમના પ્રાણાધીશ કૃષ્ણનો સમાગમ થયો હતો. ઉઠીને મંદિરમાં ગયા ત્યારે પણ સ્વપ્નની અસર તેમના મનમાંથી ખસી ન હતી. તે સ્વપ્ન તેમને મન સ્વપ્ન ન હતું પણ વાસ્તવિક ઘટના હતી. જગન્નાથની પ્રતિમાને ઠેકાણે તે આજે કૃષ્ણને જ જોતા હતા. તે દિવસે મંદિરમાં ખૂબ ભીડ હતી. એક ઉડીયા સ્ત્રી દર્શન કરવાના રઘવાટમાં ભૂલથી મહાપ્રભુના ખભા ઉપર ચડી ગઈ. ગોવિન્દે તેને ઠપકો આપ્યો ત્યારે તેને ભાન આવ્યું અને નીચે ઉતરીને ક્ષમા માગવા લાગી. આ રકઝક થતાં મહાપ્રભુને બાહ્ય-ચેતના આવી ગઈ અને શું થયું હતું તે જાણ્યું એટલે તેમણે કહ્યું, "મૂર્ખ! શા માટે તેને મારા ખભા ઉપરથી ઉતારી પાડી? અરે!

ભગવાનનાં દર્શન કરવા તે કેટલી ઉત્કંઠિત હતી ? મને તેનાથી અડધી પણ ઉત્કંઠા હોત તો કેવું સારૂં ?"

પણ આ વાતચીતથી તેમની કૃષ્ણચેતના ખસી ગઈ. તેથી ફરીને જ્યારે તેમણે ફરીથી પ્રતિમા તરફ દૃષ્ટિ કરી તો કૃષ્ણને દીઠા નહિ. એક સામટા હજારો વીંછી કરડ્યા હોય એટલી તેમને વેદના થઈ અને તેમના મુખમાંથી ઉંડા દર્દથી ભરેલી હાય નીકળી ગઇ. તેમણે કહ્યું, "અરે ! તે મારા હાથમાં આવેલા જતા રહ્યા. ધિક્કાર છે મને !" આવી દુઃખી અવસ્થામાં તે મુકામ પર ગયા અને બાકીનો બધો દિવસ રડી રડીને કહાડયો. સાંજે સ્વરૂપ અને રામાનંદ આગળ તેમણે પોતાનું દિલ ખોલ્યું.

રામાનંદ તેમને સૂવાડીને ઘેર ગયા. સ્વરૂપ અને ગોવિંદ બહારના ઓરડામાં રહ્યા રહ્યા મહાપ્રભુ શું કરે છે તે ચિંતા સહિત જોતા બેઠા. થોડી જ વારમાં તે ઉઠીને બેઠા થયા અને નામજપ કરવા લાગ્યા. સ્વરૂપ અને ગોવિન્દ કાન માંડીને બેસી રહ્યા. થોડીવાર પછી બધું ચૂપાચૂપ થઇ ગયું. મહાપ્રભુ પાછા ઊંઘી ગયા કે નહિ તેની ખાત્રી કરવા ગોવિંદે અંદર ડોકિયું કર્યું. પણ હાય! અંદર કોઇ જ નહિ ! મહાપ્રભુ ક્યાં ? તે એકાએક ગયા ક્યાં ? ભક્તોએ દીવો સળગાવ્યો અને બધે ખોળી વળ્યા—પહેલાં ઘરમાં અને પછી શેરીએ શેરીએ. શોધતાં શોધતાં તેમને મંદિરના સિંહ દરવાજા આગળ બેશુદ્ધ હાલતમાં પડેલા દીઠા; અને જ્યારે ભક્તોએ નજીક આવીને જોયું ત્યારે તો તેમને જોતાં જ ભક્તોનાં ગાત્ર ઠંડાંગાર થઇ ગયાં. મહાપ્રભુનું શરીર તેના અસલ કદના કરતાં ઘણું જ દીર્ઘ બની ગયું હતું. શરીરના સાંધેસાંધા છૂટા થઇ ગયા હતા. આંખો અંદર જતી રહી હતી. મ્હોંમાંથી ફીણના ગોટેગોટ નીકળતા હતા. જીવનનું એક પણ ચિહ્ન જણાતું ન હતું. શ્વાસોચ્છ્વાસ બંધ થઈ ગયો હતો. આ દૃશ્ય જોઇને ભક્તો ત્યાંને ત્યાંજ ઠરી ગયા. છેવટના ઉપાય

તરીકે તેમણે તેમની આગળ નામસંકીર્ત્તન કરવા માંડયું, એટલે મહાપ્રભુ હુંકાર કરીને બેઠા થયા અને તેમનું શરીર તેની અસલ સ્થિતિમાં આવી ગયું.

તેઓ જાગૃત થયા અને જોયું તો પોતે સિંહ દરવાજા આગળ પડેલા છે. તેથી તેમણે સ્વરૂપને પૂછયું કે મને અહિં કોણ લઇ આવ્યું? સ્વરૂપ કહે, "એ બધી વાત પછી થશે. તમે પહેલા ઘેર ચાલો." ઘેર ગયા પછી તેમને ભક્તોએ બધી વાત કહી ત્યારે તેમને ઘણું આશ્ચર્ય થયું. પછી મહાપ્રભુ બોલ્યા, "મને તેમાંનું કશું એ યાદ નથી. હું જ્યાં જ્યાં નજર કરૂં છું ત્યાં ત્યાં મને કૃષ્ણનું દર્શન થાય છે. તે વીજળીના ઝબકારાની માફક મારી આગળ આવીને પાછા અદશ્ય થઈ જાય છે."

આ પ્રસંગનું વર્ણન કરતાં ચૈતન્યચરિતામૃતના કર્તા કૃષ્ણદાસ લખે છે કે "મહાપ્રભુના આવા અદ્દભૂત પ્રેમ વિકારનું વર્ણન સાંભળીને સૌને આશ્ચર્ય થશે. જગતમાં તો આને મળતું આપણે કશું જોતા નથી એટલું જ નહિ પણ શાસ્ત્રોમાં જ્યાં જ્યાં પ્રેમભકિતનાં વર્ણન છે ત્યાં પણ આવું તો કાંઈ છે જ નહિ. આવો શાસ્ત્રોથી પણ પર અને લોકાતીત પ્રેમવિકાર મહાપ્રભુએ બતાવ્યો તેને સાચો માનવા લોકો ના પાડે એ સમજી શકાય એવું છે. પણ રઘુનાથ દાસ જે તે વખતે મહાપ્રભુની સાથે રાત દિવસ રહેતા હતા તેમને મ્હોંડેથી સાંભળ્યા પછી જ મેં એ બીના સાચી માની અને તેથી જ હું લખી રહ્યો છું." *

એક દિવસ મહાપ્રભુ યમેશ્વર ટોટા[1] જતા હતા. સાથે તેમના નિત્ય સેવક ગોવિંદ દાસ હતા. એજ વખતે કોઇ દેવદાસી ગીત-

* ચૈતન્યચરિતામૃત, અંત્યલીલા, અધ્યાય ૧૪.

૧ બગીચો

ગોવિન્દમાંનું કોઈ એક પદ ગુર્જરી રાગમાં પોતાના મનમોહક કંઠથી ગાતી હતી. તેનો ધ્વનિ મહાપ્રભુને કાને ગયો એટલે ગાનારી સ્ત્રી છે તેનો લગારે વિચાર કર્યા વગર તેમણે આવિષ્ટ અવસ્થામાં તેના તરફ દોડવા માંડયું. રસ્તામાં આવતી કાંટાની વાડોને ઓળંગતાં તેમનું શરીર ઉઝરડાઇ ગયું પણ તેની તેમને કશી જ ખબર પડી નહિ. તેમનું ચિત્ત ગીતગોવિન્દના કર્ણરસાયન પદમાં જ વિલીન થઇ ગયું હતું. ગોવિન્દે તેમની પાછળ દોડવા માંડયું અને મહાપ્રભુ તે સ્ત્રીથી થોડે છેટે રહ્યા એટલામાં તેમને ઝાલી લીધા અને કહ્યું, "પ્રભુ! ગાનારી તો સ્ત્રી છે!" "સ્ત્રી" શબ્દ સાંભળીને મહાપ્રભુ ચમકયા અને તેમને બાહ્યચેતના આવી ગઇ અને ત્યાંથી પાછા વળ્યા. તેમણે કહ્યું, "ગોવિંદ! આજે તેં મારો જાન બચાવ્યો. જો હું તે સ્ત્રીને આવિષ્ટ હાલતમાં અડકી પડયો હોત તો હું પ્રાણત્યાગ કરત. આ તારા ઉપકારનું ઋણ મારાથી કદી પણ ફેડાવાનું નથી. તું હમેશાં મારી સાથે જ રહેજે અને આવી રીતે મને બચાવી લેવાને સાવધાન રહેજે."

વળી એક બીજે પ્રસંગે મહાપ્રભુ સમુદ્ર તરફ જતા હતા. એકાએક તેમની નજર [1] ચટક પર્વત ઉપર પડી, એટલે એકદમ તેમને ગોવર્દ્ધન પર્વતનું સ્મરણ થઈ આવ્યું, અને તે દિશા તરફ દોડવા લાગ્યા. ગોવિંદે તેમની પૂઠ લીધી પણ મહાપ્રભુ તો ઘણા જ આગળ નીકળી ગયા. ગોવિંદે ગભરાઇને બૂમો પાડી. તે સાંભળીને સ્વરૂપ, જગદાનંદ, ગદાધર, પરમાનંદ પુરી અને બીજા ભકતો દોડી આવ્યા. શરૂઆતમાં તો મહાપ્રભુ વાયુવેગે દોડયા ગયા; પણ પછીથી તેમની ગતિ અટકી ગઈ. શરીર અકડાઈ ગયું. શરીરના રોમેરોમના મૂળમાં ઢીમાં થઈ આવ્યાં અને તેમાંથી રૂધિરના ટશીઆ ફૂટવા લાગ્યા. ગળામાંથી ઘર્ઘર ધ્વનિ નીકળવા લાગ્યો. નેત્રમાંથી અશ્રુધારા ચાલી.

---

૧ રેતીના ટેકરા

શરીરનો રંગ બદલાઇ ગયો અને ધોળું શંખલા જેવું થઇ ગયું. સમુદ્રના તરંગની માફક શરીર કંપવા લાગ્યું. આવી અવસ્થામાં મહાપ્રભુ પૃથ્વી ઉપર ઢળી પડયા. ભકતોએ તેમના શરીર ઉપર જળની છાલકો મારી અને [1]બહિર્વાસ વડે પવન નાખવા માંડયો. પછી તેમને આવી મૂર્ચ્છામાંથી જાગૃત કરવાનો એકજ ઉપાય સૌએ અજમાવ્યો. ખૂબ મ્હોટા અવાજે તેમના કાનમાં હરિનામના ઉચ્ચાર કરવાનું ચાલુ રાખ્યું. ઘણીવાર સુધી આ પ્રયોગ ચાલ્યો એટલે મહાપ્રભુ "હરિ બોલ" એવો ઉદ્દગાર કરીને બેઠા થયા. ભકતોના આનંદનો પાર રહ્યો નહિ, અને પ્રત્યેકના મુખમાંથી આનંદસૂચક ઉદ્દગાર નીકળી ગયા.

મહાપ્રભુ ચારે દિશાએ જોવા લાગ્યા પણ તેમને જે જોવું હતું તે ન દીઠું પણ કીર્તન કરતા ભકતોજ તેમના જોવામાં આવ્યા. તેમને જોઇને મહાપ્રભુને અર્ધ બાહ્યદશા પ્રાપ્ત થઇ, અને સ્વરૂપને કહેવા લાગ્યાઃ "ગોવર્દ્ધનથી મને તમે બધા શા માટે પાછો તેડી લાવ્યા? મને ત્યાં કૃષ્ણલીલાની ઝાંખી થઇ પણ તૃપ્તિ પર્યંત ન જોવાઇ. હું અહિંથી ગોવર્દ્ધન ગયો હતો. ત્યાં કૃષ્ણ ગૌચારણ કરતા હતા. પછી તેમણે ગોવર્દ્ધન ઉપર ચડીને વેણુ વગાડી એટલે રાધારાણી ચાલ્યાં આવ્યાં. તેમનાં સૌન્દર્ય અને ભાવનું વર્ણન હું કયી રીતે કરૂં? પછી રાધાને લઇને કૃષ્ણ એક ગુહામાં ગયા અને રાધાની સખીઓ ફૂલ વીણવા લાગી. એટલામાં તમે બધાએ કોલાહલ મચાવી મૂકીને મને અહીં ખેંચી આણ્યો. તમે એવું શા માટે કર્યું? તેમ કરીને તમે મને બહુ દુઃખી કર્યો છે. હું કૃષ્ણલીલા જોતો જોતો રહી ગયો." એમ કહીને તેમણે ક્રન્દન કરવા માંડયું. તેમની અવસ્થા જોઇને ભકતો પણ રડી પડયા. એટલામાં પરમાનંદ પુરીના ઉપર તેમની નજર પડી એટલે તેમને પૂરેપૂરી બાહ્યચેતના આવી ગઇ. પછી બધા સમુદ્રસ્નાન કરીને મહાપ્રભુને તેમના મુકામ પર તેડી ગયા.

—:૦:—

---

૧ સાધુઓનું કેડે વીંટવાનું વસ્ત્ર

## પ્રકરણ ૩૪ મું.

### મહાપ્રભુનો દિવ્યોન્માદ.

આ રીતે મહાપ્રભુના રાત્રિ દિવસ જવા લાગ્યાં. શરીરના ધર્મ તો યંત્રની માફક થયા જ કરતા હતા. તેમના કૃષ્ણભાવાવેશમાં ભાગ્યેજ કોઈ કોઇવાર થોડા સમયને માટે બાહ્યચેતના ડોકીયું કરતી અને ચાલી જતી.

એકવાર જગન્નાથનાં દર્શન કરતાં તેમને નંદનંદન કૃષ્ણનું સાક્ષાત્ દર્શન થયું અને તે થતાની સાથેજ કૃષ્ણનાં પાંચે પ્રકારનાં માધુર્યનો તેમને અનુભવ થયો. તેમ થતાં તે પાંચે ગુણોએ મળીને તેમના મનનું એક સામટું આકર્ષણ કર્યું, અને એવી ખેંચાખેંચ થઇ રહી કે તે બેશુદ્ધ જેવા થઈ ગયા. ભક્તો તેમને મુકામ પર તેડી ગયા. પછી સ્વરૂપ અને રામાનંદ બેઉને એકાંતમાં બેસાડીને તેમણે પોતાના મનની વાત કહેવા માંડીઃ—

“ કૃષ્ણનાં રૂપ, શબ્દ, સ્પર્શ, સુગંધ અને અધરામૃતના માધુર્યનું હું શું વર્ણન કરૂં ? મારૂં મન તો એક અને તેને ખેંચનાર પાંચ ગુણ પોતપોતાની દિશાએ ખેંચે તેથી જેમ એક અશ્વને જૂદી જૂદી પાંચ દિશાએ એકકે વખતે હાંકતાં તેનું મરણ થાય છે તેમ મારૂં પણ સમજી લેજો. હવે કહો જોઇએ આ દુઃખે મારાથી શી રીતે જીવાય ?

“ કૃષ્ણના રૂપામૃતનું એક બિન્દુ આખા જગતને ડૂબાવી શકે છે. તેના વચનનું માધુર્ય, તેનાં નાના પ્રકારનાં રસયુકત મર્માળાં વાકયો જીવ માત્રની કર્ણેન્દ્રિયને આકર્ષે છે. તેના અંગની શીતળતા આગળ કોટિ કોટિ ચંદ્રની અને ચંદનની શીતળતા હારી જાય છે.

કૃષ્ણના અંગની ખુશબો કસ્તુરી અને કમળની ખુશબોનો ગર્વ ઉતારી દે છે. જીવમાત્રની ઘ્રાણેન્દ્રિયમાં તે ઘર કરી બેસે છે. એકવાર તેની સુગંધ લીધા પછી બીજા કોઇ પદાર્થ પર તેનું મન જતુંજ નથી. હવે તમે જ મને કહો મારે શું કરવું ? મારે કયાં જવું ? હું કયાં જાઉં તો મને કૃષ્ણ મળે," એમ કહીને સ્વરૂપ અને રામાનંદની કોટે વળગીને મહાપ્રભુએ ખૂબ ક્રન્દન કર્યું.

આ પ્રમાણે એક દિવસ નહિ પણ રોજ રોજ એવુંને એવુંજ કાંઈ થયા કરતું. એકવાર મહાપ્રભુ સમુદ્ર તરફ જતા હતા. એકાએક તેમની નજર આસપાસના બગીચાઓમાંના એકાદ ઉપર પડી ગઇ, અને તે જ ક્ષણે તેમને વૃન્દાવનનું ભાન થયું. હકીકત એવી હતી કે કૃષ્ણની લીલાની સાથે સંબંધ રાખતી વસ્તુને કાંઇક અંશે મળતી આવે એવી કોઇ પણ વસ્તુ તેમની નજરે પડતી કે તરત તેમના માનસમાં કૃષ્ણલીલાનું સ્ફુરણ થતું અને તેમાં તે એવા તન્મય બની જતા કે તેમની બાહ્ય ઇન્દ્રિયો પ્રત્યક્ષ દેખાતી વસ્તુનો નહિ પણ તેમના મનમાં રમી રહેલી વસ્તુનો જ અનુભવ કરતી. આ પ્રસંગે પણ તેમજ બન્યું. તેમણે સામાન્ય બગીચાને વૃન્દાવન માની લીધો તેથી પોતે પુરીમાં નહિ પણ વૃન્દાવનમાં જ ઉભા હોય એમ તેમને લાગ્યું. તેમનો રાધાભાવ તો કાયમનો જ હતો તેમાં વૃન્દાવનના માનસચિત્રે વિશેષ રંગ પૂર્યો. તેથી કરીને રાસક્રીડા વખતે એકાએક અંતર્ધાન થએલા કૃષ્ણની શોધમાં જેમ રાધાએ વૃન્દાવનમાં ભ્રમણ કર્યું હતું તેજ પ્રમાણે અને બરાબર તેજ ભાવમાં તન્મય થએલા મહાપ્રભુએ પેલા બગીચામાં ભ્રમણ કરવા માંડયું. ભાગવતકારે જે વચન ગોપીને મ્હોડે બોલાવ્યાં છે તે શ્લોક બોલતા બોલતા તે બધે ફરતા ગયા અને "કયાં છે કૃષ્ણ?" "કયાં છે તે મુરલીવદન?" એવા પ્રશ્નો ઝાડેઝાડ અને વેલીએ વેલીને પૂછવા લાગ્યા. આવી આવિષ્ટ અવસ્થામાં તેમને ભકતો બ્હીલા

મૂકે એવા ન હતા. સ્વરૂપ અને બીજા બધા પણ તેમની પાસે આવી પહોંચ્યા. આ વખતે પણ ગયા પ્રકરણમાં આપણે જોઇ ગયા તેવા જ સાત્વિક વિકારનાં ચિહ્ન તેમના શરીર ઉપર પ્રકટી નીકળ્યાં હતાં. બહારથી તો તેમની અવસ્થા ઘણી વિહ્વલ દેખાતી હતી પણ અંદરથી ભારે આનંદનો અનુભવ કરતા હતા. નામસંકીર્ત્તન કરવાના રોજના ઉપચાર વડે ભકતોએ તેમને જાગૃત કર્યા, એટલે કોઇને શોધતા હોય તેમ ચારે દિશાએ જોવા લાગ્યા.

પછી મહાપ્રભુ બોલ્યા: "અરે! કૃષ્ણ હમણાં જ અહિં હતા. હમણાં જ મેં તેમને જોયા હતા અને એટલામાં કયાં ચાલ્યા ગયા? તેના સૌન્દર્યના લોભથી લોભાએલાં મારાં નેત્રો ચારે દિશાએ ભટકે છે. હું શું કરૂં? અબઘડી જ મેં કૃષ્ણને દીઠેલા પણ મારૂં દુર્ભાગ્ય કે તેમને ખોઇ બેઠો છું! તેનો સ્વભાવ એવો ચંચળ છે કે તેનાથી એક જગ્યાએ ઠરીને બેસાતું જ નથી. દર્શન આપીને મારા મનનું હરણ કરી લે છે અને બીજી જ ક્ષણે કોણ જાણે કયાં ચાલ્યા જાય છે? સ્વરૂપ! મારા મનને શાંતિ થાય એવું કાંઇક ગાઓ."

સ્વરૂપે તરત જ સૂર મેળવીને ગીતગોવિંદનું એક પદ ગાવા માંડયું:—

रासे हरिमिह विहितविलासम्
स्मरति मनो मम कृतपरिहासम् ઇત્યાદિ

એ પદ ગવાઇ રહ્યું એટલે મહાપ્રભુએ પ્રેમાવિષ્ટ થઇને નૃત્ય કર્યું. પાછા અષ્ટ સાત્વિક ભાવ પ્રકટી નીકળ્યા. તે ઉપરાંત હર્ષ દૈન્ય વગેરે વ્યભિચારી ભાવોનો પણ ઉદય થયો. એ વિવિધ પ્રકારના ભાવોની વચ્ચે તેમના હૃદયમાં તુમુલ યુદ્ધ મચી રહ્યું. એનું એજ પદ સ્વરૂપની પાસે મહાપ્રભુએ ફરી ફરીને ગવડાવ્યું, અને

તેટલો વખત તેમણે નૃત્ય જ કર્યા કર્યું. પણ જ્યાં પદ ગવાઇ રહે એટલે ફરીથી ગાઓ, ફરીથી ગાઓ એમ તે કહ્યા જ કરે. સ્વરૂપે જોયું કે તેમને નૃત્ય કરતાં અતિશય શ્રમ પડે છે તેથી તેમણે તેમની આજ્ઞા માની નહિ. પછી રામાનંદે તેમને સમજાવીને એક જગ્યાએ બેસાડયા અને પંખો કરીને શ્રમ ઉતારવાનો પ્રયત્ન કર્યો. ત્યાર પછી સૌ સમુદ્રસ્નાન કરીને ઘેર ગયા અને મહાપ્રભુને ભોજન કરાવીને સૂવડાવી દીધા.

એમ કરતાં કરતાં વર્ષાઋતુ બેઠી અને રથયાત્રાનો તહેવાર નજીક આવી લાગ્યો. વર્ષોવર્ષના નિયમ પ્રમાણે બંગાળાના ભક્તો પુરી આવ્યા અને ચાતુર્માસ રહ્યા. તેઓ રહ્યા એટલો વખત મહાપ્રભુને બાહ્ય ઇન્દ્રિયનું જ્ઞાન રહ્યું; પણ તેઓ ગયા એટલે પાછો ઉન્માદ અવસ્થાએ જોર કર્યું. રાતદિવસ તેમને સાક્ષાત્ કૃષ્ણનો સમાગમ થતો હોય તેમ તેમની ઇન્દ્રિયો કૃષ્ણનાં રૂપ, ગંધ અને રસનો અનુભવ કરવા લાગી.

એવી અવસ્થામાં મહાપ્રભુ એકવાર દર્શન કરવા ગયા. સિંહ-દરવાજા આગળના સેવકોએ તેમને વંદન કર્યું. તેમને મહાપ્રભુએ પૂછયું, "મારા પ્રાણેશ્વર કૃષ્ણ કયાં હશે? કોઈ મને મારો હાથ પકડીને તેની પાસે તેડી જશો?" સેવક વર્ગમાંથી એક બોલ્યો, "હાજી, ×

---

+ વાચકે એટલું સમજી લેવું જોઇએ કે જગન્નાથ કૃષ્ણનું સ્વરૂપ હોવા છતાં તે ગોપેશ્વર કૃષ્ણ નથી. તે રાજરાજેશ્વર છે. વ્રજની ગોપીઓ જેને પોતાનો પ્રિયતમ ગણતી તે મથુરા અથવા દ્વારિકાનો રાજરાજેન્દ્ર કૃષ્ણ નહિ પણ ગોપવેશ અને વેણુ ધારણ કરનાર યશોદાનો દુલાલ કૃષ્ણ. આમ હોવાથી કેવળ મધુર રસની ઉપાસક ગોપીને, તેમજ રાધાભાવમાં તન્મય થએલા ચૈતન્યદેવને ઐશ્વર્યયુક્ત જગન્નાથનાં દર્શનથી પૂરી તૃપ્તિ થતી ન હતી. પરંતુ કોઈ કોઇવાર ચૈતન્યદેવ જગન્નાથની પ્રતિમાને ઠેકાણે કૃષ્ણને ગોપવેશે જોતા ત્યારે જ માત્ર તેમને સંપૂર્ણ આનંદ અને સંતોષ થતો.

વ્રજેન્દ્રનંદન અહિંજ છે. આવો મારી સાથે. હું તમને તેમનાં દર્શન કરાવું." મહાપ્રભુના આનંદની સીમા ન રહી. તેમણે કહ્યું, "વાહ! તું જ મારો પરમ મિત્ર છે. ચાલ ભાઇ, મને મારા પ્રાણનાથનું દર્શન કરાવ." સેવક તેમનો હાથ પકડીને તેમને અંદર લઈ ગયો અને બોલ્યો, "જુઓ, આ [1] પુરુષોત્તમ ઉભા છે." મહાપ્રભુ તેમના નિયમ પ્રમાણે ગરુડસ્તંભને ટેકો દઇને ઉભા રહ્યા અને તેમણે જોયું તો જગન્નાથ રાજવેશ તજીને હાથમાં મુરલી લઇને ઉભા હતા. રઘુનાથ દાસ પોતાના સ્તવકલ્પવૃક્ષમાં આ પ્રસંગની નોંધ કરે છે.

એવામાં ગોપાલવલ્લભ ભોગને લાવવાનો વખત થયો અને મંદિરમાં શંખ, ઘંટા વગેરે વાદ્યો વાગી રહ્યાં. ભોગ સરાવી લીધા પછી સેવકો પ્રસાદ લઇને મહાપ્રભુ પાસે આવ્યા, અને તેમને પ્રસાદીની તુલસીમાલા તથા થોડોક પ્રસાદ પણ આપ્યો. તેમણે તેમાંથી થોડોક લઇને જીભ ઉપર મૂકયો અને બાકીનો ગોવિંદના વસ્ત્રના છેડામાં બાંધી લીધો. પ્રસાદની જરી સરખી કણિકા મ્હોંમાં મૂકતાંજ મહાપ્રભુને અમૃતના કરતાં પણ કોટિગણો સ્વાદ જણાયો; તેમને આખે શરીરે પુલક ઉપર પુલક થવા લાગ્યાં અને નેત્રોમાંથી આનંદાશ્રુ ટપકવા લાગ્યાં. આટલી ન્હાનીશી વસ્તુમાં આટલો બધો સ્વાદ આવવાનું કારણ એ હતું કે તે નૈવેદ્ય હોવાથી તેની અંદર કૃષ્ણના અધરામૃતની સુગંધ બેસી ગઇ હતી. સેવકોની આગળ તેમણે પોતાના ભાવાવેશને દબાવીને અંકુશમાં રાખ્યો. "ભગવાનનું ઉચ્છિષ્ટ ખરેખરો સુકૃતિ હોય તેનેજ મળે," એટલું જ તે વારંવાર બોલ્યા. સેવકોએ તેનો ભાવાર્થ પૂછયો ત્યારે મહાપ્રભુ બોલ્યા, "જેના ઉપર કૃષ્ણની પૂર્ણ કૃપા હોય તેને જ આ વસ્તુ મળે છે. સુકૃતિ

---

૧ જગન્નાથનું બીજું નામ.

એટલે જેણે કૃષ્ણની કૃપાને પાત્ર થવા * પુણ્યનો સંચય કર્યો હોય તે." આટલું કહીને તેમણે સેવકોને રજા આપી અને પોતાના મુકામે ગયા.

સ્નાન આહ્નિક વગેરે કરીને તેમણે ભિક્ષા લીધી પણ કૃષ્ણના પેલા અધરામૃતનું સ્મરણ તેમના મનમાંથી ખસ્યું નહિ. રોજનાં કામ તેમણે કર્યાં ખરાં પણ તેમનું મન પ્રેમથી ચકચૂર બની ગયું હતું. તોપણ આવેશના ઉછાળાને અંકુશમાં રાખવા સારૂ તે બનતો પ્રયત્ન કરતા હતા. પરવાર્યા પછી તેમણે પોતાના ભક્તોને તેડાવ્યા અને પેલો પ્રસાદ સૌને થોડો થોડો વહેંચી આપ્યો. તેના સ્વાદ અને સૌરભથી સૌ વિસ્મય પામ્યા. મહાપ્રભુ પછી બોલ્યાઃ "તમે એમ ન સમજતા કે તમે જે સ્વાદ અને સુગંધ અનુભવો છો તે પ્રાકૃત વસ્તુઓનાં સ્વાદ અને સુગંધ છે. જે વસ્તુ તમે ચાખી તે બની છે તો સાકર, કપૂર, મરી, એલાયચી, ઘી વગેરે જડ પદાર્થોની. એ જડ વસ્તુઓનો સ્વાદ વગેરે તો તમે સારી રીતે જાણો છો. પરંતુ તમને હવે સમજાયું હશે કે તેની અંદર જડ વસ્તુઓ ઉપરાંત કોઈ અલૌકિક વસ્તુ ભળેલી છે, અને તેનો સ્વાદ તથા તેની સુગંધ તમે અત્યારે ભોગવી રહ્યા છો. સ્વાદની વાત બાજુએ મૂકો. તેની એકલી સુવાસથી જ તમારૂં મન એટલું ઉન્મત્ત થઈ જાય છે કે તમને તેના સિવાય બીજી વસ્તુનું અત્યારે સ્મરણ પણ થતું નથી. એનું કારણ એ છે કે આ પ્રસાદને કૃષ્ણના અધરામૃતનો સ્પર્શ થએલો હોવાથી તેની સુવાસ એની અંદર પેશી ગઈ છે. તેની સુગંધ એવી અલૌકિક છે કે તે બીજી વસ્તુઓને તદ્દન વિસરાવી જ દે છે. કૃષ્ણના અધરામૃતમાં જબ્બર માદક ગુણ છે. કેવળ સુકૃતિવાન મનુ-

* સાધારણ રીતે દાન ઈ. ને પુણ્ય કહેવામાં આવે છે તે અર્થમાં નહિ પણ સાધુસંગ, સાધુસેવા અને કૃષ્ણનું ભજન એ અર્થમાં આ શબ્દ વપરાયો છે.

બ્યોને જ તેની પ્રાપ્તિ થાય છે. માટે તમે સૌ ભક્તિપૂર્વક તેનો આસ્વાદ લો." પછી મહાપ્રભુની સૂચનાથી રામાનંદે ગોપીગીતનો એક શ્લોક ગયોઃ—

* सुरतवर्द्धनं शोकनाशनं स्वरितवेणुना सुष्ठुचुम्बितम् ।
इतररागविस्मारणं नृणां वितर वीर नःस्तेऽधरामृतम् ॥

પછી મહાપ્રભુએ પ્રેમાવિષ્ટ થઇને કૃષ્ણના અધરામૃતની સુવાસની અને તેના માદક ગુણની ખૂબ પ્રશંસા કરી.

એક દિવસ રોજની માફક વિદ્યાપતિ અને ચંડીદાસનાં પદોનો રસાસ્વાદ સારી પેઠે લીધા પછી રામાનંદ અને સ્વરૂપ મહાપ્રભુને શયન કરાવીને પોતાને ઘેર ગયા. ગંભીરાના બારણા આગળ ગોવિંદે પોતાનું બિછાનું કર્યું. પણ મહાપ્રભુની આંખમાં આજે નિદ્રા ન હતી. તેમણે મ્હોટે અવાજે મોડી રાત સુધી સંકીર્તન કર્યાં કર્યું. એવામાં એકાએક તેમને કૃષ્ણનો વેણુનાદ સંભળાયો. તરત જ તેમને ભાવાવિષ્ટ અવસ્થામાં તે તરફ દોડી જવાની ઇચ્છા થઇ. ગંભીરામાંથી બહાર નીકળવાનું માત્ર એકજ બારણું ઉઘાડું હતું અને તેના ઉંબરામાંજ ગોવિંદની પથારી હતી. બીજાં ત્રણ બારણાં બંધ હતાં, અને તે બંધના બંધજ રહ્યાં હતાં. ગોવિંદને નિદ્રા આવી ન હતી. તેને ખબર પડી કે મહાપ્રભુ સંકીર્તન કરતા નથી ત્યારે તે શું કરતા હશે તે જાણવાને તેણે અંદર ડોકીયું કર્યું તો ગંભીરાનો ઓરડો ખાલી દીઠો. બીજા બારણાંમાંથી એકે ઉઘાડેલું જણાયું નહિ. ત્યારે તે જતા રહ્યા કયે રસ્તે? ગોવિંદે ગભરાઇને બૂમાબૂમ કરી મૂકી એટલે સ્વરૂપ અને બીજા કેટલાક ભકતો દોડી આવ્યા. મશાલ સળગાવીને તેમણે શોધ કરવા માંડી ત્યારે અગાઉની માફક મહાપ્રભુને અચેત અવસ્થામાં સિંહ

* ભાગવત, ૧૦-૩૧-૧૪

દરવાજા આગળ પડેલા દીઠા. પરંતુ પહેલાના કરતાં આ વખતે અવસ્થા તદ્દન વિપરીત હતી. અગાઉ તેમનું શરીર ખેંચાઇને ઘણુંજ લાંબું બની ગયું હતું અને સાંધે સાંધા છૂટા પડી ગયા હતા. અત્યારે તેમના હાથ પગ સંકોચાઇને લગભગ શરીરની અંદર પેસી જવા આવ્યા હતા એમ કહીએ તો ચાલે. શરીરની લંબાઇ પણ ઘટી ગઈ હતી અને હાથ પગના થોડા થોડા ભાગ બહાર દેખાતા હોવાથી મહાપ્રભુનું શરીર કાચબાના શરીર જેવું બની ગયું હતું. શરીરે પુલક, નેત્રમાંથી અશ્રુ અને મ્હોમાંથી નીકળતા ફીણના ગોટેગોટા જોઇને ભક્તો સ્તબ્ધ બની ગયા. પણ તે ઉપરથી તેઓ સમજ્યા કે મહાપ્રભુના શરીરની અવસ્થા બહારથી ગમે તેટલી નિશ્ચેતન હોવા છતાં તેમના હૃદયમાં આનંદના તરંગ ઉછળતા હોવા જોઇએ. તેમના શરીરમાંથી નીકળતી સુગંધથી આકર્ષાઇને કેટલીક તેલંગી ગાયો તેમની આસપાસ એકઠી થઈ હતી અને તેમના શરીરને કોઈ સૂંઘતી હતી તો કોઇ ચાટતી હતી. એ ગાયોને મહાપ્રભુના ઉપર એવી સ્વાભાવિક પ્રીતિ ઉત્પન્ન થઇ હતી કે કહાડી મૂકતાં પણ તેમની પાસેથી ખસતી ન હતી. *

તેમને શુદ્ધિમાં લાવવાના બધા પ્રયત્ન જયારે નિષ્ફળ ગયા ત્યારે ભક્તો તેમને ઉપાડીને ઘેર લઇ આવ્યા અને ત્યાં તેમના કાનમાં મ્હોટે અવાજે નામસંકીર્તન કર્યું ત્યારે ઘણા વખત પછી તેમને ચેતના આવતી જણાઇ અને સંકુચિત થઈ ગએલા હાથ પગ બહાર નીકળવા લાગ્યા. થોડીવાર પછી તેમનું શરીર તેની સ્વાભાવિક સ્થિતિમાં આવી ગયું. તે ઉઠીને બેઠા થયા અને ચારે બાજુએ બ્હાવરા બ્હાવરા જોવા લાગ્યા. પછી સ્વરૂપને પૂછયું કે તમે મને અહિં ક્યાંથી લઇ આવ્યા? હું તો કૃષ્ણનો વેણુનાદ સાંભળીને

---

* રઘુનાથ દાસ ગોસ્વામીકૃત સ્તવકલ્પવૃક્ષ, શ્લો. ૫

વૃન્દાવન ગયો હતો. ત્યાં જઇને મેં જોયું તો બધા ગોપબાળકોની વચમાં ઉભા રહીને કૃષ્ણ વેણુ વગાડતા હતા. એ વેણુનાદ રાધાને તેને ઘેરથી બોલાવવાનો સંકેત હતો. તે સંકેત પ્રમાણે રાધા કુંજ આગળ આવી પહોંચી અને કૃષ્ણ તેને લઇને ક્રીડા કરવા કુંજની અંદર ચાલ્યા ગયા. હું પણ તેમની પાછળ પાછળ ગયો. તેમનાં અલંકારોના રણત્કારથી હું ઘણો મોહિત થયો. બીજી ગોપીઓ પણ ત્યાં હતી. તે બધાની સાથે કૃષ્ણે ખૂબ વિનોદ કર્યો અને ભારે હસાહસ થઇ રહી. કૃષ્ણના શબ્દોના ભણકારા મારા કાને પડતાં મને બેહદ હર્ષ થયો. એવી ખરી આનંદની ઘડીએ તમે બધાએ ધાંધલ મચાવી મૂકીને મને ત્યાંથી બળાત્કારે ખેંચી આણ્યો. કૃષ્ણની અમૃતવાણી સંભળાઇ નહિ. તેમની મુરલીનો ધ્વનિ પણ પૂરો સાંભળવા પામ્યો નહિ." પછી તેમણે પ્રેમાવિષ્ટ મનોદશામાં ગદ્‌ગદ્‌ સ્વરે સ્વરૂપને કહ્યું, "મારા કાન તરસથી પીડાય છે. શાંતિ થાય એવું કાંઇક સંભળાવો." તે ઉપરથી તેમના મનનો ભાવ સમજીને સ્વરૂપે ભાગવતનો એક શ્લોક ગાવા માંડયો:—

कास्त्र्यङ्ग ते कलपदामृतवेणुगीत
संमोहितार्यचरितान्न चलेत् त्रिलोक्याम् ।
त्रैलोक्यसौभगमिदंच निरीक्ष्य रूपम्
यद्गोद्विजद्रुममृगाः पुलकान्यविभ्रन् ॥ *

એ શ્લોક સાંભળીને મહાપ્રભુએ ગોપીભાવે તેના ઉપર ખૂબ મધુર વિવેચન કર્યું.

આવી ઉન્માદચેષ્ટામાં અને પ્રલાપ કરવામાં રોજ રોજ રાત્રિઓ વીતવા લાગી. અહિં જેનું વર્ણન કર્યું છે તે તો માત્ર એક જ દિવસની તેમની અવસ્થાનું જાણવું. મહાપ્રભુના અલૌકિક પ્રેમવિકા-

* ભાગવત, ૧૦-૨૯-૩૭.

રનાં સ્વરૂપો એટલાં બધાં વિવિધ પ્રકારનાં હતાં અને દરેકમાં કાંઇને કાંઈ એવી વિશિષ્ટતા હતી કે તેનું યથારીતિ વર્ણન કરવા મનુષ્ય સમર્થ નથી. રાધાના પ્રેમનું માધુર્ય અને કૃષ્ણના સમાગમમાં તેને થતો આનંદ અને રાધાના અનિર્વચનીય પ્રેમનો મહિમા મહાપ્રભુએ જાતે અનુભવીને પોતાના આચરણ દ્વારા તેમનું દર્શન જગતને કરાવ્યું. આવી અલૌકિક વસ્તુ તેમના અગાઉ કોઇએ બતાવી નથી. ભગવાનને ગોપીઓના જેવા વિશુદ્ધ પ્રેમથી ભજવાનો મંત્ર જગતને મહાપ્રભુ દ્વારા જ પ્રાપ્ત થયો છે.

રાગ-બિભાસ.

રાધાર મહિમા પ્રેમરસસીમા
જગતે જાનાઈ તો કે ?
મધુર વૃન્દાવિપિન માધુરી
પ્રવેશ ચાતુરી સાર
વરજ જુવતી ભાવેર ભકિત
શકતિ હઇતો કાર ?+

વાસુદેવ ઘોષ.

---

+ જો ગૌરાંગ ન હોત રાધાનો મહિમા અને તેના પ્રેમની પરાકાષ્ઠા જગતને કોણ બતાવત ? વૃન્દાવનનું માધુર્ય કોણ પ્રકટ કરત ? તેમાં પ્રવેશ કરવાની ચતુરાઈ કોણ શીખવત અને વ્રજની ગોપીઓની પ્રેમલક્ષણા ભકિતનો મહિમા કોણ સમજાવત ?

## પ્રકરણ ૩૫ મું.



## સમુદ્રમાં ઝંપાપાત.



આ પ્રમાણે કૃષ્ણવિરહની બહારથી ધગધગતી પણ અંદરથી અતિ સુખદાયક જ્વાલામાં તપી તપીને મહાપ્રભુએ બાર બાર વર્ષ વીતાડયાં. દરમ્યાન શચીદેવીને પોતાના સમાચાર કહેવા સારૂ તેમણે જગદાનંદને નવદ્વીપ મોકલ્યા. તેમની સાથે માતાને માટે સારામાં સારો પ્રસાદ પણ મોકલાવ્યો. જતી વખતે તેમણે જગદાનંદને કહ્યું, "મારા વતી માતાના ચરણ પકડીને તેમને આટલી વાત કહેજે. તેમને કહેજે કે જ્યારે જ્યારે તમે મારૂં સ્મરણ કરો છો ત્યારે ત્યારે હું આવીને તમને વંદન કરી જાઉં છું અને તમને જ્યારે મને ખવડાવવાની ઇચ્છા થાય છે ત્યારે આવીને ખાઉં છું પણ ખરો. તમારી સેવા કરવાનું છોડીને મેં ગાંડપણના આવેશમાં સંન્યાસી થઇને તમારો ભારે અપરાધ કર્યો છે. પણ તમે મનમાં લાવશો નહી. હું તમારો તાબેદાર પુત્ર છું. તમારી આજ્ઞા માનીને જ હું પુરીમાં રહ્યો છું અને જીવીશ ત્યાં સુધી પુરીની બહાર પગ મૂકીશ નહિ." જગદાનંદે નવદ્વીપ જઇને શચીદેવીને મહાપ્રભુનો સંદેશ કહ્યો. પાછા પુરી આવતી વખતે અદ્વૈત આચાર્યને તે મળવા ગયા. તેમણે જગદાનંદની સાથે મહાપ્રભુને ગુહ્યાર્થવાળી થોડીક કવિતાની કડીઓ દ્વારા ભેદ ભરેલો સંદેશો કહાવ્યો. તે કડીઓ નીચે મુજબ છેઃ—

"प्रभुके कहियो आमार कोटि नमस्कार ।
एइ निवेदन तार चरणे आमार ॥
बाउलके कहियो लोके होइलो आउल ।
बाउलके कहियो हाटे ना विकाय चाउल ॥
बाउलके कहियो काजे नाहिक आउल ।
बाउलके कहियो इहा कहिया छे बाउल ॥"

જગદાનંદે પુરી આવીને મહાપ્રભુને ઉપરની પંક્તિઓ કહી. તે સાંભળીને તે જરાક હસ્યા અને "જેવી આજ્ઞા" એટલું કહીને આગળ કશુંજ બોલ્યા નહિ. એનો અર્થ કોઇથી સમજાયો નહિ. સ્વરૂપ કાંઈક સમજી ગયા તોપણ તેમણે સ્પષ્ટ ખુલાસો માગ્યો. મહાપ્રભુએ કહ્યું, "આચાર્ય વેદમાં બતાવેલાં દેવતાઓનાં પૂજનનાં વિધિ વિધાનમાં ઘણા પ્રવીણ છે. તેમણે ઉપાસના કરવા માટે કોઈક દેવનું આવાહન પહેલાં કર્યું હશે. પૂજાનો વિધિ પૂરો થતા સુધી તેમણે તે દેવને રોકી રાખ્યા હશે અને હવે પૂજન પૂરું થઇ રહ્યું હશે તેથી વિસર્જન કરતા હોવા જોઇએ." આવા ઉત્તરથી ઉલટો ભક્તોનો ગૂંચવાડો વધ્યો. માત્ર એકલા સ્વરૂપના મુખ ઉપર શોકનું વાદળ પથરાઈ ગયું. પણ તે દિવસથી મહાપ્રભુની અવસ્થામાં પરિવર્તન થયું. કૃષ્ણવિરહની જ્વાલા બમણા વેગથી પ્રજ્વળી ઉઠી. રાતદિવસ ઉન્માદચેષ્ટા અને પ્રલાપમાં જ જવા લાગ્યાં. કૃષ્ણ મથુરા ગયા ત્યારથી રાધાની જે અવસ્થા થઈ હતી તે અવસ્થા મહાપ્રભુની કાયમની બની ગઇ. રામાનંદ અને સ્વરૂપ જાણે તેમની લલિતા અને વિશાખા સખીઓ જ હોય તેમ તેમને ગળે વળગીને મહાપ્રભુ રાધાની માફક કલ્પાંત કરતા જ રહ્યા. "હું શું કરૂં અથવા ક્યાં જાઉં તો મને કૃષ્ણનો મેળાપ થાય" એજ મર્મવિદારક પ્રશ્ન એમના મુખમાંથી વારે વારે નીકળતો. બેઉ જણ તેમને સાંત્વન આપવા સારૂ એમના મનના ભાવને પ્રકટ કરતાં પદો ગાતા.

આવી રીતે તેમને સાંત્વન આપીને તેમને સૂવાડયા પછી એક દિવસ રામાનંદ ઘેર ગયા. સ્વરૂપ અને ગોવિંદ ગંભીરાના બારણા આગળ સૂતા. પણ મહાપ્રભુના હૃદયમાં પ્રેમાવેશની ભરતી શમી ન હતી. તેમણે ઊંઘી ન જતાં ઉઠીને નામસંકીર્તન કરવા માંડયું. એમ કરતાં કરતાં કૃષ્ણવિરહની વેદના એટલી તીવ્ર થઇ ગઇ કે તેમણે ભીંત સાથે પોતાનું માથું ઘસી ઘસીને લોહીલુહાણ કરી નાખ્યું પણ

ભાવાવેશને લીધે તેમને તે વખતે કશું લાગ્યું નહિ. પણ જ્યારે તેમના મુખમાંથી "ગોં" "ગોં" એવો અસ્ફુટ ધ્વનિ નીકળવા લાગ્યો ત્યારે સ્વરૂપ અને ગોવિંદ દીવો સળગાવીને અંદર ગયા અને ખરી વસ્તુસ્થિતિ તેમના જાણવામાં આવી. તે દિવસથી મહાપ્રભુને એક ક્ષણ પણ સૂના મૂકાતા નહિ. ભાગ્યવાન શંકર પંડિત રોજ તેમના ચરણને છાતી સરસા દાબીને સૂઈ રહેતા.

એમ કરતાં કરતાં શારદીય પૂર્ણિમા આવી. મહાપ્રભુ ભક્તોની સાથે ચાંદનીમાં ફરવા નીકળ્યા. પુરીમાં તે વખતે ઘણા બગીચા હતા. રાસપંચાધ્યાયીના શ્લોક ભણતા ભણતા મહાપ્રભુ બધે ફર્યા. કોઇવાર પ્રેમાવેશમાં આવી જઇને નૃત્ય કરતા અથવા ભક્તોને ગોળ કુંડાળામાં ઉભા રાખીને રાસલીલાનું અનુકરણ કરતા; કોઇવાર આવેશમાં આવીને ગમે તેમ દોડાદોડ કરતા. તેમ કરતાં તે ગબડી પડતા અથવા તો મૂર્ચ્છિત થઇ જતા. રાસપંચાધ્યાયીનો એક શ્લોક બોલાય એટલે તેનો મર્મ તે સમજાવે. એ પ્રમાણે બધા શ્લોક ઉપર વિવેચન કરીને તેમણે નાના પ્રકારના ભાવનો આસ્વાદ ચાખીને સૌને ચખાડયો. તેમની બાર વર્ષની લીલાના એક એક પ્રસંગનું વર્ણન કરવા જતાં એક એક પુસ્તક લખવું પડે અને તેમ કરતાં પણ તેનું સાંગોપાંગ વર્ણન તો થઈ જ ન શકે. તેમના હૃદયમાંથી પ્રેમના અનંત તરંગો ઉત્પન્ન થતા. તેનો મર્મ સમજવાનું મનુષ્યનું શું ગજું ? જેમ સમુદ્રના જલને સ્પર્શ કરીને વાયુ તેમાંથી ન્હાના સરખા જલકણનું જ શોષણ કરી શકે તેમ મનુષ્ય ઘણું કરે તો કૃષ્ણપ્રેમની ન્હાની કણિકાની જ ધારણા કરી શકે.

ઉપર કહ્યા પ્રમાણે રાસલીલાના *જે શ્લોકમાં કૃષ્ણની જલકેલિનું વર્ણન છે તે શ્લોક ગવાયો ત્યારે મહાપ્રભુએ [1]આઇટોટામાં રહ્યાં રહ્યાં સમુદ્ર દીઠો. ચડતી ભરતીને લીધે તરંગાયિત થતા સમુદ્ર-

* ભાગવત, ૧૦-૩૩-૨૨. ૧ એ નામનો એક બગીચો.

ના ઘેરા ભૂરા જલરાશિ ઉપર જ્યોત્સ્ના ક્રીડા કરી રહી હતી. તેને જોતાં જ મહાપ્રભુને યમુનાનું સ્મરણ થયું, અને એકદમ દોટ મૂકી. તે કયી દિશાએ ગયા તેની ભકતોને ખબર રહી નહિ. મહાપ્રભુએ તો દોડીને સમુદ્રમાં ઝંપલાવ્યું અને પાણીમાં પડતાની સાથે જ મૂર્ચ્છિત થઇ ગયા. સમુદ્રના મોજાંની ઉપર સૂકા લાકડાની માફક તેમનું શરીર તરતું તરતું પુરીથી કેટલાક માઇલ દૂર આવેલા કોણાર્કના સૂર્યમંદિર તરફ ધસડાઈ ગયું. આ બધો વખત તે પોતે તો યમુનામાં કૃષ્ણે ગોપીઓની સાથે કરેલી જલક્રીડાના સ્મરણમાં જ ડૂબી ગયા હતા. ભકતો મહાપ્રભુને ન દેખતાં ભારે ગભરાટમાં પડી ગયા. તેમની ન્હાની ટોળીઓ તેમની શોધમાં ચારે દિશાએ દોડી ગઇ. એક ગઈ જગન્નાથ મંદિર તરફ. બીજી ગઇ નરેન્દ્ર સરોવર તરફ. શોધ કરતાં કરતાં સવાર થવા આવી પણ મહાપ્રભુની ભાળ લાગી નહિ. સૌના મનમાં દુઃખદાયક અમંગલ શંકાનો ઉદ્ભવ થયો.

સ્વરૂપ કેટલાક ભકતોની સાથે પૂર્વ દિશા તરફના સમુદ્ર કિનારે ગયા હતા. રસ્તામાં ખાંધે જાળ નાખીને તેમના ભણી આવતા એક માછી તરફ સૌનું ધ્યાન ખેંચાયું. તે "હરિ! હરિ!" એવું બોલે અને ગાંડાની માફક નાચે. સ્વરૂપે તેને પૂછ્યું કે તેં રસ્તે કોઇને જોયા? અને ભાઇ! તને આ થયું છે શું? માછી બોલ્યો, "મેં માણસને તો દીઠો નથી. પણ એક મૂડદું મારી જાળમાં ભરાઇને ખેંચાઇ આવ્યું. હું તો તેને જોતાં જ બ્હી ગયો. તેને જાળમાંથી કહાડવા જતાં તેને મારાથી અડકી જવાયું. એટલે તો તે ભૂત મારા શરીરમાં પેઠું અને તેને લીધે હું હસું છું નાચું છું અને આવો બ્હાવરો બની ગયો છું. જોતા વારને જ શરીરમાં પેશી જાય એવો તે કોણ હશે? કોઇ બ્રહ્મરાક્ષસ હશે કે પિશાચ? પાંચ સાત હાથ લાંબો તો તેનો દેહ! તેના સાંધે સાંધા છૂટા પડી ગયા છે અને ચામડી લબડી ગઇ છે. આંખોના ડોળા ઊંચા ચડી ગયા

છે. કોઇ કોઇ વાર મ્હોંમાંથી "ગોં" "ગોં" એવો અવાજ કરે છે અને પાછો ટાઢોટપ થઇ જાય છે. અરે! મહારાજ! હું ગરીબ માણસ મરી જઇશ તો મારાં બૈરી છોકરાં રવડી જશે."

મહાપ્રભુના સ્વભાવથી અતિ પરિચિત સ્વરૂપને આ માછીના વર્ણનમાંથી પોતાના હૃદયેશ્વરને પાછા મેળવવાની ચાવી મળી ગઇ. તેને તેમણે પોતાની સાથે લીધો અને જ્યાં મહાપ્રભુ પડયા હતા ત્યાં જઇ પહોંચ્યા. જોયું તો માછીએ વર્ણવી તેવીજ તેમની હાલત હતી. રેતી ઉપર બહિર્વાસ પાથરીને તેમને સૂવાડયા અને હમેશની માફક નામસંકીર્તન કરવા માંડયું. થોડીવારે મહાપ્રભુની કર્ણેન્દ્રિયની અંદર તેનો અવાજ ગયો એટલે તે શુદ્ધિમાં આવી ગયા, અને પોતે ભાવમગ્ન દશામાં દીઠેલી કૃષ્ણની જલક્રીડાનું વર્ણન કરવા મંડી ગયા.

ભગવાનનું પ્રેમદ્વારા ભજન કરવાનું રહસ્ય જે શુકદેવે ભાગવતમાં ભરી રાખ્યું હતું, જેને જયદેવ, વિદ્યાપતિ અને ચંડીદાસે તેમનાં લલિત કાવ્યો દ્વારા જનતાની આગળ ધરવાનો પ્રયત્ન કર્યો હતો, તે પ્રેમધર્મના એકેએક ભેદ પ્રભેદ પોતાના નિત્યના આચરણ દ્વારા લોક કલ્યાણાર્થે પ્રકટ કર્યા પછી મહાપ્રભુએ પોતાની માનવલીલા કેવે પ્રકારે સંકેલી લીધી તે વિષે તેમના ચરિત્રલેખકો કશી જ નોંધ કરી ગયા નથી; તેથી આપણે પણ મહાપ્રભુનું પુણ્ય સ્મરણ હૃદયમાં ધારણ કરીને તેમની જીવનકથાની સમાપ્તિ કરીએ.

---

# ઉપસંહાર

ચૈતન્યચરિતામૃતના કર્તા કૃષ્ણદાસ કવિરાજના શબ્દો વડે આ પુસ્તકનો આરંભ કર્યો હતો અને તેમના જ શબ્દો વડે હવે તેનો ઉપસંહાર કરીએ:—

"આકાશ અનંત છે અને તેમાં પક્ષીઓ પોતપોતાની શકિત અનુસાર ઊંચે ઉડી શકે છે. તેવી જ રીતે મહાપ્રભુની લીલા અનંત છે. તેનો પાર પામવા મનુષ્ય અશકત છે. સમુદ્રના જળના એક કણને જ જાણે મેં સ્પર્શ કર્યો હોય તેમ મારી બુદ્ધિ પ્રમાણે મેં તેમની લીલાનું વર્ણન કર્યું છે. મારૂં શરીર તો કાષ્ટની પુતળી સમાન છે. તેથી હું લખું છું એવું અભિમાન કરી શકું નહિ. વળી હું વૃદ્ધ થયો છું. આંખે કાચું થયું છે. કાન પણ ગયા છે. લખતાં હાથ ધ્રૂજે છે અને બુદ્ધિ સ્થિર નથી રહેતી. તો પણ હું આટલું લખી શકયો છું તેનું કારણ એ જ છે કે ગોવિન્દજી, ચૈતન્યદેવ, નિત્યાનંદ, અદ્વૈતાચાર્ય, વૈષ્ણવ સંતો તથા સ્વરૂપ, રૂપ, સનાતન, રઘુનાથદાસ, જીવ ગોસ્વામી વગેરે એ મારી ઉપર કૃપા કરી અને મદનગોપાલજીએ મને લખવાની આજ્ઞા કરી તેથી તેમની શકિત વડે જ લખી શકયો છું. મારે આ વાત કહેવી તો ન જોઇએ પણ હું ન કહું તો કૃતઘ્ન કહેવાઉં. ભગવાનની અને મહાપુરુષોની કૃપાના બળ વડે જ તેમનું લખાવેલું હું યંત્રની માફક લખી રહ્યો છું એમ હું કહું છું તેથી કોઇ મને દંભી ન ગણે. મારા વાચકોની ચરણ-રજને વંદન કરીને મારાથી જે લખી શકાયું તે મેં લખ્યું છે. હું ફરીથી મારા સૌ વાચકોને વંદન કરૂં છું. તેમની કૃપાને હું મહા શુભદાયક માનું છું. ચૈતન્ય ચરિતામૃતના વાચકોના ચરણોદકનું હું પાન કરૂં. તેમની ચરણરજ મારે માથે લગાડું અને તેઓ આ અમૃતપાન કરીને સુખી થાય તો હું મારો શ્રમ સફળ માનું."



# કાલાનુક્રમણિકા



**ચૈતન્યદેવ.** ઇ. સ. ૧૪૮૬–૧૫૩૩. શકે ૧૪૦૭–૧૪૫૫.

જન્મ. ઈ. સ. ૧૪૮૬

વિદ્યાભ્યાસ અને વિદ્યાવિલાસ. ઇ. સ. ૧૫૦૫ સુધી.

ગયાની યાત્રા ઇ. સ. ૧૫૦૯.

નવદ્વીપમાં ભકિતનો પ્રચાર. ઇ. સ. ૧૫૦૯–૧૫૧૦.

સંન્યાસદીક્ષા. ઇ. સ. ૧૫૧૦.

દક્ષિણભારતનો પ્રવાસ ઈ. સ. ૧૫૧૦–૧૫૧૨.

બંગાળામાં પ્રવાસ. ઇ. સ. ૧૫૧૫.

વૃન્દાવન યાત્રા ઇ. સ. ૧૫૧૬.

ગંભીરામાં રાધાભાવનું દર્શન ઇ. સ. ૧૫૨૨–૧૫૩૩.

——:o:——

# પારિભાષિક શબ્દો.

અનુરાગ, જેના વડે પ્રેમપાત્રમાં નવા નવા માધુર્યનો અનુભવ થાય છે એવું પ્રેમનું વિશિષ્ટ સ્વરૂપ.

અનુભાવ, જેના વડે ભકતની આંતરિક ઉર્મિઓ વ્યકત થઇ શકે તે, જેમકે નૃત્ય, હાસ્ય, ઇત્યાદિ.

અન્વય, જ્યાં ધુમાડો છે ત્યાં અગ્નિ છે એટલે એક વસ્તુ હોય ત્યાં બીજી હોવી જોઇએ એવી દલીલ.

અભિધેય, જેના વડે પ્રાપ્ત કરવાના પદાર્થની પ્રાપ્તિ થઇ શકે તે અર્થાત્ ભકિત.

આહ્લાદિની, કૃષ્ણનું પ્રેમતત્ત્વ જેના વડે તે આનંદ ભોગવે છે અને ભકતોને આનંદ આપે છે.

કરણાપાટવ, ઇન્દ્રિયોની સાચું જ્ઞાન આપવાની શકિતનો અભાવ.

કારણવારિ, હિરણ્યગર્ભનો પ્રસ્વેદ જેમાં જગતનાં મૂળભૂત તત્ત્વો બીજ રૂપે રહેલાં છે.

તટસ્થશકિત, કૃષ્ણની ચિત્‌શકિત અને માયાશકિતની વચ્ચેની શકિત અર્થાત્ જીવ.

પરવ્યોમ અપ્રાપંચિક પ્રદેશ જેમાં વૈકુંઠ, બ્રહ્મલોક વગેરે આવેલાં છે.

પૂર્વરાગ, નાયક નાયિકાના સમાગમ અગાઉ માત્ર દર્શન અને શ્રવણ વડે તેમની પરસ્પર રતિ, વિભાવ વગેરેથી સંમિશ્રિત થઇને, આસ્વાદમય બને છે તે. જુઓ વિભાવ.

પ્રમાદ, કર્તવ્યનું જ્ઞાન હોવા છતાં તેનો અમલ કરવામાં શિથિલતા.

પ્રયોજન, પ્રાપ્ત કરવાની વસ્તુ, પ્રેમ.

પ્રવાસ, નાયક નાયિકા એક બીજાથી ઘણે દૂર હોય એવી સ્થિતિ.

પ્રેમવૈચિત્ય, પ્રેમના ઉત્કર્ષને લીધે પ્રિયવ્યકિતના દૃઢ આલિંગન

વખતે પણ તેના વિયોગની કલ્પનાથી બેઉમાંથી ગમે તેને વિરહભયથી પીડાનો અનુભવ થાય તે અવસ્થા.

ભ્રમ, ભૂલ, દૃષ્ટાંત તરીકે દોરડાને ઠેકાણે સર્પ જોવો તે.

ભાવ, કૃષ્ણપ્રેમને લીધે થતી વિશિષ્ટ અવસ્થા. સાંસારિક પ્રેમ એ મનનો વિષય છે. કૃષ્ણપ્રેમ મનથી અને સત્ત્વ આદિ ગુણોથી પણ પર છે.

ભેદાભેદ-સંબંધ જીવ અને કૃષ્ણ તાત્ત્વિક દૃષ્ટિએ એક હોવા છતાં રસાસ્વાદનને માટે તેઓ એક બીજાથી જૂદા રહે એવો સંબંધ.

મહાભાવ, ભાવની સર્વોચ્ચ પરિણતિ. જુઓ ભાવ.

માન, એક બીજા તરફ અનુરક્ત હોય એવાં નાયક નાયિકાનાં ઇચ્છિત આલિંગનાદિમાં રીસ ઇત્યાદિથી જે વિઘ્ન ઉત્પન્ન કરે છે તે.

રતિ, પૂર્વજન્મના સંસ્કારને લીધે અથવા નવધા ભક્તિને પરિણામે પ્રીતિથી પ્રેરાઇને શ્રી કૃષ્ણ સાથે મનનું જોડાઈ જવું.

રસરાજ-મહાભાવ, રસરાજ એટલે કૃષ્ણ અને મહાભાવ એટલે રાધા. કૃષ્ણને વીંટળાએલી રાધાનું કૃષ્ણની સાથે એવું એકીકરણ કે એમાં કૃષ્ણ કોણ અને રાધા કોણ તે પારખી શકાય જ નહિ.

રાગ, પ્રેમનું વિશિષ્ટ સ્વરૂપ જેના વડે પ્રેમીને પોતાના પ્રેમપાત્રની ખાતર કષ્ટ સહન કરવામાં ખૂબ આનંદ થાય.

વિદગ્ધ, રસિક, ચતુર અને દક્ષ નાયક.

વિપ્રલિપ્સા, બુદ્ધિની વિકૃતિ.

વિભાવ, રતિના આસ્વાદનનું એક કારણ.

વિરજા, પ્રાપંચિક સૃષ્ટિ અને પરવ્યોમની વચ્ચે આવેલી કારણવારિથી ભરેલી નદી. જુઓ પરવ્યોમ અને કારણવારિ.

વ્યભિચારી- વચન, કટાક્ષ ઇત્યાદિ વડે જણાઇ આવતી પ્રેમની ભાવ, લાગણી.

વ્યતિરેક, જ્યાં વાદળાં નથી ત્યાં વૃષ્ટિ નથી એવી રીતે એક વસ્તુ ન હોય ત્યાં બીજી વસ્તુ પણ ન હોય એવી દલીલ.

વૃત્તિ, શબ્દના અર્થ કરવાના પ્રકાર.

સાધન ભક્તિ શ્રવણ, કીર્તન ઇ૦ જેનાં અંગ છે એવી સામાન્ય રીતે જોવામાં આવતી ભકિત.

સંબંધ, જીવનો જેની સાથે નહિ છૂટી શકે એવો સંબંધ છે તે, કૃષ્ણ.

સ્થાયીભાવ, ભકતની કૃષ્ણ પ્રત્યેની રતિ જે દાસ્ય, સખ્ય ઇ૦ પાંચ રૂપે કાયમ રહે છે તે.

સાત્વિક- અશ્રુ, સ્વેદ, કંપ, પુલક, સ્વરભંગ, વૈવર્ણ્ય, સ્તંભ વિકાર, અને મૂર્છા.

સાત્વત, વૈષ્ણવોનું એક પ્રાચીન નામ.

સાધન, જેના વડે કૃષ્ણપ્રેમની પ્રાપ્તિ થાય તે.

સાધ્ય, જે પ્રાપ્ત કરવાનું છે તે.

સ્નેહ, પ્રેમનું ઘનીભૂત સ્વરૂપ જે હૃદયને કોમળ બનાવે છે.

—:૦:—

# શુદ્ધિપત્ર.

| પૃષ્ટ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૮ | વદ્યા | વિદ્યા |
| ૮ | ૭ | સાનાં | સૌનાં |
| ૧૬ | ૪ | સમાકાલીન | સમકાલીન |
| ૩૨ | ૨૬ | ચાલી | ચાલુ |
| ૫૦ | ૧૫ | કૂમળી | કૂમળી |
| ૯૩ | ૧૭ | નમ્ર | નમ્ર |
| ૧૪૯ | ૫ | અસંકાચ | અસંકોચ |
| ૧૫૩ | ૯ | ઉતાળળો | ઉતાવળો |
| ૧૫૭ | ૫ | સૃષ્ટિની | સૃષ્ટિની |
| ,, | ૧૧ | વિરાજા | વિરજા |
| ,, | ૧૬ | ચિતૂશકિતના | ચિત્‌શકિતના |
| ,, | ,, | ધામથી | ધામની |
| ,, | ૧૯ | પણે | પણ |
| ,, | ૨૧ | સૃષ્ટિ કરવાનું | સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું |